# પ્રકાશક તરફથી

સર્વોદય વિચાર પ્રચાર ટ્રસ્ટની સ્થાપના પૂ. વિનોબાજીની પ્રેરણાથી શ્રી ટોકરશીભાઈ કાપડિયા તથા તેમના મિત્ર શ્રી ભગવાનદાસજી અગ્રવાલે સને ૧૯૫૬ ના મે માસની ૧૯મી તારીખે કરી હતી અને તેમના તરફથી સર્વોદય વિચાર પ્રચારની દિશામા ગાધીભવનમા ગાધી જ્ઞાનમદિરની સ્થાપના તથા આંધ્રપ્રદેશમા સર્વોદય સાહિત્ય પ્રચારના પ્રયત્ન કરવામા આવ્યા હતા પાછળથી આ કાર્યમા વેગ આવે તે માટે ટ્રસ્ટનો વિસ્તાર કરવામા આવ્યો હતો

આ ટ્રસ્ટ તરફથી કેટલાક ગ્રન્થો પ્રકાશિત કરવામા આવ્યા છે અને ભવિષ્યમા મુખ્યત્વે તેલુગુ ભાષામા અને સામાન્ય રીતે અન્ય ભાષાઓમા ઉપયોગી ગ્રન્થો પ્રકાશિત કરવાનો ઉદ્દેશ્ય રખાયો છે

આ ઉદ્દેશ્યથી '**જીવન અને જાગૃતિ**' નામનો ગ્રથ ગુજરાતી ભાષામા પ્રકાશિત કરતા આનદ થાય છે આ ગ્રન્થમા લેખકની જીવનકથા છે અને તેમને સમય સમય પર સર્વોદયની ભાવનારૂપે જાગૃતિની જે પ્રેરણા થઈ, તેનુ વ્યાવહારિક અને સુદર ઢબે સકલન પણ છે

શ્રી ટોકરશી લાલજી કાપડિયા આમ તો બહુ ધધાવાળા વ્યાવસાયિક સજ્જન છે, પણ લાબા સમયથી તેમની પ્રવૃત્તિ સમાજસેવાની રહી છે અને તેઓ જ્યારથી આંધ્રપ્રદેશમા આવ્યા, ત્યારથી અહીના સામાજિક ક્ષેત્રમા સદા સલગ્ન રહ્યા છે, તેમજ દાનવૃત્તિની સ્વાભાવિકતાથી એ કાર્યોનુ પોષણ કરવામાં પણ સદા તત્પર જોવામા આવ્યા છે

એક પ્રસગે કેટલાક દિવસની બિમારીને લીધે તેમને પરાણે પલગ પર રહેવુ પડ્યુ અને સ્વાભાવિક વૈરાગ્યવૃત્તિએ પુરાણી

સમર્પણ

*

મારા તે મિત્રોને

કે જેઓ

વ્યવસાયમાં રહેવા છતાં

જીવનને જાગ્રત રાખવા

પ્રયત્ન કરી રહ્યા છે.

*

વિનીત

ટોકરશી લાલજી કાપડિયા



# વિષયાનુક્રમ

# પૂજ્ય વિનોબાનો અભિપ્રાય

બૈની, બિહાર
તા ૮-૧૦-૬૬

શ્રી બિરદીચંદજી ચૌધરી,
હૈદરાબાદ

પુસ્તક બાબાને દેખી પાઠકોકો પુરુષાર્થ પ્રેરણા દેનેવાલી હૈ, એેસા બાબાને કહા

મહાદેવી.

# શુદ્ધિ

| પા. ન. | પંક્તિ ન. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦ | ૧૮ | રામજીભાઈ | રામજીભાઈ |
| ૩૩ | ૧૧ | ભરાકડી | ભરાહડી |
| ૫૦ | [illegible] | રૈયલ બે ક | રૈયલ લેઈક |
| ૮૧ | ૧૦ | ભારતન | ભારતના |
| ૮૪ | ૧૬ | ધ તરમ તર | જ તરમ તર |
| ૯૧ | ૯ | ગોવળકોડાની | ગોલકોડાની |
| ૯૨ | ૨૨ | અફજલજ મ | અફજલમ જ |
| ૯૨ | ૪ | ગોવલકોડામા | ગોલકોડામા |
| ૧૩૧ | ૧૧ | ભોલારામ | ભોલારામ |
| ૧૫૨ | ૧૬ | અમીરપીઠ | અમીરપેઠ |
| ૧૫૫ | ૮ | પ્રધાન પ્રધાન | પ્રધાન |
| ૧૫૫ | ૨૧ | બોધાન | બોધન |
| ૧૫૬ | ૯ | ત્યા સુધી | ત્યા સુધી |
| ૧૫૮ | ૧૮ | રૂપિયાનુ કેડ | રૂપિયાનુ કેડ |
| ૧૬૫ | ૧૯ | અધિવેશ | અધિવેશન |
| ૧૬૭ | ૧૩ | પ્રીન્સ નીલોફર | પ્રીન્સેસ નીલોફર |
| ૧૮૪ | ૧૦ | બાલાકીશનભાઈ | બાલકીશનભાઈ |
| ૧૮૭ | ૨૩ | સાભાળ્યુ | સભાળ્યુ |
| ૧૯૦ | ૨૩ | રાધાશિન હોમ | રાધાકીશન હોમ |
| ૧૯૧ | ૩ | તેઓે | તેઓ |
| ૧૯૧ | ૧૨ | ખમી | ખામી |
| ૧૯૨ | ૪ | દન | દાન |
| ૧૯૪ | ૧ | ૧૮૬૨ | ૧૯૬૨ |

## ૧

## ગ્રથરચના અગે કેટલુંક

અનેક સમસ્યાઓ પાર કર્યા પછી આ ગ્રથ લખાયો છે તે કેટલો ઉપયોગી થયો છે, તે કહેવુ મારા માટે મુશ્કેલ છે, પરતુ ‘ બોલ્યુ બહાર પડે અને લખ્યુ વચાય ’ એ ન્યાયે આ ગ્રથ વચાશે તો ખરો જ અને જુદી જુદી વ્યક્તિઓ પોતાની યોગ્યતા તથા રુચિ અનુસાર તેમાથી તત્ત્વ તારવી લેશે, એ પણ નક્કી અથવા તો તેની ઉપયોગિતા સબધમા મારે વિચાર જ શા માટે કરવો? મે એક શુભ હેતુથી તેનુ સર્જન કર્યું છે, એટલુ જ આશ્વાસન મારા માટે બસ છે

આ ગ્રથ લખવામા પહેલી સમસ્યા તો એ હતી કે ‘હુ આવો ગ્રથ લખવાનો અધિકારી છુ કે કેમ ? ’

મારા મનમા પ્રથમથી જ એવા સસ્કારો પડેલા હતા કે આત્મકથા યા જીવનકથા તો કોઈ મહાપુરુષ જ લખે; અથવા તો જેનુ વાણી પર પૂરુ પ્રભુત્વ હોય તે જ એની પહેલ કરે તેમા મારા જેવા મામુલી માણસનું કામ નહિ પરતુ વધારે વિચાર કરતા એમ લાગ્યુ કે મારા જેવા લાખો બલ્કે કરોડો મનુષ્ય આ દેશમા વસે છે અને તેઓ જીવનની

સામાન્ય સ્થિતિમાંથી ઊંચા આવવા મથે છે. તમને આ જીવનપ્રસંગો અમુક અંશે ઉપયોગી થાય એમ છે.

આ રીતે પહેલી સમસ્યાનો ઉકેલ થતાં મનને કંઈક સમાધાન સાંપડ્યું. પરંતુ બીજી સમસ્યા વધારે મુશ્કેલ હતી. હું મારા જીવનપ્રસંગોનું વાસ્તવિક સ્વરૂપ લખી શકીશ ખરો?

જો આપણા ગુણોનો વિસ્તાર કરીએ અને અવગુણોને ઢાંકી દઈએ તો એ આત્મકથા નહિ, પણ 'આત્મ'શ્લાઘાનું જ એક પુરાણ બની જાય. એવું પુરાણ લખવાનો તથા પ્રસિદ્ધ કરવાનો અર્થ શો? એમાં આપણું અહં પોષાય અને છેવટે પતન થાય તથા લોકો સત્ય હકીકત જાણવાથી વંચિત રહે અને તેથી ભળતા જ અનુમાનો બાંધે. પરંતુ મારી બાલ્ય તથા યુવાવસ્થામાં મેં પૂજ્ય મહાત્માજી, પૂજ્ય વિનોબા, શ્રીમદ્ રાજચંદ્ર, ભગવાન મહાવીર તથા ટોલ્સ્ટોય વગેરે મહાપુરુષોના વચનામૃતોનું સારી રીતે પાન કર્યું હતું અને તેથી મારા મનમાં સત્યની રુચિ તથા સત્યનો આગ્રહ ઠીક ઠીક બંધાયો હતો. તેને મેં વધારે મજબૂત કરવાનો નિર્ણય કર્યો.

આ રીતે બીજી સમસ્યાનો પણ ઉકેલ થયો, એટલે મારું મન આનંદિત થયું. જાણે કોઈ અરણ્ય પાર કરીને તેના કિનારે પહોંચ્યો! પરંતુ એ આનંદ વધારે વખત ટક્યો નહિ. કારણ કે ત્રીજી સમસ્યા ઊંચા ગગનગામીની માફક મારી સામે ઊભી જ હતી. મારો અભ્યાસ માત્ર પાંચ ગુજરાતી જેટલો જ અને ભાષાજ્ઞાનમાં ત્રુટિઓ ઘણી જ. હું મનના ઉત્સાહને લીધે પત્રિકાઓ વગેરે લખતો હતો, પણ તે બીજાઓ પાસે

જરૂર સુધરાવવી પડતી આ હાલતમા મારે જીવનકથા લખવાનુ સાહસ શી રીતે કરવુ ?

પરંતુ એ જ વખતે અતરમાથી અવાજ આવ્યો કે આજ સુધીમા તે અનેક પ્રકારના સાહસો ખેડ્યા છે અને તેમાના ઘણાખરા સાહસોમા તુ પાર ઉતર્યો છે, તો આ સાહસ ખેડતા આટલો કેમ ડરે છે? 'હિમ્મતે મર્દા તો મદદે ખુદા ' એક વાર તુ લખવાનો સકલ્પ કર, એટલે બાકીનો બધો માર્ગ તારા માટે ખુલ્લો થઈ જશે

હવે મનમા કૈક હિંમત આવી અને ઉત્સાહનો સચાર થયો, પરંતુ આગળ વધવુ મુશ્કેલ હતુ ચોથી સમસ્યા મારો માર્ગ આતરીને ઊભી રહી હતી તે મને પ્રશ્ન કરતી હતી કે ' તારી પાસે આ બધુ લખવાનો સમય ક્યા છે? સામાજિક, શૈક્ષણિક, રાજકીય તથા ધધાકીય પ્રવૃત્તિઓ સભાળતા ચોવીશ કલાક પણ ઓછા પડે છે, તો આ નવી પ્રવૃત્તિ શી રીતે કરીશ ?'

ખરેખર! આ સમસ્યા આકરી જ હતી સમયની બાબતમા મારે ખૂબ જ સાવધ રહેવુ પડતુ અને બને તેટલી કરકસરથી તેનો ઉપયોગ કરવો પડતો જ્યારે આ કામ તો કેટલાક અઠવાડિયા કે કેટલાક મહિનાઓ માગતુ હતુ પરંતુ ' નેજના ગાડા નેજમા રહેતા નથી તે એક યા બીજી રીતે અવશ્ય બહાર નીકળે છે ' મારી આ ચોથી સમસ્યાનુ પણ એમ જ થયુ મને ૧૯૫૫મા અસ્વસ્થ તબિયતને કારણે કેટલીક નિવૃત્તિ લેવી પડી અને એ રીતે મને આ કાર્ય માટે જોઈતો સમય મળી

ગયો. કેટલીક વાર માણસની નબળાઈ પણ આશીર્વાદનું કારણ બને છે તે આનું નામ!

આ વખતે યાદદાસ્તી તાજી કરીને મેં મારા જીવન સંબંધીની આ પ્રાથમિક નોંધો લખવા માંડી. પણ કામ અર્ધે પહોંચ્યું ત્યાં નિવૃત્તિનો સમય પૂરો થઈ ગયો અને મારે પ્રવૃત્તિઓ ફરી સંભાળવી પડી. પુનઃ હું સમયના સંકેતમાં આવી ગયો. ઘણીવાર વિચાર કરું કે જીવનકથાનું અધૂરું રહેલું કામ પૂરું કરું પણ જોઈતી ફુરસદના અભાવે મન એકાગ્ર થાય નહિ અને લખવાનો રંગ જામે નહિ! એમ કરતાં દિવસો અને મહિનાઓ પસાર થવા લાગ્યા અને સાલો પણ બદલાવા લાગી પરંતુ આ કામ પૂરું કરવાનો મારા દિલમાં અરમાન હતો, એટલે છેવટે સને ૧૯૪૪-૪૫માં તબિયતના કારણે ધંધા વગેરેમાંથી ફરી નિવૃત્તિ લીધી, ત્યારે આ નોંધો પૂરી કરી.

આમ છતાં સમસ્યાઓનો છેડો તો આવ્યો ન હતો. હજી એક મહત્ત્વની સમસ્યા ઊકેલ માગી રહી હતી. મેં જે નોંધો લખી હતી તે ભાષાની દૃષ્ટિએ ઘણી સુધારવા માગતી હતી અને તેને વધારે વ્યવસ્થિત કરવાની પણ જરૂર હતી. આ કામ ઘણી કુનેહ અને ઘણા અનુભવ માગનું હતું. ભાષા સુધારતાં ભાવ બદલાય તે ચાલે નહિ અને વ્યવસ્થા કરતાં વિચારના દબાય તો અનર્થ થાય. એવામાં મુંબઈનિવાસી શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહ કે જેઓ નાનપણથી જ પૂજ્ય મહારાજશ્રીની વિચારસરણી પ્રત્યે પૂર્ણ આદર ધરાવનારા છે તથા જેમણે આજ સુધીમાં

જુદા જુદા વિષયો પર નાના-મોટા ગ્રણસો ઉપરાંત પુસ્તકો લખેલા છે, તેમનો સાક્ષાત્ પરિચય થયો અને તેમણે આ ગ્રન્થના સંપાદનની જવાબદારી સ્વીકારી લીધી, તેથી મારા માથા પરનો ભાર ખૂબ જ હળવો થયો

આ ગ્રંથ મારા તેમજ અન્યના જીવનમા જાગૃતિનું નિમિત્ત બનશે, એમ સમજીને તેનું નામ '**જીવન અને જાગૃતિ**' રાખ્યું છે

જીવનનો પ્રવાહ તો સહુમા વહે છે, કોઈમા પ્રબળ તો કોઈમા ક્ષીણ! પરંતુ જાગૃતિ સર્વેમા જોવામા આવતી નથી એના દર્શન તો વિરલ સ્ત્રી-પુરુષોમા જ થાય છે આપણી છેલ્લી કેટલીય સદીઓ ગુલામીમા વ્યતીત થઈ, એટલે આપણામા મૂઢતાનું પ્રમાણ વધ્યું અને જીવનની જાગૃતિ છેક જ ગુમાવી દીધી આજથી સાઠ-સીત્તેર વર્ષ પહેલા આપણી સ્થિતિ કેવી હતી, તેનો પૂરેપૂરો ખ્યાલ કરો એ તો આપણા નસીબ સારા કે બરાબર આજ અવસરે આપણે ત્યા એક યુગપુરુષ પાક્યો કે જે સ્વયં જાગ્રત થયો અને સમસ્ત દેશમા જાગૃતિનો જુવાળ ફેલાવી દીધો એક કવિએ ઠીક જ કહ્યું છે કે—

> એવું પ્રમાદવશ વિશ્વ બધુંય જ્યારે,
> ત્યાગી પ્રમાદ દૂર સજ્જ થયા જ ત્યારે,
> સંજીવની જગતને દઈને અનેરી,
> નિદ્રા હરી સકલ ભારતવર્ષ કેરી

હું પોતે પૂજ્ય ગાંધીજીના જીવન અને પ્રવચનોથી ખૂબ જ પ્રભાવિત છું અને જ્યારે પણ સમય મળે, ત્યારે

૨

## જન્મભૂમિ

મારો જન્મ કચ્છની ભૂમિ પર થયો છે આ ભૂમિની ત્રણ બાજુ સાગર ગર્જે છે અને એક બાજુ રણનો પ્રદેશ આવેલો છે, જે કચ્છના રણ તરીકે પ્રસિદ્ધ છે

આજે તો કચ્છનુ રણ જગબત્રીશીએ ચડી ચૂકયુ છે, કારણ કે પાકિસ્તાને પોતાની મેલી મુરાદ પાર પાડવા ભારત પર જે આક્રમણ કર્યું, તેનો પ્રથમ પ્રયોગ આ રણની ઉત્તર સીમા પર કર્યો હતો અને તેના રોજે રોજના સમાચારો વર્તમાનપત્રોના પાને ચમકતા હતા, તેમજ રેડિયો પરથી વહેતા મૂકાતા હતા

રણનો સામાન્ય અર્થ રેતાળ પ્રદેશ થાય છે, પણ અહી રેતી પથરાયેલી નથી આ રણ તો ખારી માટી અને કાદવનુ બનેલુ છે, તેમજ તેના પર અમુક મહિનામા સાગરના પાણી ફરી વળે છે આ બધી હકીકત લક્ષ્યમા રાખીને વિદ્વાનોએ એવો નિર્ણય કરેલો છે કે વારવાર થતા ધરતીકપને લીધે આ ભાગ સમુદ્રમાથી ઊચો ઉપસી આવેલો છે

આ રણે ઘણા પ્રાચીન કાલથી કચ્છની ઉત્તર–પૂર્વ સીમાનુ રક્ષણ કરેલુ છે, કારણ કે કોઈ પણ લશ્કર તેને સહેલાઈથી પાર કરીને આ તરફ આવી શકે એમ નથી આમ છતા કેટલાક અડિયલ આક્રમણખોરો આ રણ પસાર કરીને કચ્છમા પેઠા છે, પરતુ કચ્છના બહાદુર લોકોએ તેમનો જોરદાર સામનો

કરીને તેમને નસાડી મૂક્યા છે કે તેમનો નાશ કર્યો છે. એક કવિએ કહ્યું છે કે "સિંધડો વાગ્યો સુણે આ મુલકના ઉછરંગ." આ ભૂમિના લોકો એવા છે કે જ્યાં સિંધુડો રાગ તથા શરણાઈના સૂરો સાંભળે કે તેમનું રક્ત (લોહી) મૂળમાંથી ઉછળી આવે છે.

સાગરકાંઠાએ આ પ્રદેશના લોકોને વહાણો બનાવતા તથા દરિયાની સફરો કરતા શીખવ્યું છે. પ્રાચીન ભૂગોળકાર ટોલેમીએ આ દેશના ઉત્તમ વહાણવટાની માનભેર નોંધ લીધી છે અને મધ્યયુગના અંગ્રેજ લેખકોએ તેના દરિયાઈ સાહસોને મુક્ત કંઠે અંજલિ આપી છે.

દુનિયાભરની લડાઈમાં વિશ્વવિખ્યાત બનેલું "વિક્ટરી" વહાણ તથા ઈંગ્લાંડ અને અમેરિકા વચ્ચે સફર કરતું "કૈસાર" વહાણ માંડવી બંદરમાં બનેલું હતું.

કચ્છ કંઠમાં લખપત, કોટેશ્વર, જખૌ, માંડવી, મુંદરા, તુણા, કંડલા અને ખારી રોહર એ આઠ બંદરો આવેલાં છે. તેમાં આજ સુધી માંડવીનો દરજ્જો પ્રથમ હતો. પણ છેલ્લા કેટલાક વર્ષોથી કંડલા બંદર મુખ્ય બન્યું છે અને તેનો વિકાસ એટલો બધો થયો છે કે કચ્છ તેની ગણના ભારતના પ્રથમ દરજ્જાના બંદરોમાં થાય છે. આ વિકાસમાં ભારત સરકાર મોટો ફાળો આપેલો છે તથા તેની સાથે ગાંધીધામ નામનું નવું શહેર વિકસાવેલ છે. વળી હવે તો તેને ફ્રી ઝોન તરીકે જાહેર કરેલ છે એટલે આયાત-નિકાસ સારી રીતે ખીલી રહ્યો છે. ટૂંકમાં કંડલા બંદર, ફ્રી ઝોન અને ગાંધીધામનો

કરીને તેમને નસાડી મૂક્યા છે કે તેમનો નાશ કર્યો છે. એક કવિએ કહ્યું છે કે 'સિંધડો સાચાઈ સુજે, આ મુલ્ક જ ઉજ્જ્વલ.' આ ભૂમિના લોકો એવા છે કે જે સિંધુડો રાગ તથા શરણાઈના સૂરો સાંભળે કે તેમનું રક્ત (લોહી) મૂછમાંથી ઉછળી આવે છે.

સાગરકાંઠાએ આ પ્રદેશના લોકોને વહાણો બનાવવાના તથા દરિયાની સફર કરતાં શીખવ્યું છે. પ્રાચીન ભૂગોળકાર ટોલેમીએ આ દેશના ઉત્તમ વહાણવટાની માનભેર નોંધ લીધી છે અને મધ્યયુગના અંગ્રેજ લેખકોએ તેના દરિયાઈ સાહસોને મુક્ત કંઠે અંજલિ આપી છે.

ટ્રફાલ્ગરની લડાઈમાં વિશ્વવિખ્યાત બનેલું 'વિક્ટરી' વહાણ તથા ઈંગ્લાંડ અને અમેરિકા વચ્ચે સફર કરતું 'મેરિસાર' વહાણ માંડવી બંદરમાં બનેલું હતું.

હાલ કચ્છમાં લખપત, કોટેશ્વર, જખૌ, માંડવી, મુંદરા, તુણા, કંડલા અને ખારી રોહર એ આઠ બંદરો આવેલાં છે. તેમાં આજ સુધી માંડવીનો દરજ્જો પ્રથમ હતો. પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી કંડલા બંદર મુખ્ય બન્યું છે અને તેનો વિકાસ એટલો બધો થયો છે કે હાલ તેની ગણના ભારતના પ્રથમ દરજ્જાના બંદરોમાં થાય છે. આ વિકાસમાં ભારત સરકારે ઘણો ફાળો આપેલો છે તથા તેની પાસે ગાંધીધામ નામનું નવું શહેર વિકસાવેલ છે. વળી હવે તો તેને ફ્રી ઝોન તરીકે જાહેર કરેલ છે એટલે ત્યાં ઘર-ઉદ્યોગો સારી રીતે ખીલી શક્યા છે. ટૂંકમાં કંડલા બંદર, ફ્રી ઝોન અને ગાંધીધામનો

ત્રિવેણીસગમ થતા તેની ગણના સમસ્ત ભારતના એક અગત્યના સ્થાન તરીકે થવા લાગી છે

કચ્છને પોતાની વિશેષતા છે તે અ ગે કવિઓએ કહ્યુ છે કે—

**ભલ ઘોડા કાઠી ભલા, પેનીઢક પે'રવેશ;**
**માનવ મોંઘા મૂલના, કોડીલો કચ્છ દેશ.**

'કચ્છ દેશ ખરેખર ઘણો કોડીલો અર્થાત્ સુ દર છે, કારણુ કે ત્યા ઉત્તમ જાતિના અશ્વો પાકે છે, ઉત્તમ જાતિના કાઠી લોકો વસે છે, પગની પાની ઢ કાય એવો મર્યાદાવાળો પોશાક છે અને મનુષ્યો મોઘા મૂલના છે '

**બેર બુરી ને બાવરી, વરી ક ઢા ને બ્યા કખ્ખ;**
**હોથલ હલો કચ્છડે, જિત માડુ સવા લખ્ખ;**

'જ્યા બોરડી, શુવર અને બાવળના ઝાડો છે વળી ાંટા અને બીજુ ઘાસ છે આમ છતા હે હોથલ ! તુ આ ચ્છ દેશમા જ ચાલ, કારણુ કે ત્યા માણુસો સવા લાખના ' આ શબ્દો કવિઓ ઓઢા જામના મુખમા મૂકેલા છે

કચ્છની ભૂમિ કેટલીક જગાએ લીલી પણુ છે, પર તુ ેનુ એક દર સ્વરૂપ ઉપર વર્ણુવ્યુ તેવુ છે આમ છતા આ ભૂમિ મને તો ખૂબ જ વહાલી લાગે છે કોણુ જાણે કેમ, આ ભૂમિમા જન્મ લેનારને તેની મમતા કોઈ પણુ સ ંયોગોમા છૂટતી જ નથી કહ્યુ છે કે—

**અક્કૈ, વણુ, જાડેજા ઠક્કર, ઘર ઘર ફૂ ઢા રચ્છ;**
**રબ ઠકૂકે કુનિયાં, તો ય ભલારો કચ્છ.**

વનમાં ઝાડપાનાં વૃક્ષો છે ઠકુરાઈ ભાઈઓ રજપૂતોની છે ઘેર ઘેર વાસણોમાં પાણીનાં કુંડા છે અને હાલ્લામાં રાબડી પડી રહેતી હોય છે તો પણ અમે કહીએ છીએ કે અમારો કચ્છ દેશ ભલો છે

કચ્છના કુદરતી વિભાગો ત્રણ છે વાગડ, કંઠી ને અબડાસો. આ ત્રણેય વિભાગોને પોતપોતાની વિશેષતા છે અને તેથી જ તેઓ એક બીજાથી જુદા તરી આવે છે પરન્તુ તેમાં વધારે ઉપજાઉ ભાગ કંઠીનો છે મુનિશ્રી વિદ્યાવિજયજીએ મારી કચ્છયાત્રામાં લખ્યું છે કે કંઠીને હું નંદનવન કહું છું એ આ માટે જ કહું છું કે કચ્છ જેવી શુષ્ક ભૂમિમાં પણ કંઠી સુંદર બાગોની ઘટાઓથી સુશોભિત સ્થાન છે ગામે ગામ વાડીઓ અને બગીચા છે ખાસ કરીને ભુજપુર, દેશલપુર અને બીદડાના બગીચાઓમાં ઉત્તમ જાતના આંબા આખા કચ્છમાં વખણાય છે આખો પ્રદેશ લીલોછમ દેખાય છે લોકોની રહેણી-કરણી, ખાનપાન અને વેશ વગેરે બીજા પ્રાંતો કરતાં જુદા તરી આવે છે

આ કંઠી વિભાગમાં ભૂખી નદીના કિનારે આવેલા પત્રી ગામમાં મારો જન્મ થયો હતો. સામાન્ય રીતે મનુષ્યને પોતાના જન્મસ્થાન પર મમતા જાગે છે અને તે જાગવી જ જોઈએ, એમ મારું માનવું છે જનની અને જન્મભૂમિને સ્વર્ગથી પણ અધિક કહી છે તેનું કારણ એ છે કે તે આપણો પિંડ પોષે છે આપણા જીવનનું ઘડતર કરે છે અને આપણને હરી ફરી શકવાનો આશ્રય આપે છે કોઈ આપણા ઉપર સામાન્ય ઉપકાર કરે તો પણ તેમને ભૂલવા ન જોઈએ, તો

જે ભૂમિ આપણા પર અસીમ ઉપકાર કરે છે, તેને કેમ ભૂલી શકીએ ? મારે સયોગવશાત્ જન્મભૂમિથી દૂર જવુ પડ્યુ અને આજે પણ દૂર જ વસુ છુ, પરતુ તેના પ્રત્યેની મમતામા જરાયે ઘટાડો થયો નથી, તેને હુ મારા જીવનનુ પરમ સૌભાગ્ય માનુ છુ

મારો જન્મ થયો, ત્યારે કચ્છની હાલત ખરાબ હતી આવકનો મુખ્ય આધાર ખેતી, પરતુ વરસાદની અનિયમિતતાને લીધે વારવાર દુષ્કાળ જેવી પરિસ્થિતિ ઉત્પન્ન થતી અને લોકોને ઘણી હાલાકી વેઠવી પડતી વળી શિક્ષણનુ પ્રમાણ ઘણુ જ ઓછુ અને સામાજિક રૂઢિઓ એટલી બળવાન કે તેમાથી જરાય આઘુ પાછુ થઈ શકાય નહિ તેમ જ રાજ્યમા એકહથ્થુ સત્તા અને તેની ધાક ઘણી ભારે, એટલે કોઈ તેના સામે ઊચા અક્ષરે બોલી શકે નહિ ઉપરાત ઉદ્યોગ-ધધા ઓછા અને રસ્તાઓ પણ મોટા ભાગે કાચા આ હાલતમા ઉન્નતિના દર્શન ક્યાથી થાય ? પરતુ થોડા વખત બાદ સ્વરાજ્યની ચળવળથી ભારતભરમા ક્રાતિની એક લહેર આવી ગઈ અને ત્યાર બાદ આઝાદીની લડત શરૂ થતા પ્રજામા પ્રાણ પૂરાયો તેના મધુર ફળો આ દેશને પણ મળ્યા આજે કચ્છમા પ્રગતિના દર્શન થઈ રહ્યા છે અને તેના ગામડાઓ સુધરવા લાગ્યા છે

સ્વરાજ બાદ કચ્છનો સ્વતત્ર પ્રાત બન્યો હતો અને તેનો વહીવટ દિલ્લી હસ્તક ચીફ કમીશનર મારફત ચાલતો હતો પછી ગુજરાત રાજ્ય બનતા તેમા જોડાયો આ ફેરફારનાં

તળકે ભારત સરકારે ખૂબ સહાયતા કરી અને હાલ ગુજરાત રાજ્ય તરફથી પણ ઠીક પ્રમાણમાં સહાયતા મળે છે

ત્રીજી વાત કરું તો ૨૩ માણસની વસ્તીમાં એક ગાંધી વિદ્યાલય નામની હાઈસ્કૂલ છે એક છાત્રાલય છે એક કન્યાશાળા છે એક બાલિકાશાળા છે એક બાલમંદિર એક પુસ્તકાલય અને એક વાચનાલય છે વળી ત્રણ ધર્મશાળાઓ અને ત્રણ દવાખાનાઓ પણ છે ગામની ઉત્તર દિશામાં ત્રણ માઈલ દૂર ખેંગારસાગર નામનું તળાવ આવેલું છે તેમાં બંધ બાંધી નહેર ખોદવામાં આવી છે જેનું પાણી ગામની જમીનને મળે છે વિશેષમાં કેટલાક નાના તળાવો તથા પચીસ ઘણા કૂવાઓ છે અને ગામની ૫૬ ૦ એકર જેટલી જમીન-માંથી ૫ ૦ એકર જમીનમાં ખેતી થાય છે તેમાં નવું હવે તો બે જીનો મૂકાયા છે અને ખેડે તેની જમીનનો કાયદો અમલમાં હોઈ લોકો ઘણા ઉત્સાહથી જમીન સુધારી વધારે પાક લેવા લાગ્યા છે ઉપરાંત જૈન દેરાસર, સ્થાનક તથા દરેક ધર્મના મંદિરો છે તેમાં ભૂતેશ્વર શિવમંદિર અને રામ-મંદિર રમણીય છે ગામમાં એક મસ્જીદ પણ છે

આજથી બાર વર્ષ પહેલા શ્રીપત્રી સર્વોદય સમાજની રજતજયંતી પ્રસંગે એક વિશેષાંક પ્રકટ થયો હતો તેમાં મારાં સ્વપ્નો નામના લેખમાં મેં જણાવ્યું હતું કે સર્વોદયની દૃષ્ટિએ ગામ સ્વરાજ્ય એટલે લોકોનો ઉદય એ ગ્રામસ્વરાજ્ય સ્થાપવાનું હજી બાકી છે આપણું ગામ આદર્શ ગામ બની શકે. આપણે તે કાર્ય કરીએ. ઈશ્વર આ સહુને

પ્રેરણા આપે ! આદર્શ ગ્રામ બનાવવા લોકોમા ઉત્સાહ, તદુરસ્તી અને નિર્ભયતા લાવવા પડશે લોકોના જીવનધોરણને ઊચે લાવવા માટે આપણે ક્રાતિની દિશામા જવુ પડશે તે માટે જનસમાજમા ફેલાયેલા પ્રમાદ અને આળસને દૂર કરવા પડશે ચા, બીડી વગેરે વ્યસનોમાથી તેમને મુક્ત થવા સમજાવવા જોઈશે પરાઈ નિદા કરવાના નિદ્ય કાર્યથી તેમને અટકાવવા જોઈશે '

તેમા એ પણ જણાવ્યુ હતુ કે 'આપણો સમય નકામો વેડફી ન નાખતા એ સમય સાર્વજનિક કાર્યોમા વાપરીએ. ગ્રામસફાઈ તથા ગ્રામોદ્યોગના કાર્યમા સૌ પરોવાય સાર્વ-જનિક કાર્યમા સહુનુ ભલુ છે, એ સમજીએ સખ્ત પરિશ્રમ વિના કાર્ય સિદ્ધિ નથી, એ મહામત્રને અપનાવીએ ગામડામા ફેલાયેલા અનેક વ્યસનો જીવનને પરાધીન બનાવી રહ્યા છે અને ગરીબી તરફ ધકેલી રહ્યા છે આળસ એ પણ વ્યસન જ છે આ સત્ય હકીકતને લક્ષમા લઈએ અને વ્યસનોને તિલાજલિ આપીએ આપણે આ વ્યસનોને ટાળવા ઝુબેશ ઉપાડીએ સૌ મિત્રો, ભાઈબહેનો અને બાળકો સાથે મળી આ કાર્ય કરીએ '

મને જણાવતા આનદ થાય છે કે મારા આ સ્વપ્નો પૂરેપૂરા તો નહિ, પરતુ ઘણા મોટા પ્રમાણમા સિદ્ધ થવા લાગ્યા છે અને સહુની નજર પત્રી તરફ ઠરી છે

પત્રી મુદરા તાલુકાનુ ગામ છે તે ભુજથી ૨૪ માઇલ, અજારથી ૨૪ માઇલ અને મુદરાથી ૧૦ માઇલના અતરે

આવેલું છે. આ બધા સ્થાનો સાથે માલવ્યવહાર ચાલુ છે. હવે તો કચ્છ અંદરથી પણ ત્યાં મોટર મારફત જઈ શકાય છે. તે માટે વાગડ માર્ગનું અંતર કાપવું પડે છે.

પત્રીનો ઇતિહાસ જુદો છે. પણ તે બધો અહીં લખવાની જરૂર નથી. માત્ર તેની ત્રણ વાતો યાદ રાખવા જેવી છે. ઈ. સ. ૧૬૩માં જશરાજે તેને વસાવ્યું. સં. ૧૩૬ થી તેમાં ઓસવાળોની વસ્તી થઈ અને સં. ૧૮૭૭માં મહારાવ રાયધણજીના રાજ્ય અમલ દરમિયાન આ ગામ ઉપર વાર ચડેલી ત્યારે અહીંના પ્રજાપાલ ચડેલા બારોટોએ તેની રક્ષા કરવા માટે પ્રાણની આહુતિ આપેલી. આજે પણ દરબારગઢમાં એ વીર પુરુષની યાદ આપતી એક દહેરી અને એક પાળીયો અખંડ ઊભેલા છે.

આ પ્રકરણ પૂરું કરતા પહેલાં એટલું જણાવી દઉં કે પત્રી ગામ એ જેમ મુંદરા તાલુકાનો એક ભાગ છે અને મુંદરા તાલુકો કચ્છ પ્રદેશનો એક ભાગ છે, તેમ કચ્છ પ્રદેશ ગુજરાત રાજ્યનો એક ભાગ છે અને ગુજરાત રાજ્ય એ ભારતનો એક ભાગ છે. એટલે છેવટે તો આપણે બધા યે ભારતના સંતાનો તરીકે જ ગૌરવ લેવાનું છે.

## ૩

## માતા-પિતાદિ

પત્રી ગામમાં વીસા ઓસવાળોના ઘર લગભગ ત્રણસો છે. તે બધા જ જૈન ધર્મ પાળે છે. તેમાં કેટલાક કુટુંબો

'ધુગેડ' અટકથી ઓળખાય છે આવા જ એક ધરોડ કુટુંબમા વિક્રમ સંવત્ ૧૯૭૨ના પોષ સુદિ ૧૧ ને શનિવારના રોજ મે મારા જીવનનો પ્રથમ પ્રકાશ જોયો અંગ્રેજી મિતિ પ્રમાણે કહું તો એ દિવસ સને ૧૯૧૬ના જાન્યુઆરી માસની ૧૯ મી તારીખનો હતો

મારા પિતાનુ નામ લાલજી, દાદાનુ નામ દેવજી અને માતાનુ નામ વેજબાઈ

અહીંના બધા ઓસવાળો ખેતી કરતા, તેમ મારા વડવાઓ પણ ખેતી કરતા પરંતુ દેવજી દાદાને લાગ્યુ કે હવેના કાળમા માત્ર ખેતીવાડીથી પૂરુ થશે નહિ, એટલે તેમણે ખેતીવાડી છોડી દીધી અને મુંબઈ જવા માટેનુ વહાણુ પકડ્યુ પૂરા પંદર દિવસે તેઓ મુંબઈ પહોંચ્યા

આ વખતે બીજા ઓસવાળો પણ ધંધાર્થે પરદેશ જતા થઈ ગયા હતા, પરંતુ ઘરડાઓ તો એમ જ કહેતા કે જે અકર્મી હોય અને જેને મહેનત-મજૂરી કરવી ન હોય તે જ ખેતીવાડી છોડી વેપાર માટે પરદેશ જાય તેમની એ દૃઢ માન્યતા હતી કે 'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ ચાકરી' પરંતુ યુગ બદલાતા અનેકની ભાવના બદલાઈ ગઈ હતી અને તેઓ ખેતીવાડી કરતા વેપારને ઉત્તમ માનતા થયા હતા તથા તે માટે ગમે તેવો પરદેશ ખેડવો પડે કે ગમે તેવા અજાણ્યા ભાગમા જવુ પડે તો જવાને તૈયાર થઈ ગયા હતા આજે તો આશરે સાત લાખ કચ્છીઓ ધંધાર્થે

કચ્છની બહાર વસે છે અને તેઓ ભારતના જુદા જુદા ભાગોમાં તથા દુનિયાના અન્ય દેશોમાં ફેલાયેલા છે.

અહીં ઓસવાળ વિષે થોડી નોંધ કરીશ. શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પછી સીત્તેરમા વર્ષે શ્રી રત્નપ્રભસૂરિએ રાજસ્થાનના આવેલ ઓશિયાન નગરીના રાજા ઉપલદે સહિત અઢાર જાતના ક્ષત્રિયોને ઉપદેશ આપી જૈન બનાવ્યા, ત્યારે ઓશવાલ વંશની સ્થાપના થયેલી છે.

આ ઓશવાળોમાં જેમણે પોતાનો વર–વ્યવહાર વીસ વસા એટલે પૂરેપૂરો જાળવી રાખ્યો, તે વીસા કહેવાયા અને જેમણે સમય–સંયોગ અનુસાર તેમાં ઢીલી દોર મૂકી કે તે દશા કહેવાયા. આ વીસા અને દશા બંને ઓસવાળો ક્રમે ક્રમે મેવાડ, મારવાડ, ગુજરાત, સૌરાષ્ટ્ર વગેરે દેશોમાં ફેલાયા અને તેનો એક ભાગ આશરે પાંચસો વર્ષ પહેલાં કચ્છમાં આવ્યો.

પત્રીમાં ઓસવાળોનું પ્રથમ આગમન વિ. સં. ૧ ૬૫ ની સાલમાં થયું એ હકીકત હું ગયા પ્રકરણમાં જણાવી ગયો છું. એમ કહેવાય છે કે તે વખતે તો ત્યાં માત્ર બે જ વ્યક્તિઓ આવેલી. તેમાં એકનું નામ પંચો હતું અને બીજાનું નામ પુનાતર હતું. તેઓ અનુક્રમે કાકો–ભત્રીજો થતા હતા અને તેમની અટક મોહતા હતી. તેઓ બેમાંથી ચાર થયા, ચારમાંથી ચોદ થયા અને તેમનો વંશવેલો વધતા પત્રીમાં વીસા ઓસવાળોના ઘણાં ઘરો વસી ગયાં.

એમ કહેવાય છે કે આમાના કોઈ પ્રતાપી પુરુષે કારણ પ્રસંગે પરગણું કર્યું એટલે કે આખાયે પરગણાના ઓસ

વાળાને જમવા તેડેલા તે વખતે તેમણે બધાને ખૂબ ધરાઈને ખવડાવ્યુ, એટલે તેઓ ધરોડ કહેવાયા અને તેના વંશજો ધરોડ તરીકે ઓળખાવા લાગ્યા

અમારુ કુટુંબ આમ તો ધરોડ જ ગણાય, પરંતુ મારા પિતાજીએ મુંબઈમાં જઈ કાપડનો ધંધો શરૂ કરતા અમે કાપડિયા તરીકે ઓળખાવા લાગ્યા

મારા પિતાશ્રી લાલજીભાઈ તથા તેમના મોટાભાઈ ઉમરશી નાની વયથી જ મુંબઈમા રહેતા હતા તેમા મારા પિતાશ્રી પણ કચ્છથી મુંબઈ વહાણમા આવેલા અને પંદર દિવસની સફર કરેલી તેઓ કાપડની દુકાન ચલાવતા હતા અને કપાસ વગેરેનો ધંધો પણ કરતા હતા, જ્યારે ઉમરશી બાપા અનાજના ધંધામા પડ્યા હતા તેઓ હિંદને ખૂણે ખૂણેથી અનાજ મંગાવતા અને લાખો ગુણીનું કામ કરતા

આ બંને ભાઈઓમા આપસનો પ્રેમ અજોડ હતો, જાણે રામ-લક્ષ્મણની જોડી! વળી તેઓ વેપાર-રોજગાર કરતા પિતાશ્રીની સેવા તરફ વધારે ઢળેલા હતા અને કોઈને પણ બનતી સહાય કરવા માટે તન-મન ધનથી સદા તૈયાર રહેતા તેમનુ કામકાજ તો દુકાનના બીજા સાથીદારો કે માણસો જ સંભાળતા તેમનું જીવન પરગજુપણાની ટોચે પહોંચ્યુ હતુ, એમ કહુ તો ખોટુ નથી

આ બંને ભાઈઓને ધાર્મિક કાર્યોમા પણ ખૂબ રુચિ હતી તેઓ બંને ભાઈ રોજ ભગવાનની પૂજા કરતા અને પિતાશ્રી તો ચામર લઈ નૃત્ય કરતા વળી મંદિર કે ધર્મસ્થાનકને

કચ્છની બહાર વસે છે અને તેઓ ભારતના જુદા જુદા ભાગમાં તથા દુનિયાના અન્ય દેશોમાં ફેલાયેલા છે.

અહીં ઓશવાળ વિષે થોડી નોંધ કરીશ. શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પછી સીત્તેરમા વર્ષે શ્રી રત્નપ્રભસૂરિએ રાજસ્થાનમાં આવેલ ઓશિયાનગરીના રાજા ઉપલદે સહિત અઢાર જાતના ક્ષત્રિયોને ઉપદેશ આપી જૈન બનાવ્યા ત્યારે ઓશવાલ વંશની સ્થાપના થયેલી છે.

આ ઓશવાળોમાં જેમણે પોતાનો વર્ણ-વ્યવહાર વીશ વસા એટલે પૂરેપૂરો જાળવી રાખ્યો તે વીસા કહેવાયા અને જેમણે સમય-સંયોગ અનુસાર તેમાં ઢીલી દોર મૂકી કે તે દશા કહેવાયા. આ વીસા અને દશા બન્ને ઓસવાળો ક્રમે ક્રમે મેવાડ, માળવા, ગુજરાત, સૌરાષ્ટ્ર વગેરે દેશોમાં ફેલાયા અને તેનો એક ભાગ ચારસો-પાંચસો વર્ષ પહેલાં કચ્છમાં આવ્યો.

પત્રીમાં ઓસવાળોનું પ્રથમ આગમન વિ. સં. ૧૬ ૨ ની સાલમાં થયું એ હકીકત હું ગયા પ્રકરણમાં જણાવી ગયો છું. એમ કહેવાય છે કે તે વખતે તો ત્યાં માત્ર બે જ વ્યક્તિઓ આવેલી. તેમાં એકનું નામ નથો હતું અને બીજાનું નામ પુનાતર હતું. તેઓ અનુક્રમે કાકો-ભત્રીજો થતા હતા અને તેમની અટક મોતા હતી. તેઓ બેમાંથી ચાર થયા, ચારમાંથી ચૌદ થયા અને તેમનો વંશવેલો વધતાં પત્રીમાં વીસા ઓસવાળોના ઘણાં ઘરો વસી ગયાં.

એમ કહેવાય છે કે આમાંના કોઈ પ્રતાપી પુરુષે કારણ પ્રસંગે પરાક્રમ કરેલું એટલે કે આખાયે પરગણાના એમ

વાળોને જમવા તેડેલા તે વખતે તેમણે બધાને ખૂબ ધરાઈને ખવડાવ્યુ, એટલે તેઓ ધરોડ કહેવાયા અને તેના વશજો ધરોડ તરીકે ઓળખાવા લાગ્યા

અમારુ કુટુબ આમ તો ધરોડ જ ગણાય, પરતુ મારા પિતાજીએ મુબઈમા જઈ કાપડનો ધધો શરૂ કરતા અમે કાપડિયા તરીકે ઓળખાવા લાગ્યા

મારા પિતાશ્રી લાલજીભાઈ તથા તેમના મોટાભાઈ ઉમરસી નાની વયથી જ મુબઈમા રહેતા હતા તેમા મારા પિતાશ્રી પણ કચ્છથી મુબઈ વહાણમા આવેલા અને ૫૬૨ દિવસની સફર કરેલી તેઓ કાપડની દુકાન ચલાવતા હતા અને કપાસ વગેરેનો ધધો પણ કરતા હતા, જ્યારે ઉમરશી બાપા અનાજના ધધામા પડયા હતા તેઓ હિદને ખૂણે ખૂણેથી અનાજ મગાવતા અને લાખો ગુણીનુ કામ કરતા

આ બને ભાઈઓમા આપસનો પ્રેમ અજોડ હતો, જાણે રામ–લક્ષ્મણની જોડી! વળી તેઓ વેપાર–રોજગાર કરતા પિતાશ્રીની સેવા તરફ વધારે ઢળેલા હતા અને કોઈને પણ બનતી સહાય કરવા માટે તન-મન ધનથી સદા તૈયાર રહેતા તેમનુ કામકાજ તો દુકાનના બીજા સાથીદારો કે માણસો જ સભાળતા તેમનુ જીવન પરગજુપણાની ટોચે પહોચ્યુ હતુ, એમ કહુ તો ખોટુ નથી

આ બને ભાઈઓને ધાર્મિક કાર્યોમા પણ ખૂબ રુચિ હતી તેઓ બને ભાઈ રોજ ભગવાનની પૂજા કરતા અને પિતાશ્રી તો ચામર લઈ નૃત્ય કરતા વળી મદિર કે ધર્મશાળાને

ઉદ્દેશીને કહ્યું છે કે ભાવીનો નીડરપણે અને બહાદુરીથી સામનો કરો

સંત વિનોબાની એ વાણી છે કે જે પડે છે તે જ ચડી પણ શકે છે પણ અધિક નીચે પડી શકતું નથી તેમ ચડી પણ શકતું નથી

સ્વામી વિવેકાનંદે જણાવ્યું છે કે એક વાત જે હું દિવસની માફક સ્પષ્ટ જોઈ રહ્યો છું તે એ છે કે દુઃખનું કારણ અજ્ઞાન છે બીજું કંઈ નહિ

છેવટે પ્રેમચંદનું એક વાક્ય ટાંકીને આ પ્રકરણ પૂરું કરીશ –

વિપત્તિથી વધારે મોટું અનુભવ શીખવનારું કોઈ વિદ્યાલય આજ સુધી ખૂલ્યું નથી

[૪]

## બાલ્યાવસ્થા

માતાની ગોદ એ બાળકનું સ્વર્ગ છે તેમાં એને જે આનંદ અને તૃપ્તિનો અનુભવ થાય છે તે અન્ય કોઈ સ્થળે થતો નથી

આયા કે નર્સ બાળકો પ્રત્યે ગમે તેટલી લાગણીવાળી હોય તો પણ તે માતાનું સ્થાન તો ન જ લઈ શકે માતા તો બાળકને સ્તનપાન કરાવે છે છાતી સરસું ચાંપે છે તેને

અનેક પ્રકારનુ વહાલ કરે છે અને કોઈ બિમારી લાગુ પડી તો ઓછી ઓછી થઈ જાય છે

હમણા જ એક વર્તમાનપત્રમા પ્રશ્ન પૂછાયો હતો કે 'આ જગતની શ્રેષ્ઠ વસ્તુ કઈ?' તેના ઉત્તરમા કોઈએ લખ્યુ હતુ કે 'માતાનુ વહાલ' તેનો આ ઉત્તર શ્રેષ્ઠ ગણાયો હતો અને ઈનામને પાત્ર ઠર્યો હતો હુ એ ઉત્તરમા મારો સૂર પૂરાવુ છુ

મારી બાલ્યાવસ્થામા મે માતાનુ વહાલ ખૂબ ખૂબ અનુભવ્યુ છે તેને પોતાના સર્વ સતાનો વહાલા હતા, છતા હુ સહુથી નાનો હોઈ તેનુ વહાલ મારા પ્રત્યે અધિક હતુ તે મને જરાયે અળગો કરતી નહિ તેણે મને ચાલતા શીખવ્યુ, બોલતા શીખવ્યુ, ખાતા-પીતા શીખવ્યુ, તેમજ કેટલાક સારા સસ્કારો આપ્યા તેનુજ એ પરિણામ હતુ કે એ વખતે ગામડામા પ્રવર્તતી કેટલીક બદીઓથી હુ બચી જવા પામ્યો મારી આ વહાલસોઈ માતાનો ઉપકાર હુ ક્યા શબ્દોમા વર્ણવુ? જો હુ કવિ હોત તો તેના આ અપ્રતિમ નિર્મળ સ્નેહ પર કેટલાક કાવ્યો જરૂર લખી નાખત, પણ અફસોસ કે કુદરતે મને એવી બક્ષીસ આપી ન હતી

પિતા ધધાર્થે મોટા ભાગે મુબઈ રહેતા હતા, એટલે તેમનો સહવાસ મને ઓછો મળ્યો હતો

મારુ ઘર લાખી શેરીમા આવેલુ હતુ કે જ્યા મોટા ભાગે ઓસવાળો જ વસતા હતા આ ઘર પાકુ પણ બેઠા ઘાટનુ હતુ અને તેનો દેખાવ સાવ સાદો હતો

હુ આ ઘરમા જન્મ્યો, આ ઘરમા ખેલ્યો-કુદ્યો અને મોટો થયો એટલે તેના પ્રત્યે મારી મમતા બંધાણી હતી, પરંતુ મારા જીવનના પ્રારંભના વર્ષો ઘણી કઠિનાઈમા વીત્યા એટલે તેની વિશેષ જાળવણી કરી શક્યો ન હતો.

સ ૨ પમા અહી ખેડૂત-સમેલન મળ્યુ ત્યારે સ્વાગતપ્રમુખનો ભાર મારા શિરે આવ્યો હતો. એ વખતે કચ્છના કેટલાક આગેવાન કાર્યકર્તાઓ મારા ઘરે આવ્યા હતા તેમણે મારા ઘરની સ્થિતિ જોઈ કંઈક આશ્ચર્ય અનુભવ્યુ હો. વાઘજીભાઈએ મને કહ્યુ કે આ ઘરમા ખાસ સાધન-સગવડ નથી. તે તમારે સુધરાવવુ છે કે નહિ? ઉત્તરમા મે એટલુ જ કહ્યુ કે આખી વિદ્યાલય તૈયાર થયા પછી જ તેનો વિચાર કરી શકાય. આવા ઉત્તરની આશા તો કોઈએ પણ રાખી ન હતી, એટલે મારા આ ઉત્તરથી તેમના આશ્ચર્યમા વધારો થયો. એ વખતે આખી વિદ્યાલયની વાત સ્વપ્ન સમાન હતી પણ આજે એ સ્વપ્ન સિદ્ધ થયુ પરંતુ મકાન તેમનુ તેમ રહ્યુ છે. તેમા કંઈ સુધારા-વધારા થઈ શક્યા નથી. આજે પણ તે ઘર મારા જીવનનાં અનેકવિધ સંસ્મરણો તાજા કરાવે છે.

પાચ વર્ષની ઉંમરે મને ગામની સરકારી નિશાળે મૂકવામા આવ્યો. અહી મારી ગણના એક શાંત અને સારા વિદ્યાર્થી તરીકે થઈ. કારણ કે હુ બીજા વિદ્યાર્થીઓ જેવી તોફાન-મસ્તી કરતો નહિ કે બીડીઓ પીવી, ચોરીઓ કરવી, ગંદી વાતોમા રસ લેવો કે ગાળાગાળી કરવી વગેરે અપલક્ષણોનો ભોગ બન્યો નહિ.

આ શાળામાં વધારેમાં વધારે પાંચ ગુજરાતી ચોપડીનું શિક્ષણ અપાતું હતું, તે હું પૂરું કરું તે પહેલાંજ કેટલીક દુર્ઘટનાઓ બની

સં ૧૯૮૧ના આસો સુદિ ૧૪ ના દિવસે ઉમરશી બાપાનો દેહાંત થયો તેનો મારા પિતાશ્રીને ખૂબ જ આઘાત લાગ્યો તેઓ કદી પણ તેમનાથી જુદા પડયા ન હતા, પણ કુદરતે ક્રૂર બનીને તેમને જુદા પાડી દીધા આ આઘાતથી તેઓ બિમાર પડયા અને એ બિમારી જીવલેણ નીકળી માત્ર આઠ મહિનાના અંતરે એટલે સં ૧૯૮૨ના જેઠ સુદિ ૮ના રોજ તેઓ સ્વર્ગવાસ પામ્યા ત્યારબાદ થોડા જ વખતે ઉમરશી બાપાના ધર્મપત્ની વીરામાએ સં ૧૯૮૨ના આસો વદિ ૧૪ને રોજ પરલોક તરફ પ્રયાણ કર્યું આમ એક જ વર્ષમાં ત્રણ સ્વજનો ચાલ્યા જતા કુટુંબમાં ભારે ગમગીની છવાઈ ગઈ અને મારા માતુશ્રી પર ખૂબ બોજો આવી ગયો અધૂરામાં પૂરું એ વખતે તેમની તબિયત જોઈએ તેવી સારી નહિ, પણ શ્રદ્ધાળુ હૃદય અને 'કર્યા કર્મ ભોગવ્યા વિના છૂટકો નહિ', એ સિદ્ધાંતમાં તેમને પરમ વિશ્વાસ, એટલે હૈયે હિંમત આવી ગઈ અને તેમણે સંસારસાગરમાં પોતાની જીવનનૈયા આગળ ધપાવી

એ વખતે મારી ઉંમર દશ વર્ષની એટલે વિશેષ તો સમજું નહિ, પણ એટલો ખ્યાલ તો જરૂર આવી ગયેલો કે હવે અમારે માટે ભારે મુશ્કેલીના દિવસો શરૂ થયા છે હું માતાને કહેતો 'તું જરાયે ગભરાઈશ નહિ હું હવે

મોટો થઈશ અને તને દરેક કામમાં મદદ કરીશ. ત્યારે માતા મને છાતી સરસો ચાંપી લેતી અને કહેતી કે બેટા! જીવનની ઘરમાળ એમ જ ચાલ્યા કરે. તું જાડો અને કામ કરો છે એટલે મારી આશા ફરે છે. દુઃખના દિવસો તો હવે ચાલ્યા જશે.

અહીં તેમના શેષ જીવન વિષે બહુ બે શબ્દો લખી જ દઉં. આ પ્રસંગ પછી તેઓ ૨૭ વર્ષ જીવ્યા, એટલે કે હું ૩૭ વર્ષનો થયો, ત્યાં સુધી તેમનો દેહ હયાત હતો. તેમને જાતમહેનત કરવાની ટેવ પડેલી એટલે રાંધવું, દળવું, ભરવું વગેરે બધાં જ કામો હાથે કરે. મારી સ્થિતિ સુધરવા લાગી ત્યારે મેં ઘણી વાર કહેલું કે હવે તો તમે જાતે કામ કરવાનું છોડી દો. અને આરામ લ્યો. પરંતુ તેઓ કહેતા કે કામ વિના મારો દિવસ જાય નહિ. પોતાનું કામ પોતે કરવું એમાં શરમ શી? અને તેમણે જેટલું બન્યું તેટલું કામ કરવાનું ચાલુ જ રાખેલું.

તેઓ મને બે વાત ભારપૂર્વક કહેતા: તું ધર્મ પર શ્રદ્ધા રાખ અને પરિગ્રહ ઓછો કર. ધન, ધાન્ય, જમીન, મકાન, સોનું, રૂપું, ઘરવખરી, ઢોરઢાંખર અને નોકરચાકર એ નવવસ્તુના સંગ્રહને પરિગ્રહ કહેવામાં આવે છે. જૈન ધર્મનું એવું ફરમાન છે કે દરેક ગૃહસ્થે આ પરિગ્રહનું પરિમાણ કરવું, એટલે કે તેની મર્યાદા બાંધી લેવી, જેથી લોભનો વિસ્તાર થાય નહિ અને બીજાની જરૂરીઆતોને હરકત પહોંચે નહિ. એક બાજુ ધનના ઢગલા અને બીજી બાજુ કારમી

ગરીબી આ બે અંતિમ સ્થિતિનો તોડ કાઢવો હોય તો આ જાતના પરિગ્રહ—પરિમાણથી જ નીકળી શકે પૂજ્ય મહાત્માજી, સંત વિનોબા તથા બીજા પણ ઘણા વિચારકોએ જૈન ધર્મના આ સિદ્ધાંતની પ્રશંસા કરી છે અને હું પોતે પણ તેનો પ્રશંસક છું મેં માતાની આ બંને શિક્ષાઓને મારી રીતે જીવનમાં ઉતારવાનો યથાશક્તિ પ્રયાસ કર્યો છે, પરંતુ તે સંબંધી એટલી સ્પષ્ટતા કરી દઉં કે આજનો યુગ ખેતીવાડી, ઉદ્યોગ વગેરેનો વિકાસ માગે છે, એટલે તેમાં યોગ્ય ફાળો આપવો જોઈએ, પરંતુ પરિગ્રહ પરની મમતા છોડવા માટે આપણો વ્યવહાર ઉદારતાભર્યો રાખવો ઘટે

તેઓ નાની વયમાં મુંબઈ આવેલા, ત્યારે મોટર વગેરે યાંત્રિક સાધનો ન હતા ત્યાર બાદ તેઓ પત્રીમાં જ રહેતા હતા કે જ્યાં શાંત અને કુદરતી જીવન ગાળવાનું હતું સંયોગોએ મને બ્રહ્મદેશમાં ધકેલ્યો, ત્યાર બાદ હું હૈદરાબાદ આવીને સ્થિર થયો અહીં કારોબાર તથા બીજી પ્રવૃત્તિઓ વધતી જ રહી, એટલે એક કે બે વર્ષમાં માત્ર બે-ચાર દિવસ જ કચ્છ જઈ શકું અને તેમના દર્શન કરી શકું પરંતુ વિશેષ સેવાનો લાભ મળે નહિ આ સ્થિતિ મને ગમતી ન હતી, એટલે તેમને હૈદરાબાદ આવી મારી સાથે રહેવાની વિનંતિ કરતો હતો, પણ તેઓ એક જ જવાબ આપતા કે 'શહેરમાં મને ફાવે નહિ ત્યાં ધર્મધ્યાન જોઈએ તેવું થાય નહિ' પરંતુ છેવટે તેઓ વિમાનમાર્ગે હૈદરાબાદ આવ્યા અને છ માસ મારી સાથે રહ્યા સંત વિનોબાના એ વચનો મારા હૃદયમાં જડાઈ ગયા હતા કે 'જેણે માતાની સેવા કરી છે, તેણે

દુનિયાની સેવા કરી છે અને મેં તેમની સેવા કરવામાં જીવનની કૃતાર્થતા માની.

ચાર આઠ પત્રો આવ્યા પછી તેઓ બિમાર થયા ત્યારે હું ઠેઠ ગયો અને ત્યાં દોઢ માસની સ્થિરતા કરીને છેવટ સુધી તેમની સાથે જ રહ્યો. આ વખતે મને સેવા કરવાની જે તક મળી તેને હું મારું અહોભાગ્ય માનું છું.

સં. [illegible]ની સાલમાં [illegible] સુમારે તેમનો સ્વર્ગવાસ થયો. ગામમાં સહુની સાથે સ્વજન જેવો સંબંધ બંધાયેલો એટલે સર્વત્ર શોકની છાયા ફરી વળી અને તેમની સ્મશાન-યાત્રામાં હરિજનો સહિત સૌ સામેલ હતા. ગામવાસીઓએ મોટી સંખ્યામાં ભાગ લઈ ભાવભરી અંજલિ આપી હતી અને છેલ્લી ક્રિયા સાધુજીવનની રીતે થઈ હતી. સ્મશાનયાત્રા વખતે હરિજનો સહિત બધી જ કોમના ભાઈઓએ પશુ-પંખીઓની રાહત માટે ફાળો કર્યો હતો.

મારી એ પવિત્ર માતાને પુનઃ પુનઃ વંદન કરીને મારી બાલ્યાવસ્થાની વાત આગળ ચલાવીશ.

શિરછત્રરૂપ પિતાજી ચાલ્યા ગયા, માતાજીની તબિયત નરમ અને કુટુંબની સ્થિતિ સાવ સાધારણ, એટલે આ ભણવાની ઘણી ઉત્કંઠા છતાં મારે વિદ્યાભ્યાસ છોડી દેવો પડ્યો.

આ રીતે મારા જીવનમાં વિશેષ વિદ્યાભ્યાસની મોટી ઉણપ રહી ગઈ. પરંતુ આગળ જતાં વ્યાપારી કારોબારને અંગે કામ પૂરતી વાતચીત તથા તાર આદિ સમજવા જેવું

અંગ્રેજીનુ જ્ઞાન મેળવી લીધુ આમ છતા ભાષામા વ્યાકરણ આદિની ખામી તો રહી જ ગઈ

જો હુ વ્યાકરણ શીખી શકયો હોત તો આજે મારી ભાષામા જે ત્રુટિઓ દેખાય છે, તે ન જ દેખાત પરંતુ મનુષ્યની ઈચ્છા દરેક વખતે પૂરી થતી નથી તેને સંયોગો આગળ શિર ઝુકાવવુ જ પડે છે

આગળ જતા મને શૈક્ષણિક પ્રવૃત્તિનો રંગ લાગ્યો, તેનુ એક કારણ એ હતુ કે હુ વિશેષ ભણી ન શકયો તો કઈ નહિ, પણ મારા દેશબંધુઓને ભણાવવામા મદદ કરુ જેથી તેઓ આગળ વધી શકે અને પોતાનુ, સમાજનુ તથા દેશનુ કલ્યાણ સાધી શકે

આ અરસામા મારા જીવનમા જે એક સુખદ ઘટના બની, તેની નોધ પણ મારે લેવી જ જોઈએ પૂજ્ય બાપુજીની ચળવળ જોરથી ચાલી રહી હતી અને તેના આદોલનો ગામડે ગામડે પહોચી ગયા હતા કચ્છનો પ્રદેશ જે એક દૂર પછાત ગણાય, તે પણ આ આદોલનોથી મુક્ત રહ્યો ન હતો આ ચળવળને કારણે પૂજ્ય બાપુજીના કેટલાક બોધપ્રદ લખાણો મારા વાચવામા આવ્યા અને તેથી હુ તેમના તરફ આકર્ષાયો તથા તેમની ચળવળમા રસ લેવા લાગ્યો એમ કરતા મારી અગિયાર વરસની વયથી જ ખાદી ધારણ કરી. તકલી ચલાવવા માડી ત્યારથી મને ખાદીનો જે રંગ લાગ્યો, તે એકધારો ચાલુ રહ્યો છે

ખાદી એટલુ સ્પષ્ટ કરવુ આવશ્યક છે કે મને ખાદી અને સેવાના સંસ્કાર પૂજ્ય પિતાજી પાસેથી મળ્યા છેલ્લે

તેઓ વિદેશી ઉચ્ચ પોશાક છોડી ખાદીનો ઝભ્ભો અને ગાંધી ટોપી પહેરતા.

પૂજ્ય બાપુજીએ એક સ્થળે લખ્યું હતું કે તમારી પોતાની જાત પર આધાર રાખતા અને ખુદ પોતાની જાતે લડતા શીખો. એટલે મારી વયના અગિયારમા વર્ષે મેં પાંચ ગુજરાતીનું ભણતર પૂરું કરીને રાત્રિશાળામાં ભણવા જવાનું તથા બાકીના સમયે પુસ્તકાલય તૈયાર કરવાનું તેમજ હરિજનોની પ્રવૃત્તિમાં રસ લેવાનું શરૂ કર્યું હતું.

થોડા વખત બાદ ગામધણીના દીકરા શ્રી તખતસિંહ પણ આ રાત્રિશાળામાં જોડાયા, તેથી મને આનંદ થયો. પરંતુ એક વર્ષની કામગિરી પછી મારે મુંબઈ જવાનું થતાં મેં આ શાળાનો ભાર શ્રી તખતસિંહને સોંપ્યો. ત્યાર બાદ તેમણે સરકારી શાળામાં શિક્ષકની નોકરી મેળવી વીશ વર્ષ સુધી આ કામ ચલાવ્યું.

પૂજ્ય બાપુજીના હૃદયસ્પર્શી લખાણોએ યુવાનોના દિલમાં સેવાની અજબ ધગશ જગાડી દીધી હતી અને તેથી ઠેર ઠેર યુવક મંડળો કે સેવામંડળો સ્થપાવા લાગ્યા હતા. એવું એક નાનકડું સેવામંડળ અમારા પત્રી ગામમાં પણ સ્થપાયું હતું. એ વખતે તો તેનું મુખ્ય કામ ઉનાળાના દિવસોમાં બહાર ગામથી લગ્નની જે જાનો આવે, તેની સામે દૂર સુધી જવાનું અને તેને પાણી પાવાનું હતું. પરંતુ પછીથી મુંબઈમાં વસતા પત્રીના રહીશોએ એક કબાટ તથા વાચનની આવશ્યકતા માટે કેટલીક સાધનસામગ્રી આપતાં તેનું કામ

આગળ વધ્યુ પ્રથમ એ કબાટ બીજાને ત્યા હતુ, પણ પછીથી તે મારે ત્યા આવ્યુ અને તેને મે બરાબર સંભાળ્યુ અન્ય શબ્દોમા કહુ તો મારા જાહેર જીવનની આ પ્રથમ દીક્ષા હતી અને મે તેને હર્ષભેર સ્વીકારી હતી

ત્યારબાદ મને પુસ્તકાલય ઊભુ કરવાનો વિચાર સૂઝ્યો પુસ્તકાલય એટલે જ્ઞાનની પરબ તે લોકોને વિવિધ વિષયની માહિતી આપે અને તેમનો આત્મા જાગ્રત રાખે આ કામ એકલાથી થાય તેવુ ન હતુ, એટલે મે મિત્રોની મદદ મેળવી અમે બધા ઘરે ઘરે ફર્યા અને ૩૦૦ જેટલા પુસ્તકો હસ્તગત કર્યા પરંતુ આ બધા પુસ્તકો જૂના અને ફાટી ગયેલા હતા, એટલે તેની ફરી બાંધણી કરીએ તો જ કામ આવે, જ્યારે અમને કોઈ ને પુસ્તકની બાંધણીનો અનુભવ ન હતો, તેથી મુઝવણમા મૂકાયા લીધેલુ કામ અધૂરુ હોય ત્યા સુધી મને ચેન પડે નહિ અને મિત્રોને પણ હ઼ઢોળ્યા જ કરુ ખરેખર! આ કોયડો ઉકેલવો કઠિન હતો

પરંતુ એવામા જ અમને એક અણધારી મદદ મળી ગઈ અમારા ગામમા શ્રી ગુલાબચંદ્રજી નામના એક જૈન સાધુ પધાર્યા હતા તેઓ અનેક પ્રકારની કલાઓ જાણતા હતા તેમણે અમને પુસ્તકની બાંધણીનુ કામ શીખવવાનુ માથે લીધુ અને તે માટે રોજ બેથી ચાર કલાક અમારી સાથે ગાળવા લાગ્યા

પુસ્તકની બાંધણી માટે લાહી બનાવવી આદિ કામ મારા ઘરમા કરતો તે માટે ઘણી રાત્રિના ઉજાગરા કરેલા -

અમે થોડા જ દિવસોમાં એ ત્રણસો પુસ્તકોની એક સરખા રેશમી રંગીન કાગળથી બાંધણી કરી નાખી અને અમારું હૈયું હસી ઊઠ્યું. ત્યારે અમે એ પુસ્તકોને કબાટમાં ગોઠવ્યાં, ત્યારે અમારો શ્રમ લેખે લાગ્યો છે એમ સહુ કોઈને લાગ્યું અને તો લાગ્યું જ હતું. આ રીતે પાયાની જે પ્રવૃત્તિઓ થઈ તે આગળ ઉપર ઘણી લાભદાયક નીવડી. આજે તો સ્ત્રીમાં ઉપરોક્ત આખું પુસ્તકાલય તથા વાચનાલય ચાલી રહ્યું છે અને તેનો સારા પ્રમાણમાં લાભ લેવાય છે.

હરિજનોની સ્થિતિ એ વખતે ઘણી કફોડી હતી. સવર્ણ લોકો તેનાથી દૂર રહેતા અને કદાચ અડકી જવાયું હોય તો આભડછેટ માની છાંટ લેતા. તેમનાં રહેઠાણો અસ્વચ્છ હતાં, બાળકો ભૂખે ગરતાં હતાં અને તેમનું જીવન એકંદર ઘણું કથળેલું હતું. માનવતાના અજબ પ્રેમી પૂજ્ય બાપુજીને આ કેમ ગમે? તેમનો આત્મા કકળી ઊઠ્યો અને તેમણે હરિજનોની આ સ્થિતિ સુધારવાનો દૃઢ સંકલ્પ કર્યો. તે અંગે નવજીવન, યંગ ઇંડિયા વગેરે સાપ્તાહિકોમાં લખાણો શરૂ કર્યાં અને પાછળથી હરિજનબંધુ નામનું ખાસ સાપ્તાહિક પ્રગટ કરવા લાગ્યા.

શ્રી ગોકુલદાસભાઈ કે જેઓ આફ્રિકામાં પૂજ્ય ગાંધીજી સાથે લડતમાં જોડાયા હતા તે આફ્રિકામાંનો પોતાનો ધંધો સમેટીને માતૃભૂમિ કચ્છમાં આવ્યા હતા અને પૂજ્ય બાપુજીના આદેશ પ્રમાણે હરિજનોની સેવા કરવા માટે ભારે જહેમત ઉઠાવવા લાગ્યા હતા. તેમની પ્રેરણાથી મારા મિત્ર

ભાઈ મગનલાલ વીરજી ઠક્કરને હરિજનોની સેવા કરવાનો ઉમંગ જાગ્યો તેઓ હરિજનોને ભણાવવા-નવડાવવા આદિનું કાર્ય કરતા, તેમાં હું સાથ આપતો બીજા વર્ષે એટલે સને ૧૯૨૮-૨૯મા બાર વરસની વયે હું મુબઈમા નોકરી માટે ગયો પછી ૧૯૨૯મા બ્રહ્મદેશ ગયો ત્યારે પત્રીમા આ કાર્ય શ્રી મગનલાલ વીરજીભાઈ ઠક્કર કરતા હતા હું તેમને આર્થિક મદદ કરતો હતો પત્રીમા હરિજનશાળાના મકાન માટે મે બ્રહ્મદેશમાથી ફાળો એકત્ર કર્યો હતો

ભૂખી નદીને હું ભૂલ્યો નથી કે જેના વિશાળ પટમા ઘણીવાર મિત્રો સાથે અનેક જાતની રમતો રમેલો છુ એ ભરાકડી, એ ભૂતેશ્વરનુ મંદિર, એ વીરાના પાળિયા આજે પણ યાદ આવે છે અને મારા હૃદયમા અવનવા ભાવો જગાડી જાય છે ઘડીભર તો એમ પણ થઈ જાય છે કે મારી એ બાલ્યાવસ્થા મને પાછી મળે તો કેવુ સારુ ! તે વખતે જે આનંદ, જે નિર્દોષતા અને જે ભાવુકતાનો અનુભવ કર્યો છે, તે ત્યાર પછીના જીવનમા કદી પણ થયો નથી

## [ ૫ ]

## વ્યાપારની તાલીમ

બારથી સોળ વર્ષની ઉમર પણ બાલ્યાવસ્થા જ ગણાય. સંમતિવયનો કાયદો તો મનુષ્યને અઢાર વર્ષ સુધી સગીર ગણે છે, પરંતુ આ ઉમરે હું એક વ્યાપારી પેઢીમા નોક-

રીતે બેઠો અને આ વાતની તાલીમ પામ્યો, એટલે એ હકીકત આ પ્રકરણરૂપ લખી છે.

મને બારમું વર્ષ બેસી ગયું હતું ત્યારે મને મોટા ભાઈ શામજી કાડીસા ઓલિઆનથી દેશમાં આવ્યા અને કેટલાક દિવસ અમારી સાથે રહ્યા. તેમણે બધાની ખબર પૂછી, માતાજીને હૈયાધારણ આપી અને પોતાના ધંધા વિષે પણ કેટલીક હકીકતો કહી. ત્યાર પછી મને પૂછ્યું કે ભાઈ! તારે શું કરવું છે? અહીં ગામડામાં પડ્યો રહીશ તો દહાડો વળશે નહિ. મારી સાથે મુંબઈ ચાલ. ત્યાં તને કામે વળગાડી દઈશ.

મેં તેનો ઉત્તર આપવાને બદલે માતાજીની સામે જોયું. માતાજીએ કહ્યું કે શામજી ઠીક કહે છે. વેપારીના દીકરા તો વેપારમાં જ સારા. જો કે તારા જવાથી મને ગમશે નહિ પણ તારી વેળા વળતી હોય તો હું ગમે તેમ કરીને નભાવી લઈશ.

પુત્રના કલ્યાણ માટે માતા કેટલો સ્વાર્થત્યાગ કરી શકે છે તેનું આ બોધપાત્ર ઉદાહરણ હતું.

આખરે નક્કી થયું કે મારે મોટા ભાઈની સાથે મુંબઈ જવું. એટલે મેં રાત્રિશાળા છોડી અને બધા મિત્રોની વિદાય લીધી. વહાલી માતાથી જુદા પડતા મારું હૈયું ભરાઈ આવ્યું અને તેની આંખમાંથી પણ બોર બોર જેવા આંસુ ટપકવા લાગ્યા. એ દૃશ્ય આજે પણ મારી સમક્ષ ખડું થાય છે અને મને લાગણીવશ બનાવી દે છે.

દરિયાઈ સફર કરી ત્રીજા દિવસે અમે મુબઈ પહોચ્યા અહી મને શેઠ દેવજી ખેતશી કપનીમા કામે લગાડવામા આવ્યો મોટાભાઈ આ કપનીનુ સિલોન ખાતેનુ કામકાજ સભાળતા હતા તેઓ તો ટુક સમયમા જ સિલોન ચાલ્યા ગયા અને હુ મારુ કામ સભાળવા લાગ્યો

આજે વ્યાપારી શિક્ષણ લેવા માટે ખાસ વિદ્યાલયો છે અને તેની પરીક્ષાઓ પસાર કરનારને બી કોમ, એમ કોમ, વગેરે ડીગ્રીઓ આપવામા આવે છે પણ એ વખતે વ્યાપારી શિક્ષણ લેવા ઇચ્છતા ઉમેદવારો કોઇ વ્યાપારી પેઢીમા કામે લાગતા અને ત્યાનુ સઘળુ કામકાજ ડીગ્રી હતી અને તે એમને ધધામા ખૂબ સહાય કરતી

અહી મારુ મુખ્ય કાર્ય પેઢીની જગાને સાફ કરવાનુ, ગાદી તકિયા ગોઠવવાનુ, ટપાલ લેવા-મૂકવા જવાનુ તથા કોઈ વસિયાત આવેલા હોય તેમને પાણી પાવાનુ કે તેમને માટે ચાહ વગેરે તૈયાર કરવાનુ હતુ ટૂકમા કહુ તો ઓફિસોમા જે કામ પટાવાળા કે પિયોનને કરવાનુ હોય છે, તે બધુ જ કામ મારે અહી કરવાનુ હતુ

હુ શ્રમપ્રધાન વાતાવરણમા ઉછર્યો હતો, એટલે આ બધા કામો હોશે કરતો હતો વળી માતાએ કહેલુ કે 'કામગરો થજે' અને મોટા ભાઈએ ખાસ શિખામણ આપેલી કે 'નાનામાથી મોટા થવાય છે, એટલે પેઢીનુ કોઈ પણ કામ કરવામા' નાનમ માનવી 'નહિ' આ બને શિખામણો મને ખૂબ જ હિતકર થઈ

આ કંપનીના મુખ્ય કાર્યકર્તા શ્રી ગેમજી શેઠ હતા કે જે મારી એકની એક મોટી બહેનના ના સસરા થતા હતા. તેઓ મારા કામ પર બારીક નજર રાખી રહ્યા હતા. તેમણે મારામાં કામ કરવાની ખંત જોઈ અને આવડત પણ નિહાળી એટલે પહેર દિવસમાં જ મને કહ્યું : તારે આવતી કાલથી આપણા ચોખાના ગોડાઉન પર જવું ત્યાં જે વજનો થાય તેની નોંધ કરવી અને આંકડા બનાવવા આ કામ તું કરી શકીશ ? મેં કહ્યું : ઘણી ખુશીથી. મને હિસાબ ગણવાના બરાબર આવડે છે. એટલે બીજા દિવસથી ગોડાઉન પર જવા માંડ્યું. આ પેઢી બ્રહ્મદેશમાંથી ચોખાની આયાત મોટા પાયે કરતી હતી.

અહીં બીજા પણ કેટલાક કામ કરનારા હતા. પણ તેમાં હું ઝાઝો ભળતો નહિ; કારણ કે તેમના અને મારા સંસ્કારો જુદા હતા. તેઓ વારંવાર ચા પીએ અને બીડીઓ ફૂંકે એ મને ગમે નહિ. વળી તેમની વાતો પણ એવી તેમાં કોઈની આઘી પાછી હોય કે ગંદી મશ્કરીઓ પણ હોય અને તેઓ સોંપેલું કામ જલ્દી પતાવે નહિ. એ તો થયા કરશે. એવી એમની મનોવૃત્તિ. જ્યારે હું મારા કામની ખૂબ ચીવટ રાખતો અને બને તેટલું સમયસર પતાવતો. આપણી સારી ટેવો એ જ આપણું પ્રમાણપત્ર છે. તેનાથી આપણે જરૂર આગળ વધી શકીએ છીએ.

અહીં એ વાત પણ જણાવી દઉં કે રાત્રે જ્યારે નવરો પડતો કે મારી માતા યાદ આવતી, મિત્રો પણ યાદ આવતા

અને મનમા એમ પણ થતુ કે પત્રી પાછો ચાલ્યો જાઉ પરતુ સવાર થતુ અને કામે ચડતો કે એ બધુ ભૂલી જતો લગભગ બાર મહિના સુધી મારી સ્થિતિ આ પ્રકારની રહી

એવામા એક દિવસ શ્રી પ્રેમજી શેઠે બપોરે ત્રણ વાગ્યાના સુમારે મને ગોદામથી બોલાવી લીધો અને કહ્યુ કે 'કાલે તારે શામજીભાઈ મોના સાથે રગુન જવાનુ છે' એ વખતે રગુનની નોકરી ઘણી આકર્ષક જણાતી, કારણ કે ત્યા જનારા બે પૈસા કમાયા વિના રહેતા નહિ આથી મને ઘણો જ આનદ થયો અને મારી જાતને ભાગ્યશાળી માનવા લાગ્યો પરતુ મારી પાસે રગુન જવા માટે કપડા કે પેટી ન હતી!

હુ મુબઈ આવ્યો ત્યારથી પેઢીના બાસામા (વીશીમા) એ વાર જમતો તેના ખર્ચના માસિક રૂપિયા દશ મારા ખાતે લખાતા, કારણ કે આ તો કામ શીખવા માટેની વિના પગારની નોકરી હતી એ વખતે લગભગ બધા સ્થળે આ જ ધોરણ ચાલતુ અને ચા-બીડીનુ વ્યસન ન હતુ, તેમજ કપડા હાથે ધોઈ નાખતો, એટલે બીજૂ ખર્ચ આવતુ નહિ આ વખતે મુબઈમા દેશી નાટક સમાજ વગેરેના નાટકો થતા અને સીનેમા પણ શરૂ થઈ ગયા હતા, પરતુ મે કોઇ વાર નાટ્યગૃહ કે સીનેમામા પગ મૂક્યો ન હતો એ વખતે માગ ગજવામા પૈસા ન હતા અને મે કોઇની પાસે ઉછીના માગ્યા ન હતા આપણી જેવી સ્થિતિ હોય, તે પ્રમાણે રહેવુ, એ એ વખતનો વ્યવહારમત્ર હતો ત્યારે

તો બીજાના ઉછીના લઈને પણ ઉડાવવાની વૃત્તિ હાલ થઈ છે પરંતુ આ પદ્ધતિ સારી નથી. જ્યારે તેનાથી દેવાદાર થઈ જવાય છે અને આબરૂ પર પાણી ફરે છે

મને આજે પૈસાની જરૂર હતી એટલે શેઠને કહ્યું શેઠે તરત ૧૪ રૂપિયા કાઢી આપ્યા. તેમાંથી કપડાં લીધાં પાઘડી લીધી અને બિસ્તરા માટે શેતરંજી ખરીદી. એ વખતે સોંઘવારી ઘણી એટલે આ બધી વસ્તુઓ ખરીદવા છતા મારી પાસે મોટા રૂપિયા બચવા પામ્યા હતા.

બીજા દિવસે હું શામળજીભાઈ મોના સાથે રંગુન ભણી રવાના થયા

અહીં મારે એ નોંધ કરવી જ જોઈએ કે મુંબઈના આ કામે મને હંમેશ માટે ફાયદો કરી આપ્યો. એક પટાવાળા કે પિયોન જેવુ કામ કરવામા અને નાના નાના કામોનો પણ અનુભવ મળ્યો અને નમ્રતાને ગુણ કેળવાયો.

એક નિર્ધનની પુત્રી શેઠાણી થઈ છતા તેણે પોતાના જૂના વસ્ત્રો સાચવી રાખ્યા હતા અને તે રોજ એકાંતમા પહેરીને પોતાની જાતને કહેતી હતી કે તું આજે ધનવાળી ભલે હો પણ તારી આ મૂળ હાલત ભૂલીશ નહિ આપણે પણ આ વૃત્તિ કેળવીએ તો કેવુ સારુ! પાસે પૈસો આવ્યા પછી માણસો પોતાની મૂળ સ્થિતિ ભૂલી જાય છે અને પોતે એક વાર ગરીબ કે સાધારણ સ્થિતિના હતા એમ કહેવામા પણ શરમ અનુભવે છે પરંતુ હું મારી મૂળ સ્થિતિને ભૂલ્યો

નથી તેને મે હમેશા યાદ કરી છે અને તેથી જ ગરીબો તથા સાધારણ સ્થિતિના મનુષ્યો પ્રત્યે હમદર્દી જળવાઈ રહી છે

શેઠ દેવજી ખેતશીની કપની રગુન ખાતે શેઠ ગાગજી પ્રેમજીની કપની નામથી કામ કરતી હતી તેનુ નામ ચોખાના વેપારમા બહુ મોટુ હતુ તેના દ્વારા બાર મહિને લગભગ એક લાખ ટન ચોખાની નિકાશ થતી હતી આ કામના પ્રમાણમા અહીં માણસોની સખ્યા પણ સારી રહેતી

અહીં મારે નાના-મોટા હિસાબો રાખવાના હતા, તથા કેટલુક પરચુરણ કામ કરવાનુ હતુ પછી ધીમે ધીમે ચોખાની જાતો ઓળખતા શીખ્યો આ કામ પ્રમાણમા અઘરૂ, કારણ કે ચોખાની જાતો ઘણી, પરતુ સારી ખતે અને લગાતાર મહેનતે એને સરળ બનાવી દીધુ

હવે હુ પગારદારની પક્તિમા મૂકાયો હતો તેમા પહેલા બે વર્ષનો પગાર વાર્ષિક રૂ ૧૨૫ મ ઠરાયો અહીં જમવા, રહેવા તથા ધોબીનો ખર્ચ કપની આપતી એટલે આ પગાર ચોકખો હતો કપડા, માથામા નાખવાનુ તેલ વગેરેનો કેટલોક ખર્ચ અમારે પદરથી કરવો પડતો, પરતુ તે વરસ દહાડે રૂપિયા ૨૫થી વધારે આવતો ન હતો

મુબઈમા મારી તબિયત જોઈએ તેવી સારી રહેતી નહિ અઠવાડિયામા એકાદ વખત પિત્ત ચડી આવતુ અને માથુ દુખવા લાગતુ, પરતુ રગુનમા આવ્યા પછી સવારે વહેલા ઉઠી ફરવા જવાનુ, દોડવાનુ તથા કસરત કરવાનુ રાખ્યુ કેટલીક વાર તરવા પણ જતો તેથી નાની મોટી

શારીરિક તકલીફો દૂર થઈ ગઈ અને આરોગ્ય સારા પ્રમાણમાં સુધર્યું.

બાળપણમાં પૂજ્ય બાપુજીનું સાહિત્ય વાંચવાનો જે રસ જાગ્યો હતો, તે અહીં ઠીક ઠીક પોષાયો. રોજ બે કલાક અને કોઈક વાર ત્રણ કે ચાર કલાક એમાં પસાર થતા. સ્વદેશી ધર્મ બાબતમાં ખાદી અંગે ખૂબ મમતા બંધાઈ, પણ રંગૂનમાં ખાદી મળતી નહિ. તે બિહાર વગેરે સ્થળોથી મંગાવવી પડતી. પછી તો બ્રહ્મદેશમાં પણ ખાદી બનવા લાગી. રંગૂનમાં ખાદીભંડાર ખુલ્યો. એ વખતે બ્રહ્મદેશ ભારતનો જ એક ભાગ હતો. ખાદીના પોશાકમાં જે સાદાઈ અને સાત્ત્વિકતા છે તે અન્ય વસ્ત્રોના પોશાકમાં નથી. વળી ખાદી પહેરવાથી દેશના લાખો શ્રમજીવી લોકોને પોતાની રોજી મળે છે. એટલે પૂજ્ય બાપુજીએ રાષ્ટ્રીય પોશાક તરીકે ખાદીને અપનાવવાનો અનુરોધ કર્યો અને તેનો દેશે તથા અન્ય લાખો લોકોએ સ્વીકાર કર્યો.

આ વખતે નવજીવનનું વાચન નિયમિત થતું. તેનાથી રાષ્ટ્રીય ભાવના પ્રબળ બની અને હરિજનો પ્રત્યેનું કર્તવ્ય સમજાયું. દરમિયાન શ્રીમદ્ રાજચંદ્રજીએ લખેલી મોક્ષમાળા વાંચવામાં આવી. તેના ચિંતનથી સદ્વિચારોને ઘણો વેગ મળ્યો. અહીં રવીન્દ્રનાથ ટાગોર તથા ટોલ્સ્ટોયના પણ કેટલાક પુસ્તકો મારા વાંચવામાં આવ્યાં.

સને ૧૯૩૧માં મને મુખ્ય હિસાબનીશની જગ્યા મળી ત્યારે મારો વાર્ષિક પગાર રૂપિયા ૩ નો કરવામાં આવ્યો.

આ જ વર્ષે નિકાશ થતા માલની જાત પારખવી, તેનુ વજન કરવુ તથા તેને સ્ટીમરમા ચડાવવો વગેરેની જવાબદારી પણ મને સોપવામા આવી અને તેનો મે સ્વીકાર કર્યો મારી ૫દર વર્ષની વયના હિસાબે આ કામ ઘણુ વધારે કહેવાય, છતા મે તેને બરાબર કરવા માડયુ, તેથી કપનીમા મારી આબરૂ ઘણી વધી

મુબઈમા એક વર્ષ વગર પગારે નોકરી કરતા રૂપિયા ૧૨૫ વીશી ખર્ચના મારા ખાતે મડાયેલા, તેમજ રૂપિયા ૪૦ મે રજાન આવતી વખતે લીધેલા આ રીતે મારા માથે રૂા ૧૬૫નુ કરજ થયેલુ તે ત્રણ વર્ષના પગારમાથી ધીમે ધીમે વાળી આપ્યુ અને હુ કરજમુક્ત થયો તે દિવસે મે રાહતની જે લાગણી અનુભવેલી, તે આજે પણ યાદ આવે છે

આ રીતે સને ૧૯૨૮ થી સને ૧૯૩૩ સુધીના ચાર વર્ષ વ્યાપારની તાલીમ લેવામા ગયા તેમા મને જે અનુભવ મળ્યો, તે ઘણો જ કિંમતી હતો અને આગળ જતા મને ખૂબ લાભકારક નીવડયો

અહી મારે એ પણ જણાવવુ જોઇએ કે મારો સ્વભાવ મહત્ત્વાકાક્ષી હતો, એટલે આગળ કેમ વધી શકુ, તેના વિચારો વારવાર આવતા અને તે અગે જે કઈ તક મળે તે ઝડપી લેતો આ રીતે એકવાર વ્યાપાર કરવાની તક ઝડપી લીધેલી અને તેમા નફો પણ ઠીક થયેલો પરતુ આ વ્યાપાર મે કપનીની સમતિપૂર્વક જ કર્યો હતો તેનાથી ખાનગી રાખીને મારે કઈ પણ કામ ન કરવુ, એવો મારો

નિપુણ હતો અને તેવું જ મને પેઢીનો વિશ્વાસપાત્ર કાર્ય-કર્તા બનાવ્યો હતો. જે નોકર શેઠનો વિશ્વાસ સંપાદન કરી શકે નહિ તે કદી પણ પોતાની પ્રગતિ સાધી શકે નહિ.

[ ૬ ]

## લગ્નપ્રસંગ

હું આઠ વર્ષની ઉંમરનો હતો, ત્યારે મારા પિતાશ્રી સાથે સલાહ કરીને ઉમરશી બાપાએ મારું સગપણ લાખાપુરના રહીશ શ્રી જગશી દેવજીની પુત્રી ઉમરબાઈ ઉર્ફે અમૃતબાઈ સાથે કર્યું હતું. તે વખતે એની ઉંમર માત્ર એક વરસની જ હતી.

લાખાપુર પત્રીથી માત્ર ત્રણ માઈલના અંતરે આવેલું હતું અને શ્રી જગશીભાઈ મારા પિતાના ખાસ મિત્ર હતા. વળી તેઓ અનાજના ધંધામાં હતા અને ઉમરશી બાપા પણ અનાજના ધંધામાં હતા. બધું જોયેલું-જાણેલું હતું અને ખાનદાનની છોકરીમાં કંઈ કહેવાનું ન હોય એ માન્યતાએ તેમણે આ પગલું ભર્યું હતું.

એ વખતે જમના છોકરા-છોકરીના સગપણ પારણિયામાં થઈ જાય તે ઘણું આબરૂદાર ગણાતું. તેથી આ પ્રકારનો રિવાજ પ્રચલિત હતો. પરંતુ શેઠોની સમજ સુધરી અને બાળવિવાહના ખોટાં પરિણામો તેમની નજર સામે દેખાયાં એટલે એ રિવાજ પર કાતિલ ફટકો પડ્યો. જાણે તો સમાજ

કે રાજ્ય કોઈ પણ આ પ્રકારના બાળ–સગપણ તેમ બાળ–વિવાહને મંજૂર રાખતું નથી

હવે હું સોળ વર્ષની સમીપે પહોંચવા આવ્યો હતો, એટલે સસરાજીએ મારા મોટાભાઈ સાથે લગ્નની વાતો શરૂ કરી મારા માતુશ્રીની ઈચ્છા પણ એવી ખરી કે હું આ લગ્ન મારી આંખે જોઈ લઉં તો સારું, કારણ કે વૃદ્ધાવસ્થામાં દેહનો ભરોસો નહિ આમ પરસ્પરના વિચારો મળતા લગ્નની વાત નક્કી થઇ અને હું કંપનીના શેઠિયાઓની રજા લઈને દેશમાં આવ્યો

જેમને હું રોજ યાદ કરતો તે વહાલી માતાના દર્શન થયા, સગાવહાલાઓને મળી શકાયું, તેમજ દિલોજાન મિત્રો સાથે હરવા–ફરવાનું પ્રાપ્ત થયું, એટલે આનંદમાં શી ખામી રહે?

સંવત્ ૧૯૮૮ના પોષ વદિ ૪ નો દિવસ લગ્ન માટે નક્કી થયો અને તે માટે તડામાર તૈયારીઓ થવા લાગી તે વખતે વડીલોએ કહ્યું કે ‘બીજુ બધુ તો ઠીક પણ લગ્ન–પ્રસંગે સમુરતામાં પોશાક કેવો પહેરશો?’ મેં કહ્યું ‘ખાદીનો એમાં કંઈ ફેરફાર કરવાની જરૂર નથી’ તેમણે કહ્યું ‘લગ્ન–પ્રસંગે ધોળી ટોપી માથે ન શોભે એ તો એક જાતનું અપશુકન જણાય

ખાદીના વસ્ત્રો સામે આ એક ઘણી આકરી ટકોર હતી તે મારાથી સહન કેમ થાય? મેં કહ્યું ‘શુકન અને અપશુકનની વાત છોડો આ બધા એક પ્રકારના વહેમ છે

નિપુણ હતો અને તેણે જ મને કંપનીનો વિશ્વાસપાત્ર કામ-કરનાર બનાવ્યો હતો. જે નોકર શેઠનો વિશ્વાસ સંપાદન કરી શકે નહિ તે કદી પણ પોતાની પ્રગતિ સાધી શકે નહિ.

[ ૬ ]

## લગ્નપ્રસંગ

હું અગી વર્ષની ઉંમરનો હતો ત્યારે મારા પિતાશ્રી સાથે સલાહ કરીને ઉમરશી બાપાએ મારું સગપણ લાખાપુરના રહીશ શ્રી જાદવજી દેવજીની પુત્રી ઉમરબાઈ ઉર્ફે અમૃતબાઈ સાથે કર્યું હતું તે વખતે એની ઉંમર માત્ર એક વરસની / હતી.

લાખાપુર પત્રીથી માત્ર ત્રણ માઈલના અંતરે આવેલું હતું અને શ્રી જાદવજીભાઈ મારા પિતાના ખાસ [ન] હતા. વળી તેઓ અનાજના ધંધામાં હતા અને ઉમરશી બાપા પણ અનાજના ધંધામાં હતા. બધું એકેદ-બરાબર હતું અને ખાનદાનની દીકરીમાં કંઈ કહેવાનું ન હોય એ માન્યતાએ તેમણે આ સગપણ કર્યું હતું.

એ વખતે તેમના દીકરા-દીકરીના લગ્ન પાકી ઉંમરમાં થઈ જાય તે વધુ આબરૂદાર ગણાતા. તેથી આ પ્રકારનો રિવાજ પ્રચલિત હતો. પરંતુ લોકોની સમજ સુધરી અને બાળલગ્નના ખોટા પરિણામો તેમની નજર સામે દેખાયાં, એટલે એ રિવાજ પર કાતિલ ફટકો પડ્યો. આજે તો સમાજ

કે રાજ્ય કોઈ પણ આ પ્રકારના બાળ-સગપણ તેમ બાળ-વિવાહને મંજૂર રાખતું નથી

હવે હું સોળ વર્ષની સમીપે પહોંચવા આવ્યો હતો, એટલે સસરાજીએ મારા મોટાભાઈ સાથે લગ્નની વાતો શરૂ કરી મારા માતુશ્રીની ઈચ્છા પણ એવી ખરી કે હું આ લગ્ન મારી આંખે જોઈ લઉં તો સારું, કારણ કે વૃદ્ધાવસ્થામાં દેહનો ભરોસો નહિ આમ પરસ્પરના વિચારો મળતા લગ્નની વાત નક્કી થઈ અને હું કંપનીના શેઠિયાઓની રજા લઈને દેશમાં આવ્યો

જેમને હું રોજ યાદ કરતો તે વહાલી માતાના દર્શન થયા, સગાવહાલાઓને મળી શકાયું, તેમજ દિલોજાન મિત્રો સાથે હરવા-ફરવાનું પ્રાપ્ત થયું, એટલે આનંદમાં શી ખામી રહે?

સંવત્ ૧૯૮૮ના પોષ વદિ ૪ નો દિવસ લગ્ન માટે નક્કી થયો અને તે માટે તડામાર તૈયારીઓ થવા લાગી તે વખતે વડીલોએ કહ્યું કે 'બીજું બધું તો ઠીક પણ લગ્ન-પ્રસંગે સસુરતામાં પોશાક કેવો પહેરશો?' મેં કહ્યું 'ખાદીનો એમાં કંઈ ફેરફાર કરવાની જરૂર નથી' તેમણે કહ્યું 'લગ્ન-પ્રસંગે ધોળી ટોપી માથે ન શોભે એ તો એક જાતનું અપશુકન જણાય

ખાદીના વસ્ત્રો સામે આ એક ઘણી આકરી ટકોર હતી તે મારાથી સહન કેમ થાય? મેં કહ્યું 'શુકન અને અપશુકનની વાત છોડો આ બધા એક પ્રકારના વહેમ છે

પહેલાં લગ્નજીવનમાં પ્રવેશે છે, તેમની શારીરિક સંપત્તિ ક્ષીણ થાય છે અને પ્રજા પણ નબળી પાકે છે

આ વસ્તુ મારે ખૂબ વિચારવા જેવી હતી, કારણ કે હજી મારી ઉમર સોળ વર્ષની હતી અને અમૃતબાઈની ઉમર ચૌદ વર્ષની હતી પરંતુ તે અંગે કરવા જેવી વિચારણા મેં કરી લીધી હતી

લગ્ન પછી અમૃતબાઈ સાથે પ્રથમ મિલન થયું, ત્યારે મેં તેને ખૂબજ પ્રેમથી કહ્યું 'કુટુંબના સંયોગોને લીધે આપણાં લગ્ન હાલ ભલે થયાં, પણ લગ્નના ખરા કાળને હજી ચાર-પાંચ વર્ષની વાર ગણાય હું પોતે ત્યાં સુધી સંયમ પાળવાના વિચારનો છું'

અમૃતબાઈ ગામડામાં ઉછેરેલી તદ્દન સરલ સ્વભાવની બાળા હતી તેણે ત્રણ ગુજરાતી પૂરી કરીને ચોથી અધૂરી મૂકેલી પરંતુ ઘરકામનો તથા ગાય-ભેંસોની સાચવણીનો અનુભવ બહુ સારો હતો વળી તેને માતાપિતા તરફથી નૈતિક તથા ધાર્મિક સંસ્કારો સારા મળ્યા હતા, એટલે તે એમ જ માનનારી હતી કે 'પતિએ કહ્યું, તે પ્રમાણ' આથી તે મારા વિચારમાં સંમત થઈ અને મારી એક મોટી મુંઝવણનો અંત આવ્યો

અહીં મારે એ નોંધ પણ કરવી જ જોઈએ કે ઘણાં પુસ્તકોના વાચન-વિચાર તેમજ કેટલાક મનોમંથન પછી હું આ નિર્ણય પર આવેલો, ત્યારે અમૃતબાઈને આ નિર્ણય પર આવતાં થોડી મીનીટો કે થોડી જ પળો થઈ આથી

તેની સાત્વિક વૃત્તિની મ મનથી ભારે પ્રશંસા કરી અને તેના વિષે મારો અભિપ્રાય બહુ ઊંચો બંધાયો.

મ પણ આ લગ્ન વિષે ભારે ગેરસમજ પ્રવર્તી રહી છે ઘણાખરા એમ જ માને છે કે લગ્ન એ વિષયભોગનો પરવાનો છે એટલે લગ્નજીવન પછી વિષયભોગની બાબતમાં તેઓ લગભગ નિરંકુશ બની જાય છે અને ઘણી વખતમાં નાના-મોટા વ્યાધિઓના ભોગ થઈ પડે છે વાસ્તવમાં લગ્ન એ સંયમની શાળા છે તે પુરુષ અને સ્ત્રી બન્નેની વાસનાઓને અંકુશમાં લાવે છે અને તેનું પ્રેમમાં રૂપાંતર કરે છે

ડૉ. રાધાકૃષ્ણને કહ્યું છે કે પતિ-પત્નીએ ઉભયના મનની ભિન્ન ભિન્ન વૃત્તિઓ અને વાસનાઓમાંથી પ્રયત્ન પૂર્વક હૃદયની એકતા સાધવાની છે

લગ્નની બાબતમાં રૂપરંગ એ મહત્વની વસ્તુ નથી હૃદયની એકતા એજ મહત્વની વસ્તુ છે જે મનુષ્યો માત્ર રૂપરંગ ઉપર મોહે છે તેમની સ્થિતિ પતંગિયા જેવી થાય છે પતંગિયું રૂપથી મોહ પામીને દીવાની જ્યોતમાં ઝંપ લાવે છે પણ થોડી જ વારમાં તે બળીને ખાખ થઈ જાય છે તેમ માત્ર રૂપરંગ પર મોહેલાઓ થોડા દિવસ તો પોતાના દિવસો આનંદમાં ગુજારે છે પણ હૃદયની એકતા નહિ હોવાને કારણે ધીમે ધીમે જુદા પડી જાય છે અને વિસંવાદી સ્થિતિ ઉત્પન્ન થાય છે

પ્રસિદ્ધ તત્વચિંતક શ્રી કિશોરલાલ મશરૂવાળાએ એક સ્થળે કહ્યું છે કે પતિ-પત્નીને પોતાની પ્રસન્નતાના તાલમાં

પોતાના જીવનના જોડીદારના રૂપ, રંગ કે વિદ્વત્તાદિક ગુણોનો વિચાર સરખો ઉઠતો નથી અસજ્ઞતાને અનુભવી ન શકે અને વફાદારીની ભાવના દુર્બળ હોય, ત્યારે જ એ પરસ્ત્રી--પર-પુરુષના રૂપ--રંગાદિકથી આકર્ષાય છે'

અહીં ટોલ્સ્ટોયના વચનો પણ વિચારવા જેવા છે તેઓ કહે છે 'લગ્નજીવન એટલે જીવનમા સુખ સગવડ અને આનંદ--પ્રમોદની વૃદ્ધિ, એમ જે સાધારણ પ્રચલિત માન્યતા છે, તે સત્યથી વેગળી છે વસ્તુત લગ્નજીવન એવુ છે જ નહિ લગ્નજીવન એટલે તો સદા યે જીવનમા સુખ, સગવડ ને પ્રમોદમા કાપ અને ઘટાડો જ, કેમકે એમા પુરુષ ઉપર નૂતન વિષમ કર્તવ્યો બજાવવાના આવી પડે છે'

લગ્નની મિતિથી ચાર મહિના અને ત્રણ દિવસ બાદ એટલે સ ૧૯૮૮ ના વૈશાખ વદિ ૭ ને રોજ અમે પાચેય ભાઈઓ છૂટા થયા મોટાભાઈ તો કેટલાક વર્ષ પહેલા જ માતાજીથી છૂટા પડયા હતા અને હવે તો બીજા ભાઈઓએ પણ પોત પોતાનુ ઘર માડયુ હતુ પરતુ મારા લગ્નપ્રસંગની રાહ જોવાતી હતી તે સારી રીતે પતી ગયો, એટલે આ નિર્ણય લેવાયો હવે સહુએ પોતાનો આર્થિક બોજો પોતાને જ ઉઠાવવાનો હતો અને માતુશ્રીનો ખર્ચ સરખા ભાગે આપવાનો હતો અમારી જ્ઞાતિના રિવાજ મુજબ ભાઈઓ છૂટા પડે ત્યારે માતા નાના પુત્ર સાથે રહે, એ રીતે માતાને હવે મારી સાથે રહેવાનુ હતુ, પરતુ મારે પત્રીમા રહેવાનુ બહુ ઓછુ થતુ આમ છતા દોઢ વર્ષે ચાર માસની રજા

હારીવાળુ કામ મને સોંપતા એ કામો હું જેમ જેમ કરતો ગયો, તેમ તેમ મારો અનુભવ વધતો ગયો અને મારું સ્થાન પણ વધતુ ગયુ

આ વખતે બ્રહ્મદેશની મુખ્ય નિકાશ ચોખા અને પેટ્રોલ હતી ઉપરાત સાગનુ લાકડુ કે જે વિશ્વભરમા 'અમો ટીક' નામથી ઓળખાય છે, તેની નિકાશ પણ ભારતમા સારા પ્રમાણમા થતી વધારામા વાલ, ગોળ અને સોપારી પણ અહીથી ભારતમા જતા ખાણોમાથી કાચુ લોખડ તેમ બીજી ધાતુઓ જતી સને ૧૯૪૭ પછી આ સ્થિતિમા ફેરફાર થયો અત્યારે તો બ્રહ્મદેશમા ધધાનુ રાષ્ટ્રીયકરણ થએલુ હોઈ બધો વ્યાપાર સરકાર હસ્તક છે અને તેની મારફત ત્યાથી માત્ર ચોખા અને બીજી કેટલીક ચીજો ભારતમા આવે છે

બ્રહ્મદેશની એક વિશેષતા એ છે કે ત્યાના બધા જ લોકો બૌદ્ધ ધર્મ પાળનારા છે, એટલે તેમા જ્ઞાતિ-જાતિના આપણા જેવા ભેદ નથી અને આ કારણે તેમનુ સગઠન પણ સારુ છે કેટલાક પ્રવાસીઓએ બ્રહ્મદેશને પેગોડાનો દેશ કહ્યો છે, કારણ કે ત્યા સ્થળે સ્થળે પેગોડા એટલે બુદ્ધના મદિરો આવેલા છે તેમાના કેટલાક મદિરો તો ઘણા જ મોટા છે અને તેમા બુદ્ધની વિશાળકાય પ્રતિમાઓ બેસાડેલી છે વળી ત્યા મઠોની સખ્યા પણ ઘણી છે અને તેમા હજારો ફુગીઓ એટલે બૌદ્ધ સાધુઓ રહે છે

અહી સ્ત્રી જાતિને સ્વતત્રતા ઘણી છે વધારે સ્પષ્ટ કહુ તો પુરુષો કરતા પણ સ્ત્રીઓનુ સ્થાન ચઢિયાતુ છે.

કંપનીના મુખ્ય કાર્યકર્તા શ્રી મોહનલાલભાઈ વેરશી નાના-મોટા સહુ સાથે પ્રેમથી વર્તતા તેમનો સ્વભાવ ઘણો સાચાળુ હતો તેઓ રોજ બગીચામાં બે કલાક કામ કરતા અને બીજાને શ્રમ-પ્રતિષ્ઠાનો પાઠ પઢાવતા વળી નાનું મોટું કોઈપણ કામ કરવુ હોય તો જરાયે સંકોચ અનુભવતા નહિ જરૂર લાગે તો શાકભાજી સમારવા પણ બેસી જતા અને કોઈ સ્થળે કચરો પડ્યો હોય તો નોકરોને હુકમ કરવાને બદલે પોતે જ ઝાડુ હાથમાં લેતા પરિણામે સહુ કોઈ પોતાની ફરજમાં ખૂબ સાવધ રહેતા અહીં એક તરફ કૌટુંબિક ભાવના વ્યાપી રહી હતી અને તેથી મારુ મન ખૂબ પ્રસન્ન રહેતુ

આ બંગલામાં રહેતા એક ભાઈની ઓળખાણ થઈ, તે ભાઈ ઘણા ફેશનેબલ હતા, વિદેશી અપ-ટુ-ડેટ વસ્ત્રો વાપરતા અને ચા-બીડીનો પણ છૂટથી ઉપયોગ કરતા તેમને બીજી પણ કેટલીક કુટેવો હતી મે તેમને સુધારવા માટે કેટલાક પ્રયત્નો કર્યા, તેમાં તેમણે બીડી છોડી દીધી અને ખાદી અપનાવી, પરંતુ આ રીતે તેમના વિશેષ સંસર્ગમાં આવતા તેમની હસ્તદોષની કુટેવ મને લાગુ પડી આ વાત લખતા મને ખરેખર શરમ આવે છે, પણ હુ સત્ય હકીકત છુપાવવા માગતો નથી, કારણ કે આ ઉંમરમાં અનેક બાળકો આ કુટેવમાં સપડાય છે અને તે લાંબો વખત ચાલુ રહેતા તેમની જીદગી બરબાદ થાય છે તેઓને કુસંગથી બચાવવા એ વડીલોનો ધર્મ છે મારુ સદ્ભાગ્ય એટલુ કે સદ્વાચનના પ્રતાપે થોડા જ વખતમાં હું જાગ્રત થઈ ગયો અને ત્યાં

નાયક દોસ્ત તથા કુટુંબ બંનેને કાયમ માટે છોડી દીધા ત્યારે મારી વય ૧૪-૧૫ વરસની હતી.

રોજ વખત બાદ બાજુના મકાનમાં રહેતા શ્રી નાનાલાલભાઈ શાસ્ત્રી સાથે મિત્રતા થઈ. તેઓ સંગીત, કુસ્તી તથા વાચનના શોખીન હતા અને લગભગ મારી વયના હતા. તેમની મિત્રતાથી મને ઘણો આનંદ થતો.

અહીંનું વાતાવરણ એકંદર સારું હતું અને તેમાં મારું ચિત્ત પરોવાયેલું રહેતું પરંતુ હું જન્મભૂમિને ભૂલ્યો ન હતો. ત્યાંના સાર્વજનિક કામોમાં મુખ્ય ભાગ પણ લેતો હતો. ત્યાં પ્રથમ શ્રી મગનભાઈ ઠક્કર હરિજનશાળા ચલાવતા હતા. પછીથી તેમના સ્થાને બીજા શિક્ષકને રાખવામાં આવ્યા. પણ તેમને એક યા બીજા પ્રકારની મુશ્કેલીઓ આવ્યા જ કરતી. આ શાળાને વ્યવસ્થિતરૂપ આપવાના વિચારથી મેં રંગુનમાં ફંડ એકઠું કરવા માંડ્યું. કોઈ પાસેથી એક રૂપિયો તો કોઈ પાસેથી બે, કોઈ પાસેથી પાંચ, તો કોઈ પાસેથી દસ-વીસ. એમ અનેક મિત્રો અને સંબંધીઓ પાસે જઈને કુલ રૂપિયા ૭૩૧ એકઠા કર્યા અને જ્યારે કચ્છ ગયો ત્યારે પત્રીમાં હરિજનશાળાના મકાન માટે મેં એ રકમથી જમીન ખરીદી.

હવે તેના પર મકાન બાંધવાની જરૂર હતી, પણ ગામના ગરાસિયા તથા પ્રતિષ્ઠિત માણસો તે કામ થવા દેતા ન હતા. આ વખતે શ્રી ગોકુળદાસભાઈ અમારી મદદે આવ્યા. સહુએ સાથે મળી જોરદાર સામનો કર્યો અને

બાધકામ શરૂ કર્યું, તેમા મે યથાશક્તિ મદદ કરી સ્થાનિક કામ ભાઈ કુવરજી હેમરાજ તથા ડૉ ખીમજીભાઈ જેવત વગેરે ભાઈઓએ સભાળ્યુ પાછળથી પત્રી સર્વોદય સમાજે આ પ્રવૃત્તિ સભાળી લીધી અને ગાધી વિદ્યાલયમા ઊચી જાતિના બાળકો સાથે હરિજનોના બાળકોને પણ બેસાડ્યા

પૂજ્ય શ્રી રામજીભાઈ કાપડીઆ અવારનવાર બ્રહ્મદેશમા આવતા પાછળથી તેઓ વીમા કપનીમા જોડાયા, ત્યારે પણ તેમનુ અહીં ખાતેનુ આગમન ચાલુ રહ્યુ આથી મને તેમનો પ્રેમાળ સસર્ગ મળતો રહ્યો તેઓ મને અગ્રેજીનો વધારે અભ્યાસ કરવા ઉત્તેજન આપતા અને તે માટે પોતે રોજ એક કલાકનો સમય આપવા તૈયાર હતા, પણ મે અગ્રેજી શીખવામા બહુ રુચિ દાખવી નહિ મને જે વ્યાવહારિક જ્ઞાન મળતુ, તેથી જ સતોષ માન્યો પાછળથી મને એમ થયુ કે મે આ તકનો લાભ લીધો હોત તો સારુ, પણ ત્યારે ઘણુ મોડુ થઈ ગયુ હતુ

સને ૧૯૩૩ના ઓક્ટોબર માસમા વિશેષ પ્રગતિ માટે હુ રાગજી પ્રેમજી કપની છોડી શેઠ હાસમ પ્રેમજીની કપનીમાં જોડાયો કે જેનુ સ્થાન બ્રહ્મદેશ ખાતે સહુથી પહેલુ હતુ અને જે વર્ષે દહાડે દોઢ લાખ ટન ચોખાનો વિશ્વમાં નિકાશ કરતી હતી અહીં મને મુખ્ય હિસાબનીશનુ કામ એક માસ માટે સોપવામા આવ્યુ અને ત્યાર પછી બ્રહ્મદેશના એક બદર મોલમીનની તેમની ઓફિસમા મેનેજર તરીકે મારી નિમણૂક કરવામા આવી આ વખતે મારો ચોકખો પગાર રૂા ૬૦૦નો

નાપાક દોસ્ત તથા કુટેવ બન્નેને કાયમ માટે છોડી દીધા. ત્યારે મારી વય ૧૪–૧૫ વરસની હતી.

થોડા વખત બાદ બાજુના બંગલામાં રહેતા શ્રી નાનાલાલભાઈ રાયચંદ સાથે મિત્રતા થઈ. તેઓ સંગીત કસરત તથા વાચનના શોખીન હતા અને લગભગ મારી જ વયના હતા. તેમની મિત્રતાથી મને ઘણો આનંદ થયો.

અહીંનું વાતાવરણ એકંદર સારું હતું અને તેમાં મારું ચિત્ત પરોવાયેલું રહેતું. પરંતુ હું જન્મભૂમિને ભૂલ્યો ન હતો. ત્યાંના સાર્વજનિક કામોમાં દૂર બેઠાં પણ રસ લેતો હતો. ત્યાં પ્રથમ શ્રી મગનભાઈ ઠાકર હરિજનશાળા ચલાવતા હતા. પછીથી તેમના સ્થાને બીજા શિક્ષકને રાખવામાં આવ્યા. પણ તેમને એક યા બીજા પ્રકારની મુશ્કેલીઓ આવ્યા જ કરતી. આ શાળાને વ્યવસ્થિતરૂપ આપવાના વિચારથી મેં રંગૂનમાં ફંડ એકઠું કરવા માંડ્યું. કોઈ પાસેથી એક રૂપિયો તો કોઈ પાસેથી બે, કોઈ પાસેથી પાંચ, તો કોઈ પાસેથી દસ–વીસ. એમ અનેક મિત્રો અને સબંધીઓ પાસે જઈને કુલ રૂપિયા ૭૩૧ એકઠા કર્યા અને જ્યારે કચ્છ ગયો ત્યારે પત્રીમાં હરિજનશાળાના મકાન માટે મેં એ ફંડમાંથી જમીન ખરીદી.

હવે તેના પર મકાન બાંધવાની જરૂર હતી, પણ ગામના અગ્રેસરો તથા પ્રતિષ્ઠિત માણસો તે કામ થવા દેતા ન હતા. આ વખતે શ્રી ગોકુળદાસભાઈ અમારી મદદે આવ્યા. સહુએ સાથે મળી જોરદાર સામનો કર્યો અને

બાધકામ શરૂ કર્યું, તેમા મે યથાશક્તિ મદદ કરી સ્થાનિક કામ ભાઈ કુવરજી હેમરાજ તથા ડૉ ખીમજીભાઈ જેવત વગેરે ભાઈઓએ સભાળ્યુ પાછળથી પત્રી સર્વોદય સમાજે આ પ્રવૃત્તિ સભાળી લીધી અને ગાધી વિદ્યાલયમા ઊચી જાતિના બાળકો સાથે હરિજનોના બાળકોને પણ બેસાડ્યા

પૂજ્ય શ્રી શામજીભાઈ કાપડીઆ અવારનવાર બ્રહ્મદેશમા આવતા પાછળથી તેઓ વીમા કપનીના જોડાયા, ત્યારે પણ તેમનુ અહીં ખાતેનુ આગમન ચાલુ રહ્યુ આથી મને તેમનો પ્રેમાળ સસર્ગ મળતો રહ્યો તેઓ મને અગ્રેજીનો વધારે અભ્યાસ કરવા ઉત્તેજન આપતા અને તે માટે પોતે રોજ એક કલાકનો સમય આપવા તૈયાર હતા, પણ મે અગ્રેજી શીખવામા બહુ રુચિ દાખવી નહિ મને જે વ્યાવહારિક જ્ઞાન મળતુ, તેથી જ સતોષ માન્યો પાછળથી મને એમ થયુ કે મે આ તકનો લાભ લીધો હોત તો સારુ, પણ ત્યારે ઘણુ મોડુ થઈ ગયુ હતુ

સને ૧૯૩૩ના ઓક્ટોબર માસમા વિશેષ પ્રગતિ માટે હુ ગાગજી પ્રેમજી કપની છોડી શેઠ હાસમ પ્રેમજીની કપનીમાં જોડાયો કે જેનુ સ્થાન બ્રહ્મદેશ ખાતે સહુથી પહેલુ હતુ અને જે વર્ષે દહાડે દોઢ લાખ ટન ચોખાનો વિશ્વમાં નિકાશ કરતી હતી અહી મને મુખ્ય હિસાબનીશનુ કામ એક માસ માટે સોપવામા આવ્યુ અને ત્યાર પછી બ્રહ્મદેશના એક બદર મૌલમીનની તેમની ઓફિસમા મેનેજર તરીકે સારી નિમણુક કરવામા આવી આ વખતે મારો ચોક્ખો પગાર રૂા ૬૦૦નો

મળવામાં આવ્યો. પાછળથી તેમાં વધારો કરી રૂ. ૧ ૦ આપવામાં આવતા હતા.

અહીંના મુખ્ય સંચાલક રાયબહાદુર શેઠ શ્રી વીરજી ડમાભાઈ હતા કે જેઓ ધંધાના ઘણા આગેવાન અને જાહેર પ્રવૃત્તિઓમાં મોખરે રહેતા. તેમજ સમાજ અને રાજ્ય બંનેમાં તેમનો માન-મરતબો ઘણો હતો. તેઓ મારા સંબંધી પણ હતા. (તેમના ધર્મપત્ની વાલબાઈ ત્રીજી પેઢીએ મારા કાકાની દીકરી બહેન થાય) તેમની નજર મારા પર છેલ્લા બે-ત્રણ વર્ષથી હતી. હું માનું છું કે તેઓ મારી કાર્યપદ્ધતિથી આકર્ષાયા હતા. પથ્થરમાંથી પૂતળી ઘડાઈ હોય તો તે રસ્તામાં પડી રહેતી નથી. તેને કોઇ ને કોઈ ઉઠાવી જનાર મળે જ છે. એટલી મૂળ વાત સમજીને તૈયાર થવાની છે.

મેં મૌલમીન બંદરે જઈને મારું કામ સંભાળ્યું અને સખત પરિશ્રમ કરીને એક જ વર્ષમાં ત્રણ લાખ ગુણી ચોખાની (ભાતની) નિકાસ કરી. આ પછીના વર્ષોમાં આ બંદરેથી વધુમાં વધુ સવા બે લાખ ગુણી ચોખાની નિકાસ થયેલી. એટલે પ્રથમ વર્ષે જ રાયબહાદુર શેઠ વીરજીભાઈને મારા કામથી સંતોષ થયો અને મારી સત્તર વર્ષની વયમાં મને આત્મવિશ્વાસમાં વધુ દૃઢતા આવી.

અહીં કંપનીના કામની જવાબદારી સંભાળતા માલના ખરીદ-વેચાણ પર ધ્યાન આપવું પડતું, નાણાંની વ્યવસ્થા રાખવી પડતી અને નાના-મોટા દરેક કામની ચકાસણી કરવી પડતી. તેમાં રાત્રિના બાર કે એક પણ વાગી જતા. હું

તેનાથી હું જરાયે કંટાળતો નહિ જરૂરી કામ પૂરું કર્યા પછી જ નિદ્રાધીન થતો એ નિદ્રા પણ ખૂબ મીઠી આવતી

મારી આ કાર્યવાહીએ મને ખૂબ યશ આપ્યો તથા વ્યાપારી વર્ગમા મારી અગત પ્રતિષ્ઠા ઘણી વધારી 'કામ કામને શીખવે છે' એ ન્યાયે મને અહી વ્યાપારની વિવિધ બાજુઓ અગે શીખવાનુ પણ ઘણુ મળ્યુ

હવે વાચન, વ્યાયામ વગેરે માટે વિશેષ સમય રહેતો નહિ પરતુ તેથી મે જે સદ્‌વિચારો કેળવ્યા હતા તથા આરોગ્ય સપાદન કર્યું હતુ, તેમા કાઈ ખામી આવી નહિ ખાદી પ્રત્યે મારો પ્રેમ એવો જ રહ્યો હતો અને કરકસરથી ખર્ચ કરવાનુ મે ચાલુ જ રાખ્યુ હતુ હુ મારા આના-પાઈ ખર્ચની નોધ રાખતો હતો અને બને તેટલી બચત કરતો હતો મે કદી કપની પાસે ઉધાર પૈસા માગ્યા ન હતા, કારણ કે મારે તેની જરૂર જ પડતી ન હતી

કોઈક વાર વ્યાપારમા ધ્યાન પહોચતુ તો કપનીની રજા લઈને વ્યાપાર કરી લેતો અને તેમા બે પૈસાની પ્રાપ્તિ પણ જરૂર થતી, પરતુ મે કોઈ દિવસ ગેરવ્યાજબી રસ્તાઓ લીધા ન હતા વધારે સ્પષ્ટ કહુ તો મારા અગત કામમા નુકશાન પેટે ડીપોઝીટ આપવાની ગોઠવણ કરીને જ કપની મારફતે કે તેની રજા લઈને રગુન, મુબઈ કે જ્યા હુ પેઢીનુ જવાબદારીભર્યું કામ સભાળતો હતો, તે સિવાયની જગ્યાએ વેપાર કરતો કે જેથી મારી જવાબદારી બાબત જરા પણ શકા આવે નહિ

અહીં એ જણાવી દઉં કે કંપની જે ધંધો કરતી હોય, તે જ ધંધો આપણે ખાનગીમાં કરીએ તો કંપનીના કામકર્તાઓને આપણા માટે શક જાગે અને તે કદી પણ આપણને મોટી જવાબદારી વાળું કામ સોંપે નહિ. વળી ખાનગી ધંધો કરતાં કદાચ ખોટ જાય તો એ કંપનીના ખાતે નાખી દેવાની મનોવૃત્તિ જાગે અને તેમાંથી અનેક અનિષ્ટો ઊભાં થાય. એટલે કંપનીના મુખ્ય કામ વાહકોની સંમતિ લઈને જ પોતાનું કામ કરવું એ ડહાપણભરેલો રસ્તો છે.

કોઈ એમ માનતું હોય કે શેઠિયાઓ એ રીતે કામ કરવાની રજા આપે નહિ તો એ માન્યતા ભૂલ ભરેલી છે. જેઓ લાખો-કરોડોનો ધંધો કરતા હોય, તે મનુષ્યનું મન સમજી શકે છે તથા સંયોગો પ્રમાણે વર્તવાની વૃત્તિ પણ ધરાવતા હોય છે. એટલે યોગ્ય માગણીને કદી નકારતા નથી.

મારા કેટલાયે સાથીઓ મતિમાન થયા પણ પ્રગતિમાન ન થયા, તેના કારણોનો હું જ્યારે વિચાર કરું છું ત્યારે મને અવશ્ય લાગે છે કે તેમના નૈતિક વિચારો જોઈએ તેવા ઘડાયેલા ન હતા અને પોતાના ભાગે આવેલા કામ માટે જે આવશ્યક પ્રેમ-ઉત્સાહ હોવો જોઈએ, તે તેમનામાં ઘણો ઓછો હતો. વળી તેઓ ખર્ચની બાબતમાં બેદરકાર હતા અને કરજ કરતાં અચકાતા ન હતા. આ બધાં કારણોને લીધે તેમની પ્રગતિ રુંધાઈ ગઈ હતી.

કેટલાક કહે છે કે પુરુષાર્થ સાથે પ્રારબ્ધ પણ જોઈએ, પરંતુ પુરુષાર્થ કર્યા વિના પ્રારબ્ધ જાગતું નથી. જેઓ

માત્ર પ્રારબ્ધના ભરોસે બેસી રહે છે, તે એદી, આળસુ કે પ્રમાદી બની જાય છે અને છેવટે લમણે હાથ મૂકે છે તેના કરતા કુદરતે આપણને જે હાથ, પગ તથા માથુ આપ્યુ છે, તેનો સદુપયોગ કરવો શુ ખોટો ?

મનુષ્ય પોતે જ પોતાના ભાગ્યનો સ્રષ્ટા છે, એ કદી ભૂલવા જેવુ નથી

[ ૮ ]

## ગૃહસ્થ-જીવનની શરૂઆત

લગ્ન કર્યાં પછી પાચ વર્ષ સુધી મે સ યમ પાળવાનો સ કલ્પ કર્યો હતો, તેની ગ ભીરતા મારા લક્ષ્યમા હતી હુ રજા મળતા દેશમા જતો, ત્યારે અમૃતબાઈ ને કુટુ બ-કબીલાની તેમજ ધ ધા-ધાપાની અનેક વાતો કરતો, પણ સ યમની પાળ તૂટી ન જાય, તેની સાવચેતી રાખતો અમૃતબાઈ પણ આ બાબતમા સાવધ જ હતી

જેમ છોડ વાવ્યા પછી તેને ઉછેરવા માટે પાણીનુ સિ ચન કરવુ પડે છે, તેમ સ યમનો સ કલ્પ કર્યા પછી તેને સિદ્ધ કરવા માટે સદ્દવિચારોનુ સિ ચન કરવુ પડે છે હુ પૂજ્ય બાપુજી, શ્રીમદ્ રાજ્ય દ્ર વગેરેના લખાણો ફરી ફરીને વાચતો, એટલે મારા સ યમનો સ કલ્પ સદ્દવિચારોથી સિ ચાયો અને તે આખરે સિદ્ધ થયો શ્રીમદ્ રાજ્ય દ્રનો નીચેનો દુહો મારી જીભે ચડી ગયો હતો, તેનુ મનન હુ વારવાર કરતો --

નિરખીને નવયૌવના લેશ ન વિષયનિદાન
ગણે કાષ્ઠની પૂતળી તે ભગવાન સમાન.

વીશ વર્ષની ઉંમર પછી મારું ગૃહસ્થ-જીવન શરૂ થયું બીજા શબ્દોમાં કહું તો મેં વિવાહિત જીવનમાં પ્રવેશ કર્યો. આજકાલ વિવાહિત જીવનનો આનંદ કેમ મેળવવો ? તે માટે જાત જાતનું સાહિત્ય બહાર પડે છે અને તે યુવક-યુવતીઓમાં સારા પ્રમાણમાં વંચાય છે પણ તેમાં માર્ગદર્શન કરતાં અશ્લીલતાનું પ્રમાણ વધારે હોય છે અને તે વાચકોની વિષયવાસનાને ઉશ્કેરી મૂકે છે. વિવાહિત જીવનનો ખરો આનંદ તો પરસ્પરના સ્નેહભરેલા વર્તનમાં રહેલો છે. તેમાંથી મન અને દેહનું ઐક્ય સધાય છે અને પ્રજાની ઉત્પત્તિ થાય છે.

સ્નેહ વિનાનો શરીરસંબંધ પણ પ્રજાની ઉત્પત્તિ કરી શકે ખરો પણ તેમાંથી આનંદનું તત્ત્વ ઊડી જાય છે. એટલે વિવાહિત જીવનનો મુખ્ય ઉદ્દેશ સરતો નથી.

કેટલાક એમ માને છે કે શરીર એ ભોગનું સાધન છે એટલે તેનાથી ભોગવી શકાય તેટલા ભોગો ભોગવી લેવા. પરંતુ આ નર્યો ભૌતિકવાદ છે અને તે મનુષ્યને ઊર્ધ્વગામી બનવા દેતો નથી. શાસ્ત્રના મહર્ષિઓએ શરીરને ધર્મનું સાધન કહ્યું છે તે એટલા જ માટે કે તેનાથી બને તેટલું ધર્માચરણ કરી લેવું જોઈએ. ધર્માચરણથી મનુષ્યનો અભ્યુદય સધાય છે એ નિઃસંશય બીના છે.

સૂરતથી જીવનના પ્રારંભ સમયે હું દેશમાં હતો

ત્યાથી પાછા ફરતા મારા ધર્મપત્નીને મોકલીન તેડતો આવ્યો પણ રસ્તામા જે કઈ બન્યુ, તેણે મારા ધૈર્યની ઘણી કસોટી કરી

અમે કચ્છમાથી મુબઈ આવ્યા, ત્યારે અમૃતબાઈની તબિયત કૈક અસ્વસ્થ લાગી, પણ તેને વિશેષ મહત્ત્વ ન આપ્યુ કેટલાક સાદા ઉપચારો કરીને પ્રવાસમા આગળ વધ્યા પરતુ જ્યા કલકત્તા પહોચ્યા કે તેની તબિયત ખૂબ જ બગડી ગઈ ઊલટીઓ પર ઊલટીઓ થાય અને પેટમા પાણીનુ ટીપુ પણ ટકે નહિ વળી બેચેની પણ ઘણી જ હુ ગભરાયો હવે શુ કરવુ ?

અહી અમારી કપનીની શાખા હતી તેના મુખ્ય કાર્યકર્તા શ્રી લખમશીભાઈ રાયબહાદુર શ્રી વીરજી ડાયાભાઈના સુપુત્ર હતા તેઓ સ્વભાવે અત્યત નમ્ર, સાદા તેમજ સેવા-ભાવી હતા આત્મા ઘણો ઊચો હતો તેઓ હિદમાથી બ્રહ્મદેશ જતા કોઈને પણ પરોણા તરીકે ઉતરવા-ખાવાની મગવડ આપતા તેઓ મારા ભાણેજ થાય તેમણે મને આ આપત્તિમા ઘણી મદદ કરી તેમની સલાહથી મે બગાળના એક સુપ્રસિદ્ધ ડૉક્ટરને બોલાવ્યા તેણે અમૃતબાઈને તપાસીને પ્રથમ તો એમજ કહ્યુ કે જો આ બાઈનો જાન બચાવવો હોય તો તેના પેટમા જે ગર્ભ છે, તે કાઢી નાખવો પડશે

આ સાભળી હુ હેબતાઈ ગયો રસ્તામા આવી મોટી ઉપાધિ આવી પડશે, તેની તો કલ્પના પણ ક્યાથી હોય ?

પરંતુ ખૂબ ચીવટથી ઉપચારો કરતા બે જ દિવસમાં કંઈક સુધારો જણાયો એટલે એ વિચાર માંડી વાળ્યો. પછી તો સાત-આઠ દિવસના ઉપચારોથી તેની તબિયત ઠેકાણે આવી ગઈ અને તે હરતી-ફરતી તથા ખાતી-પીતી થઈ ગઈ ત્યાર બાદ બે-ત્રણ દિવસ અમે રંગુનની સ્ટીમર પકડી અને ત્યાંથી રેલ્વે માર્ગે મોલમીન પહોંચ્યા.

ગૃહસ્થ જીવનમાં પહેલી જરૂર ઘરની પડે એટલે મેં અહીં એક ઘર ભાડે રાખેલ હતું તે અમૃતબહેનના આવવાથી શોભી ઊઠ્યું જેમ રાત્રિની શોભા ચાંદની છે અને સરોવરની શોભા કમળ છે તેમ ગૃહની શોભા ગૃહિણી છે તેનો ખ્યાલ આવ્યો કે બધું સુઘડ અને સ્વચ્છ બની જાય છે તથા ચીજ-વસ્તુની ખામી હોય તેની પૂર્તિ થવા લાગે છે

ઘર મંડાયું એટલે મિત્રો આવે, સ્નેહી-સંબંધીઓ આવે અને મહેમાન-પરોણાની પણ પધરામણી થાય એ બધાને બરાબર સાચવી લેવા જોઈએ નહિ તો ગૃહસ્થાશ્રમ લજવાય. મારા સ્વભાવ પ્રમાણે અહીં મિત્રો સ્નેહી-સંબંધીઓ તથા મહેમાન-પરોણાઓ ઘણી વાર આવતા.

પરંતુ શરૂઆતના ચાર-પાંચ માસ અમૃતબાઈની તબિયત બરાબર રહેતી નહિ એટલે તેના બધા કામમાં હું મદદ કરતો. ગૃહસ્થાશ્રમનું ગાડું સ્ત્રી અને પુરુષરૂપી બે બળદોથી ચાલે છે એટલે એક બીજાએ એક બીજાના કામમાં પૂરક થવું જ જોઈએ.

અહીં સં. ૧૯૬૪ના શ્રાવણ સુદિ ૧૨ને રવિવાર તા.



મોલમીનમા ધર્મપત્ની શ્રી અમૃતબાઇ સાથે
સને ૧૯૩૭

૭-૮-૧૯૩૮ના રોજ બપોરના ત્રણ વાગતા અમૃતબાઈએ મીશન હોસ્પીટલમા પુત્રરત્નને જન્મ આપ્યો પ્રથમ પુત્ર જન્મ્યો, એથી અમને બનેને ઘણો આનદ થયો, પણ એનુ વજન માત્ર સાડાપાચ રતલનુ હતુ અને મોઢુ ચીમળાયેલુ હતુ, એટલે અમારા મનમા ચિતા પેઠી અને અમે તેને ખૂબ સાવચેતીથી ઉછેરવા લાગ્યા તે સ્વભાવનો શાત હતો તથા ત્યા બેસાડીએ ત્યા બેસી રહેતો વળી રડવાનુ તો જાણતો નહિ, એટલે ધીમે ધીમે તેની તબિયત સુધરવા લાગી તેનુ નામ ધીરજલાલ પાડવામા આવ્યુ

ત્યાર બાદ બે વર્ષે બીજા પુત્રનો જન્મ થયો આ પુત્રનુ વજન ૮ રતલ હતુ અને તે દેખાવે પણ રૂપાળો હતો વળી જન્મ વખતે અમૃતબાઈ તથા તેની તદુરસ્તી ઘણી સારી હતી પરતુ છઠ્ઠીના દિવસે અકસ્માત્ કઇક વિકાર થવાથી તે માત્ર ત્રણ કલાકની જ માદગીમા હોસ્પીટલમા મૃત્યુ પામ્યો અમને બનેને ઘણુ દુખ થયુ, પણ અમૃતબાઈને થયેલુ દુખ મારા કરતા અનેકગણુ વધારે હતુ હુ તો કામકાજમા પડીને થોડા દિવસે એ દુખ વિસરી ગયો, પણ અમૃતબાઈ લાબા સમય સુધી એને વિસરી શકી નહિ ખરેખર! માતાનુ હૃદય અપૂર્વ હોય છે તેને પોતાના સતાનો પ્રત્યે જે વાત્સલ્ય હોય છે, તે વાણીથી વર્ણવી શકાય એવુ નથી

વિ સ ૧૯૯૮ના આસો માસમા દીવાળીને રોજ અમૃતબાઈએ કચ્છમા એક પુત્રીરત્નને જન્મ આપ્યો તેનુ ... કાંતા પાડવામા આવ્યુ.

ત્યારબાદ લગભગ પાંચ વર્ષે એપ્રીલ તા. ૨ — -૧૯૪૭ ના રોજ કાંતિકુમારનો જન્મ થયો અને ત્યાર બાદ લગભગ ચાર વર્ષે એપ્રીલ તા. ૧ ૯—૫૦ના રોજ દેવયાનીએ આ દુનિયાનો પ્રથમ પ્રકાશ જોયો આ બંને સંતાનો સૈલન પ્રદેશમા જન્મ્યા

આજે મારે ધીરજલાલ અને કીર્તિકુમાર નામે બે પુત્રો છે અને કાંતા તથા દેવયાની નામે બે પુત્રીઓ છે તેમનો વિશેષ પરિચય હુ આગળ પર એક સ્વતંત્ર પ્રકરણમા આપીશ.

બ્રહ્મદેશમા અમારુ ગૃહસ્થજીવન એકંદર ઘણુ સુખી અને સંતોષી રહ્યુ ત્યાના વિશાળ કારોબારને લીધે ગુજરાતી હિંદી, પંજાબી, મારવાડી, બર્મી ચીના ઝેરબાદી* જાપાની તથા યુરોપિયનોના સહવાસમા આવવુ પડ્યુ તેમાથી કેટલાક બર્મી અને ચીનાઓ સાથે તો કુટુંબ જેવા સંબંધ બંધાયો હતો.

૧૯૪૨ ના યુદ્ધમા બ્રહ્મદેશ છોડ્યો તે બાદ ફરી સને ૧૯૫૫ ના એપ્રીલ માસમા હુ અને મારા ધર્મપત્ની બ્રહ્મદેશના પ્રવાસે આવ્યા, ત્યારે આ બધા સંબંધીઓએ ૨૨ દિવસ સુધી અમારુ ભાવભીનુ સ્વાગત કર્યું હતુ અને અમને આનંદમા તરબોળ કરી દીધા હતા.

ગૃહસ્થાશ્રમમા સંપૂર્ણ સમાધાન તો શક્ય નથી વિજય

* મુસલમાન પુરુષ અને બર્મી સ્ત્રીથી ઉત્પન્ન થયેલી જાતિને ઝેરબાદી કહે છે

શેઠ અને વિજ્યા શેઠાણીએ ગૃહસ્થાશ્રમમા રહીને પણ સપૂર્ણ બ્રહ્મચર્ય પાળ્યુ એને એક આપવાદિક ઘટના લેખવી જોઈએ + બાકી મનુષ્ય ધારે તો ગૃહસ્થાશ્રમમા મર્યાદિત બ્રહ્મચર્ય પાળી શકે છે અને તે શરીર તથા મન બ નેને માટે હિતકર નીવડે છે

આ પ્રકારનુ મર્યાદિત બ્રહ્મચર્ય પાળવા માટે પુરુષ તથા સ્ત્રીની શય્યા પૃથક્ હોવી જોઈએ, મહિનાના અમુક દિવસોએ શરીરસ્પર્શનો ત્યાગ કરવો જોઈએ અને દિવા-મૈથુનને તો સપૂર્ણ છોડી દેવુ જ જોઈએ ખૂબ મસાલેદાર તથા રસવાળા ભોજનો બ્રહ્મચર્યના પાલનમા બાધક છે, એટલે તેનો ત્યાગ કરવો જોઈએ અને ખાનપાન બને તેટલા સાદા રાખવા જોઈએ

અહી રાષ્ટ્રીય ગુજરાતી શાળા સાથે સબધ બધાયો, તે સદ્વિચારોનુ સરક્ષણ તથા સવર્ધન કરવામા ઘણો ઉપયોગી નીવડ્યો સત્સગમા સવારે પાચ વાગે પ્રાર્થના થતી અને તેમા 'વૈષ્ણવજન તો તેને કહીએ,' વગેરે ભજનો ગવાતા આદ શ્રીમદ્ રાજ્યચદ્રની મોક્ષમાળા આદિનુ વાચન થતુ શાળાના હેડમાસ્તર શ્રી ખીમચદ દલાઈ અત્યત ધાર્મિક વિચારના તેમજ સત્સગપ્રિય હતા તેમનો કેટલોક લાભ મને પણ મળ્યો શ્રી છગનલાલ ભાઈચદ તથા શ્રી કુલચદભાઈ વગેરે પણ ઊચા આત્માઓ હતા ટૂકમા કહુ તો અહી મને

+ તેનો ઉલ્લેખ જૈન સાહિત્યમા આવે છે

કામના અસાધારણ બોજા વચ્ચે પણ જીવનને જાગ્રત રાખવાની સુંદર તક મળી ગઈ હતી.

પૂ. બાપુજીની સ્મૃતિ નિમિત્તે અહીં આ સ્થાનો મળતા પછીથી તેમની કાયમી યાદ આ પુસ્તકાલય બનાવવાનું નક્કી કરવામાં આવ્યું અને એ કામ મેં માથે લીધું પરંતુ તેની શરૂઆત થયા પછી થોડા જ વખતમાં જાપાન તરફનો ભય ઊભો થયો અને તેથી સમાગી આ બધી પ્રવૃત્તિઓ તોડી નાખી.

ગૃહસ્થ-જીવનમાં આવા બનાવો ઘણા પ્રસંગે આવે છે તે વખતે મનુષ્યે પરિસ્થિતિને અનુકૂળ થઈને વર્તવું જોઈએ. સુખમાં છકી ન જવું અને દુઃખમાં હિંમત હારવી નહિ, એ આપણા જ્ઞાનવૃદ્ધ પુરુષોની હિતશિક્ષા છે અને તેને અનુસરવામાં જ આપણું શ્રેય છે.

[ ૯ ]

## યુદ્ધના સપાટામાં

એક મહાન દાવાનળ સળગ્યો હોય તો તેની અસરમાંથી જગતનો કયો ભાગ મુક્ત રહી શકે? બીજું વિશ્વયુદ્ધ એક મહાન દાવાનળ સમાન હતું અને તેની અસરમાંથી જગતનો કોઈપણ ભાગ મુક્ત રહી શક્યો ન હતો.

આ વિશ્વયુદ્ધે અમારે ત્યાં અનેક અગત્યના પ્રશ્નો જગાવ્યા હતા. હવે ચોખાની નિકાસ થઈ શકશે કે કેમ? તે માટે સ્ટીમરો મળશે કે કેમ? સ્ટીમર મળે તો કેટલી

મળશે ?' 'સબમરીનો તેને દરિયે સૂવાડી દે તો શું થાય ?' વગેરે વગેરે આથી વ્યાપારમાં અનિશ્ચિતતા અને અવ્યવસ્થા વ્યાપી ગયાં હતાં.

જો કે ત્યાર પછી બે-ત્રણ વર્ષ સુધી સ્ટીમરો મળતી રહી, પણ તેની સંખ્યા થોડી હતી અને તેનો આવવા-જવાનો સમય નક્કી ન હતો. આમ છતાં જેઓ આ સ્ટીમરોમાં માલ ચડાવતા રહ્યા, તેમને અણધાર્યા મોટા નફાઓ થવા લાગ્યા અને તેથી સહુની દૃષ્ટિ નફાખોરી તરફ વળવા લાગી.

વીમા કંપનીઓએ વીમાના દરો વધારી દીધા હતા અને સ્ટીમર કંપનીઓએ માલના નૂરમાં ઘણો વધારો કરી નાખ્યો હતો, પરંતુ વ્યાપારમાં નફાનું પ્રમાણ વધવાથી તેની દરકાર ભાગ્યે જ થતી.

એક બાજુ યુદ્ધનો ભય વધી રહ્યો હતો, ત્યારે બીજી બાજુ પૈસા કમાઈ લેવાની વૃત્તિ જોર કરી રહી હતી. આવી મિશ્ર મનોદશા વચ્ચે બધું કામ ચાલતું હતું. એવામાં જાપાને યુદ્ધમાં ઝંપલાવ્યું; એટલે બ્રહ્મદેશ પર મોટો ભય ઊભો થયો અને સહુ પોતાના કુટુંબોને દેશમાં મોકલવા લાગ્યા. મેં પણ અમૃતબાઈ તથા ધીરજને દેશમાં મોકલી દીધા. સર્વનાશનો પ્રસંગ ઊભો થાય, ત્યાં અર્ધું બચાવી લેનાર ડાહ્યો ગણાય જ ને ?

પ્રથમ તો જાપાનનું યુદ્ધ દૂર દૂર થતું રહ્યું, પણ આઠ-દસ મહિને એટલે ડીસેમ્બર ૧૯૪૧માં તેનો સપાટો બ્રહ્મદેશને બરાબર લાગી ગયો.

આ વખતે હું ન્યુ એશિયાટિક રાઈસ મીલ્સનુ કામ સંભાળી રહ્યો હતો. આ મીલ [illegible]મીનની એક મોટી મીલ હતી. તે દરરોજના ૧૨૫ ટન થી ૧૫૦ ટન ચોખા તૈયાર કરતી. મૂળ તો તેને જર્મનોએ બાંધી હતી પરંતુ સને ૧૯૧૪ મા પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યા પછી તેના માલીકો જર્મની ચાલ્યા ગયા હતા ત્યારબાદ એ મીલ એક યુરોપિયન કંપનીએ ચલાવવા માટે ભાડે લીધી હતી પરંતુ બીજા વિશ્વયુદ્ધના ઓળા ગગન પર ચડતા એટલે તેઓ પણ એ કામ છોડી દીધુ અને તેના કારવાહકોએ પોતાના મુલકનો મારગ પકડ્યો. આથી શેઠ કાસમ પ્રેમજીની કંપનીએ સને ૧૯૩૯—૪૦ મા આ મીલ ભાડે ચલાવવા લીધી અને તેની દેખરેખનુ કામ મને સોંપ્યુ

આ મીલ શરૂ થઈ ત્યારથી કોબાબા નામનો એક ચીનો તેમા એન્જિનીયર તરીકે કામ કરતો હતો અને તેની આંતરિક વ્યવસ્થા પણ સંભાળતો હતો. અમારા વખતમા પણ તે ચાલુ જ રહ્યો. સવા છ ફૂટનો પૂરો પડછંદ આદમી અને મુખડુ સદા હસતુ. આ મીલ સાથે તેની આત્મીયતા એટલી થઈ ગઈ હતી કે તેને બીજે ક્યાંઈ જવાનુ ગમતુ ન હતુ; પરંતુ તેનુ આયુ-પંખેરૂ આ જ યુદ્ધમા ઉડી ગયુ

મારે આ ચીનાભાઈ કોબાબા સાથે સારી દોસ્તી થઈ હતી. વધારે સ્પષ્ટ કહુ તો તેની કર્તવ્ય-પરાયણતા અને વફાદારી પર હું મુગ્ધ બન્યો હતો. આજે પણ એ ચીનાભાઈ કોબાબાનુ હસતુ મુખડુ મારી સામે આવે છે અને મને જીવનની ક્ષણભંગુરતાનુ ભાન કરાવી જાય ॥

અમારી કંપનીના મુખ્ય કાર્યકર્તા રાયબહાદુર શેઠ વીરજી ડાયાના લઘુ બંધુ શેઠ ડુંગરશી ડાયાના સુપુત્ર શ્રી પોપટભાઈ મારી પત્ની અમૃતબાઈના સગા મામા તેમ મારા બનેવી થાય તેમનો સ્વભાવ ઘણો સારો, મળતાવડો અને પ્રેમાળ હતો તેઓ કામ શીખવામા તથા કામ કરવામા ખૂબ ચીવટ ગખતા તેઓ અભ્યાસ પૂરો કરીને મોલમીન આવ્યા અને મારા કામ-કાજમા સહકાર આપવા લાગ્યા તેમણે થોડા જ વખતમા સારી પ્રગતિ કરી અને મોલમીનની ઓફિસનુ કામ સભાળવા માડ્યુ આથી મારા કાર્યમા ઘણી ગહત મળી કહ્યુ છે કે 'એક કરતા બે ભલા '

કેટલાક સમય બાદ તેમના પત્ની સુદર બહેન આવ્યા, તેઓ પણ ત્રીજી પેઢીએ મારા કાકાની દીકરી બહેન થતા હતા તેઓ સ્વભાવે ઘણા જ મળતાવડા, પરતુ થોડા જ દિવસ માદ બ્રહ્મદેશ પર યુદ્ધની નોબતો ગડગડી, એટલે આ પતિ-પત્ની દેશમા ચાલ્યા ગયા

અમારી મીલ કે જેમા હુ રહેતો હતો તથા તેનુ કામ સભાળતો હતો, તે લશ્કરી વિભાગ માટે અનામત રખાયેલી જગાની એકદમ નજીક હતી અને તેના દારૂગોળાનો જથ્થો અમારા કપાઉન્ડની લગોલગ ખડકાયેલો હતો, એટલે અમારા પર બોમ્બમારાનો ભય સહુથી વધારે હતો આ બધા કારણોને લીધે અમારા સ્ટાફના ઘણા માણસો ચાલ્યા ગયા હતા, પરતુ આ સ્થિતિમા હુ મોલમીન છોડુ તો મારી જવાબદારી સભાળી ન ગણાય અને ગમે તે જોખમમા પણ ફરજ બજાવવી,

એ મારો દૃઢ નિશ્ચય હતો, એટલે યુદ્ધની આ કટોકટીભરી સ્થિતિમાં પણ ઈશ્વર પર ભરોસો રાખી મેં કામ સમેટવાનો સંકલ્પ કર્યો અને તેમાં ઝુકાવ્યું.

અમોએ મેજૂતોને અગાઉથી પૈસા આપીને ખરીદેલું ધાન (ગાર) કુલ ખેતરમાં જ હતું તેને જો મોસમીન ભેગું કરીએ અને ખાઈ-ખમીલમાં ભરાવીને તેના ચોખા બનાવીએ તથા સ્ટીમરોમાં ચડાવીએ તો જ અમે એ નુકસાનમાંથી બચી શકીએ. એટલે મારી પાસે જે થોડા માણસો રહ્યા હતા, તે બધાને ખૂબ સમજાવી, જંગલોમાં મોકલી ધાન એકઠું કરવા માંડ્યું. સારા નસીબે તેમાં સો એ સો ટકા સફળતા મળી.

મોટા વહાણોથી તેમ નાની હોડીઓથી ધાન મોસમીન આવવા માંડ્યું. પરંતુ અમારી મીલ એકલી આ કામ પૂરું કરી શકે એમ ન હતી, એટલે તે માટે બીજી પાંચ-છ મીલોનો સહકાર મેળવ્યો અને ત્યાં ધાન પહોંચાડવા માંડ્યું. આ મીલો છૂટીછવાઈ લગભગ આઠ-નવ માઈલના વિસ્તારમાં આવેલી હતી, એટલે તેમાં ધાન પહોંચાડવા મહેનત ઘણી જ કરવી પડતી, પરંતુ દિલમાં તેનો રંજ ન હતો. હવે ચોખા તૈયાર થવા લાગ્યા હતા, એટલે મનનો ભાર કંઈક હળવો થવા લાગ્યો હતો.

આ વખતે કેવી પરિસ્થિતિ પ્રવર્તી રહી હતી તેનો થોડો ખ્યાલ આપું. રોજ બે થી ત્રણ વખત જાપાનથી સાઠ જેટલાં ફાઈટર વિમાનો અમારા માથેથી પસાર થતા અને

સીરીનો વાગતી ત્યારે તો એમ જ લાગતુ કે હવે અમારુ આવી બન્યુ, પરતુ જ્યારે તે ફાઈટરો પસાર થઈ જતા, ત્યારે સહુના જીવમા જીવ આવતો અને મુખ પર હાસ્યની રેખાઓ ફરકવા લાગતી

રાત્રે ફાઈટર વિમાનો સર્ચલાઈટ મારતા, ત્યારે અમારા બગલાના દરેક ઓરડામા અજવાળુ પથરાઈ જતુ તે વખતે અમને એમ જ લાગતુ કે ઉપરથી દુશ્મનો અમને બરાબર જોઈ રહ્યા છે અને તે હમણા જ અમારો કડાકો બોલાવી દેશે, પરતુ સદ્દભાગ્યે હજી સુધી અમારો વાળ વાકો થયો ન હતો 'રામ રાખે તેને કોણ ચાખે ?'

અમારી મીલમા જમીનની અદર એક રક્ષણસ્થાન (શેલ્ટર) બનાવેલુ હતુ તેમા ૫૦ થી ૬૦ માણસો રહી શકે તેવી વ્યવસ્થા હતી બીજુ એક રક્ષણસ્થાન અમારી ઓફિસ માટે, અમારા એજન્ટ શેઠ પાનાચદ કાલીદાસે પણ બનાવેલુ હતુ, તેમા ઓફિસના બધા માણસો સમાઈ જાય તેવી ગોઠવણ હતી જ્યારે ભયની સીટીઓ વાગતી, ત્યારે મીલનો સ્ટાફ તથા બીજા માણસો એ રક્ષણ સ્થાનના ચાલ્યા જતા, પરતુ હુ એ રક્ષણસ્થાનમા ભાગ્યે જ જતો એ વખતે પણ મારા કાર્યમા જ મશગુલ રહેતો

એક દિવસ હુ મારા કાર્યાલયમા કામ કરી રહ્યો હતો, ત્યારે તદ્દન નજીક મોટો બોબમારો થયો તેથી જેટી અને તેની આસપાસ ઘણા માણસોનુ તેમજ બીજુ નુકશાન થયુ હવે તેજ ક્ષણે રક્ષણસ્થાનમા તો જવાય-એવુ રહ્યુ જ ન

હતુ તેથી ભોયતળિયે ચાલ્યો જશે હતો પરતુ સમીપ આવતા મુસીબતે મારા પર પોતાનો કાતિલ પજો ન ઉગામ્યો, એવી પ્રભુની દયા!

મીલોમા માણસો પૂરતા નહિ વળી ઘણી વાર કામ છોડીને શેલ્ટરોમા ચાલ્યા જાય અને રાત્રે અધારપટના કારણે કઈ પણ કામ થઈ શકે નહિ છતા મે મનને મજબૂત રાખીને કામ ચલાવ્યે જ રાખ્યુ પરિણામે ડીસેમ્બર–જાન્યુઆરીના એક માસમા અમારો બધો માલ તૈયાર થઈ ગયો

હવે પ્રશ્ન રહ્યો સ્ટીમરનો, પણ અમારા સારા નસીબે એ જ વખતે મોલમીનના બારામા બ્રિટિશ સ્ટીમ નેવીગેશન કપનીની 'ફુલતલા' નામની બહુ મોટી સ્ટીમર આવી અને તેમા અમારી કપનીનો બધો જ માલ એટલે કે ચોખાની ૫૬ ગુણીઓ ચડી ગઈ તા. ૪–૧–૪૨ના રોજ એ સ્ટીમર રવાના થઈ ગઈ મે પ્રભુનો પાડ માન્યો અને ફરી ફરીને તેને શિર ઝુકાવ્યુ એ તેની કૃપા ન હોત તો અમારુ શુ બનત? પુરુષ પ્રયત્ન અને ઈશ્વર કૃપા એ સિદ્ધાતને સદા હૃદયમા કોતરી રાખવા જેવો છે તેનાથી પુરુષાર્થ જાગ્રત રહે છે અને ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા કેળવાય છે

[ ૧૦ ]

## આખરે બ્રહ્મદેશ છોડ્યો!

પૂજ્ય બાપુજીના બોલોનુ રટણ કરતા એ વાત મારા મનમા બરાબર ઠસી હતી કે 'ઇન્સાન ડરપોક થવા માટે

જન્મ્યો નથી તેણે નિર્ણય બનવુ જોઈએ અને ગમે તેવી વિષમ પરિસ્થિતિનો પણ સામનો કરતા શીખવુ જોઈએ'

મોલમીનની પરિસ્થિતિ ખરેખર વિષમ હતી અને તે દિન-પ્રતિદિન વધારે વિષમ બનતી જતી હતી, પરંતુ ઉપરની માન્યતાને કારણે મારા મનમા ભયનો ખાસ સચાર થયો ન હતો

તા ૨૩-૧૨-૪૧ તથા તા ૨૫-૧૨-૪૧ના રગુન ઉપરના બેફામ બોમ્બમારાથી આશરે ૪૦૦૦-૫૦૦૦ હજાર માણસો માર્યા ગયા હતા બાદ તા ૨૭-૧૨-૪૧ ના રોજ વિમાન મારફત મોલમીન પર પત્રિકાઓ ફેંકવામા આવી હતી કે 'શહેરીઓ ! શહેરથી નજીકના જગલોમા જાઓ હવે મોલમીન શહેર પર બોમ્બ ફેંકાશે'

આ પરથી શહેર ખાલી થઈ ગયુ હતુ અને અમારી મીલમા કામ કરનારા બધાને મે સલાહ આપી કે નાસભાગ કરતા કામ બગડી જશે, માટે હાલ તો તમે મીલમા જ રહો અને મીલના દરવાજા બધ કરી દીધા હતા તે સાથે જ તેમને જણાવી દીધુ હતુ કે જરૂર લાગશે ત્યારે તમને ચાલ્યા જવા માટે મોટર અને બોટોની સગવડ આપવામા આવશે, એટલે નાસભાગ અટકી હતી અને બીજા દિવસે પણ મીલ રાબેતા મુજબ ચાલુ રહી હતી પરંતુ ધમકી મુજબ આ અઠવાડિયે બોમ્બમારો થયો ન હતો

યુદ્ધ દરેક વખતે અધર્મ્ય હોતુ નથી, પણ આ યુદ્ધ

તો અધમના પાયા પર રચાયેલું હતું તેનો ઉદ્દેશ સર્વ માનવવ્યક્તિ પર પોતાનું વર્ચસ્વ સ્થાપવાનો હતો તે માટે જાપાને છેલ્લાં ૬ વર્ષથી બ્લેકડ્રેગોન સંસ્થા દ્વારા ખૂબ તૈયારીઓ કરી હતી.

બ્રીટીશ સ્ટીમ નેવીગેશન કંપનીની સ્ટીમરોમાં રંગુન-મોલમીન ખાતે સૌથી વધારે માલ ચડાવનાર શેઠ કાસમ પ્રેમજીની કંપની હતી. તે કંપનીના મોલમીન ઓફીસના મેનેજર મી. મેથસન હતા એટલે તેમની સાથે અમારો નિકટનો સંબંધ બંધાય, એ સ્વાભાવિક હતું બ્રીટીશ સરકારે તેમને યુદ્ધ સ્ટોકટીના કારણે લશ્કરના મેજરનું કામ સોંપ્યું હતું

કુદરતી સ્ટીમર તા. ૪-૧-૪૨ ના રોજ રવાના થયા બાદ તેમણે તા. ૬-૧-૪૨ ના રોજ અમને કહ્યું કે હવે મોલમીનનું બારું બંધ થશે, માટે તમે માત્ર કુટુંબને હિંદને ભાગ્ય જાઓ મેં તેમને મારો વિચાર કહ્યો કે તા. ૧૨-૧-૪૨ ના રોજ સ્ટીમર આવવાની છે તેથી માલની રવાનગી માટે મારે રોકાવાની ઈચ્છા છે પરંતુ તેમણે લશ્કરના એક જવાબદાર અધિકારી તરીકે સ્પષ્ટ સલાહ આપી કે હવે તમારી સલામતી માટે તમારે તરત જ ખસવું જોઈએ.

આ વખતે મી. મેથસને વિશેષમાં એ પણ કહ્યું કે મેં મારા કુટુંબને ભારત રવાના થવા માટે તા. ૨૩-૧૨-૪૧ ના રંગુન મોકલેલું પણ એ જ દિવસે ત્યાં જાપાને બોમ્બમારો કરવાથી ગભરાટનું માર્યું તે મોલમીન પાછું આવી ગયું હવે આ સ્થિતિમાં હું તો ફરજ ઉપર કોઈ પ્રકારેય છોડી

શકુ નહિ, તેથી આ કામ તમને ભળાવુ છુ તમારે મિત્ર તરીકે આ કામ કરવાનુ છે'

આ સલાહ મને ઠીક લાગી, તેમજ કંપનીનુ કામ પૂરુ થઈ ગયુ હતુ, તેથી તા ૭-૧-૪૨ ના રોજ હુ મી મેથ્યુસનની પત્ની તથા ચાર બાળકોને લઈને રંગુન જવા માટે રવાના થયો ત્યારે મોલમીનથી લોચ ઉપડવા માટેની જેટી, તેમજ સામા કિનારાની જેટી અને તેની નજીક આવેલ માર્ટાબાન રેલ્વે સ્ટેશન એ બધુ બોમ્બમારાથી તારાજ થઈ ગયેલ હતુ અને બોમ્બમારામા માર્યા ગયેલા માણસોના મડદા જ્યા ત્યા પડેલા હતા અહા ! કેવુ હતુ એ કરુણ દૃશ્ય ! અમે એક સપાન (નાની હોડી) ભાડે કરી અને સામા કિનારાની જેટીથી થોડે દૂર એક પુલ હતો, તેની નીચે થોડી વાર બેસી રહ્યા રેલ્વે સ્ટેશન તારાજ થવા છતા અહી રેલ્વે તો આવતી જ હતી, પણ તે દૂર ઊભી રહેતી હતી ત્યા અમે પગે ચાલીને પહોચી ગયા અને રેલ્વે પકડીને રંગુન પહોચ્યા

આ વખતે રાયબહાદુર શેઠ વીરજી ડાયાએ રંગુનના તિનાન્જે નામના પરામા એક મકાન ભાડે રાખ્યુ હતુ અને સ્ટાફના માણસો પણ ત્યાજ રહેવા ચાલ્યા ગયા હતા શેઠ વીરજી ડાયાના મોટા પુત્ર શ્રી નાનજીભાઈને ખબર મળવાથી તેઓ અમને લેવા માટે સ્ટેશને સામા આવ્યા હતા તેઓ ઘણા હિંમતવાન અને નીડર હતા વળી મારા બહેન વાલબાઈ (રાયબહાદુરના ધર્મપત્ની)ની હિંમત પણ અજબ હતી જ્યારે ત્યા રહેતા ભલભલાને ધ્રૂજારી છૂટતી, ત્યારે

પણ તેઓ જરાયે ગભરાયા વિના પોતાની ફરજ બજાવતા અને સહુનો યોગ્ય આદર–સત્કાર કરી હિંમત આપતા.

અહીં રોજ એરોડ્રોમ તથા લશ્કરી મથકો પર બે–ત્રણ વાર બોમ્બમારો થતો ત્યારે ધરતી ધ્રૂજી ઊઠતી અને જાણે મોટો ધરતીકંપ થયો હોય એમ જ લાગતું. વધારે સ્પષ્ટ કહું તો ત્યારે અમારી અને મૃત્યુની વચ્ચે માત્ર બે વેંતનું જ છેટું લાગતું!

યુદ્ધના ભણકારાનું વાતાવરણ ફેલાઈ ગયું હતું. લગભગ બધા જ હિંદીઓ સ્વદેશ જવા તલસી રહ્યા હતા, પણ તે માટે સ્ટીમરોની સગવડ ન હતી. ભારત સરકારને રોજ તાર પર તાર જતા કે અમારા માટે રક્ષણવાળી સ્ટીમરો મોકલો, પણ તેનો કોઈ ચોક્કસ જવાબ મળતો નહિ.

આ સંયોગોમાં હજારો હિંદીઓ પોતાની પાસે જે કંઈ મહત્ત્વની વસ્તુઓ હતી તે લઈને પગરસ્તે હિંદ પહોંચી જવા માટે મણિપુરનો માર્ગ પકડી રહ્યા હતા. મેં પણ એ જ માર્ગ પકડવાનો વિચાર કર્યો હતો અને તે માટે માથાથી ઊંચકી શકાય તેવો ખાવા–પહેરવાની જરૂરી સામગ્રીવાળો એક થેલો તૈયાર કરી લીધો હતો. પરંતુ એવામાં જ એક સાથે ત્રણ સ્ટીમરો કલકત્તા જવાની જાહેરાત થઈ અને અમને તેની ટીકિટો પણ મળી ગઈ.

ત્યારે ગમે તેવા અગત્યના માણસોને પણ ત્રીજા વર્ગની ટીકિટો મળવી મુશ્કેલ હતી, પરંતુ અમારી કંપની નેસલ શીપર હોઈને સ્ટીમર કંપનીએ રાત્રિના સમયે રાજબહાદુર

શેઠ વીરજી ડાયા પર ૩૦૦ ટીકીટો મોકલી આપી હતી અહીં રાત્રે સખ્ત અંધારપટ રહેતો, આમ છતા જેમને ખાસ જરૂર હતી, તેમને બોલાવી–બોલાવીને અમે આખી રાત ટીકીટો આપી હતી જેમને ટીકીટો મળી, તેમણે અમારો ખૂબ ખૂબ આભાર માન્યો હતો અને સદા સુખી રહેવાના આશીર્વાદો આપ્યા હતા

બીજા દિવસે સવારે એકી સાથે ત્રણ સ્ટીમરો ઉપડવાની હતી, એટલે હજારો પ્રવાસીઓ જેટી ઉપર એકઠા થયા હતા બરાબર તે જ વેળાએ જાપાનના ફાઈટરોએ દેખાવ દીધો અને સહુ ફફડી ઉઠયા કેટલાકે અંતરથી ઈશ્વરને આરજૂ કરી કે 'હે નાથ ! તમે ગજને બંધનમાથી છોડાવ્યો અને દ્રૌપદીની લાજ રાખી તો અમને આ દૈત્યોના પાશમાથી કેમ ન છોડાવો ? આ દુષ્ટોને જરા પણ દયા નથી તેઓ નાના–મોટાને પણ જોતા નથી જો તેઓ હમણા જ બોમ્બ-મારો કરશે તો અમારા સોયે વરસ પૂરા થઈ જશે ! અથવા તો અમે સ્ટીમરમા બેઠા પછી બોમ્બમારો કરીને સ્ટીમર ડૂબાડી દેશે, તો હે પ્રભો ! અમે કમોતે માર્યા જઇશુ અને અમારા શરીરને ભયંકર જળચરો ફાડી ખાશે ! પ્રભો ! દયા કરો અમને બચાવો, બચાવો

જાણે આ પ્રાર્થના ઈશ્વરે સાભળી હોય અને તેણે જાપાનીઓને 'રૂક જાઓ 'નો આદેશ આપ્યો હોય, તેમ જાપાની ફાઇટરોએ એ વખતે બોમ્બમારો કર્યો નહિ અને અમારી સ્ટીમરને તેના માર્ગે આગળ વધવા દીધી !

[ ૧૧ ]

## સ્મરણ અને સંવેદન

સ્ટીમર પોતાનો માર્ગ કાપવા લાગી અને મારા મનમાં વિચારોનાં પ્રચંડ મોજાં ઉછળવા લાગ્યાં. હું અહીં કેવી સ્થિતિમાં આવ્યો હતો? ક્રમે ક્રમે કેવી રીતે આગળ વધ્યો? અને ભાવી માટે કેવાં કેવાં સ્વપ્નો સેવ્યાં? વળી એ વિચારો પણ આવવા લાગ્યા કે શું બ્રહ્મદેશ આ આફતમાંથી ઉગરશે ખરો? અને કદાચ ઉગરે તો પણ હવે અહીં વ્યાપારરોજગારની પહેલાં જેવી મજા મળશે ખરી? શું બ્રહ્મદેશને આ આખરી સલામ તો નથી?

આ પ્રસંગે મને બ્રહ્મદેશનો મારો તેર વર્ષનો વનવાસ જીવંત થતો દેખાયો અને તે દરમિયાન જેની જેની સાથે મિત્રતા કે સ્નેહ સંબંધો બંધાયા હતા તેમનાં સ્મરણો તાજાં થવા લાગ્યાં. એ બધાં હું અહીં લખવા બેસું તો પાર ન આવે. લગભગ ૨ જેટલાં પાનાં ભરાય! તેમાં કોનાં નામો લખું અને કોનાં ન લખું! હિંદીઓ, બ્રહ્મીઓ, ચીના જાપાની યુરોપિયન અનેક સાથે નિકટતા સધાઈ હતી અને તેમનાં જીવનમાંથી મને ઘણું ઘણું જાણવાનું મળ્યું હતું! જ્યાં સુધી આપણે બીજાના સંપર્ક—સહવાસમાં આવીએ નહિ ત્યાં સુધી આપણી સ્થિતિ કૂપમંડૂક જેવી જ રહે છે.

કૂપમંડૂક એટલે કૂવામાં રહેનારો દેડકો. તેની વાત જરૂર ધ્યાનમાં રાખવા જેવી છે.

એક કૂવામા દેડકો રહેતો હતો તે કદી બીજા સ્થળે ગયો ન હતો તેનુ આખુ જીવન એજ કૂવામા વ્યતીત થયુ હતુ

એક વાર પાણીનુ પુર આવતા સરોવરનો એક દેડકો એ કૂવામા આવી ગયો તેને જોઈને કૂવાના દેડકાએ કહ્યુ 'ભાઈ! તુ ક્યાથી આવે છે?'

પેલાએ કહ્યુ 'સરોવરમાથી'

કૂવાના દેડકાએ પૂછ્યુ 'સરોવર એટલે શુ?'

પેલાએ કહ્યુ 'પાણીનો મોટો જથ્થો'

કૂવાનો દેડકો—'મોટો એટલે કેટલો? શુ આ કૂવાના ચોથા ભાગ જેટલો ખરો?'

પેલાએ કહ્યુ 'ના, એથી ઘણો મોટો'

કૂવાનો દેડકો—'તો શુ એ આ કૂવાના અર્ધા ભાગ જેટલો હશે?'

પેલાએ કહ્યુ 'ના, એથી પણ ઘણો મોટો'

'કૂવાનો દેડકો—'તો શુ પાણીનો એ જથ્થો આ કૂવાના પોણા ભાગ જેટલો છે?'

પેલાએ કહ્યુ 'ના, એથી પણ ઘણો મોટો'

કૂવાનો દેડકો—'તો શુ પાણીનો એ જથ્થો આખા કૂવાના પાણી જેટલો છે?

પેલાએ કહ્યુ 'ના ભાઈ ના, એથી પણ ઘણો મોટો'

ત્યારે કૂવાના દેડકાએ કહ્યુ 'હુ તારી વાત માનવા તૈયાર

નથી મેં તો મારી આખી જિંદગીમાં આથી વધારે પાણીનો કોઈ મોટો ધોધ જોયો જ નથી!

મોહમીનના કુદરતી સૌંદર્યના ધામો પણ એક પછી એક મારા સ્મરણપટ પર આવવા લાગ્યા! હનુમાનજી બાજુની ઝાડીઓ, નાના મોટા રમણીય તળાવો, ચાઈખમી દરિયા કિનારો, અલૌકિક બૌદ્ધધામો, કોઈ તરફના ગરમ પાણીના ઝરણા, નાના નાના જળધોધ! આ બધાએ મને કેટલો નિર્દોષ સાત્ત્વિક આનંદ આપ્યો હતો!

મોહમીન પ્રાંતનું એક સુંદર જોવાલાયક સ્થળ ગણાતું એટલે દર વર્ષ અહીં ઘણા પ્રવાસીઓ આવતા અને તેમાંના કેટલાક અમારા મહેમાન થતા. અહીં અમે પરસ્પર ઘણા સ્નેહથી રહેતા એટલે એકનો મહેમાન તે બીજાનો મહેમાન ગણાતો એ રીતે પણ મહેમાનોની સંખ્યા ઠીક ઠીક રહેતી અમે આ મહેમાનોની સુંદર સરભરા કર્યા પછી તેમને નજીક તથા દૂરના સ્થળો જોવા લઈ જતા, ત્યારે કેવું સરસ વાતાવરણ જામતું! કેટલીક વાર લોંચ મારફતે નદીઓના વાંકાચૂંકા પ્રવાહને ઓળંગતા, તો કેટલીક વાર હાથમાં લાકડીઓ લઈને ઊંચા નીચા પહાડો ચડતા! કેટલીક વાર મોટર મારફતે જંગલોના દૂર દૂરના ભાગમાં ચાલ્યા જતા, તો કેટલીક વાર પગે ચાલીને પણ સૌંદર્યસ્થાનોની યાત્રા કરતા!

પેલું નદી કિનારાનું સ્થાન (ક્લબ) કે જ્યાં હું રોજ મિત્રો સાથે ફરવા જતો અને વિવિધ પ્રકારની વાતો કરીને મનને બહેલાવતો, તે તો નજર સામેથી ખસતું જ ન હતું!

વળી ચોખાની મીલો કે જે આ નદીના કિનારે આઠથી દશ માઈલના વિસ્તારમાં ફેલાયેલી હતી અને જ્યાં મારે રોજ જવાનું થતું, તે બધીયે જાણે મારી સામે ખડી થઈ ગઈ હતી અને ખડખડાટ હસીને મારો ઉપહાસ કરતી હતી, 'અરે તું ચાલ્યો ક્યાં ? શું તને અમારા વિના ગમશે ખરૂં ? પ્રીત બાંધી તો નભાવી જાણવી પણ સ્વાર્થી મનુષ્ય પોતાનો સ્વાર્થ સર્યો કે ચાલતી પકડે છે ! તું પણ ભંડો સ્વાર્થી નીકળ્યો !'

મોલમીનમાં ચોખા પણ કેવા આવતા ! એંકરીન, મીંગલીન, યાહીન, પટાયાહીન, જયા, એંકરે, કાવચી બધા જ મારી સ્મૃતિમાં આવવા લાગ્યા અને જાણે મને કહેવા લાગ્યા કે અમારી પરીક્ષા કરો, અમને બારદાનમાં ભેગાડો, અમને સ્ટીમરની સહેલ કરાવો !

અને મોલમીનનાં ફળ ! દુરિયન (હુયદી), મેંગસ્તાન (મિંગોહી) અને લીચું (ચે માઉ ઠી) ! બધાં જ મારી સામે નૃત્ય કરતાં હતાં અને મારા મનમાં એક પ્રકારનું સંવેદન જગાડી જતાં હતાં ! ત્યાંના અનનસ, જામ, આંબા તથા કેળાંને પણ કેમ ભૂલાય ?

મોલમીનમાં સામાજિક તથા વ્યાપારિક સંબંધો ઉપરાંત સત્સંગ પણ કેળવાયો હતો. શ્રી ખીમચંદ દલાઈ માસ્તર, શ્રી છગનભાઈ, શ્રી પોપટભાઈ ઝવેરી, શ્રી કુલચંદભાઈ એ બધા સામે બેઠા હોય એમ લાગતું. ત્યાં પ્રાર્થના સમયે જે વાતાવરણ જામતું, અરસપરસની ચર્ચા-વિચારણામાં જે દલીલો થતી તથા શ્રી ખીમચંદ દલાઈ વગેરે પોતાના અનુભવનો જે

પ્રકાશ કરતા તે ભૂલ્યુ ભુલાતુ ન હતુ ! હુ જો કે પ્રાથનામા નિયમિત હાજરી આપી શકતો નહિ પણ અવારનવાર જરૂર જતો.

મોસલમીનમા ઘણા લોકોના સહવાસ ઘણો કેળવાયો હતો. તેમનો ભલો ભોળો સ્વભાવ, તેમનુ આનદી જીવન અને તેમની ધર્મશ્રદ્ધા મારા મન પર અનેક અવનવા ચિત્રો ઉપજાવી રહી હતી. છેલ્લા પાચ વર્ષમા હુ અરબી ભાષા પણ શીખ્યો હતો એટલે મારી સામે જ્યારે લોકો ઊભા હોય અને હુ તેમની સાથે વાર્તાલાપ કરી રહ્યો હોઉં એવુ જ લાગ્યા કરતુ હતુ.

અત્યારે મને રંગુન, બસીન, ડેલ્ટા વગેરે સ્થાનો પણ યાદ આવી રહ્યા હતા. આ બધા સ્થળે ધધાનિમિત્તે મે ઘણીવાર પ્રવાસો કર્યા હતા! રંગુનનુ રોયલ લેક કે જેનો ઘેરાવો ચાર માઈલથી પણ વધારે છે તે તો મને લાગે છે કે મારી સ્મૃતિમાથી કદી નહ ભૂસી શકાશે નહિ. અમારુ નિવાસસ્થાન તેની નજીકમા જ હતુ. એટલે રોજ સવારે ત્યા ફરવા જતા અને સાજે પણ બને ત્યા સુધી ફરવા જતા. તેના નિર્મળ નીર સામે તથા તેમા ગેલ કરી રહેલા માછલા સામે તાકી રહેતા મને ઘણી વાર એમ થતુ કે આ માછલીઓને છે કઈ ફિકર! તે તો નિરતર ક્રીડા કર્યા જ કરે છે! અને માનવી કે જે પ્રાણીઓમા સહુથી અગ્રિમ મનુષ્ય છે તેના મુખ પરથી વિષાદની રેખાઓ હટતી નથી! ખરેખર, માનવી કુદરતથી ઘણો દૂર ચાલ્યો ગયો છે અને તેથી સ્વાભાવિક આનદ ગુમાવી બેઠો છે!

આ જાતના સ્મરણો અને સંવેદનનો અનુભવ કરતો હું મી મેથ્યસનના કુટુંબ સાથે કલકત્તા પહોચ્યો, ત્યારે સમાચાર મળ્યા કે મૌલમીન પર બોમ્બમારો થયો હતો તેમા અમારી એશિયાટીક મીલ કે જ્યા હું રહેતો હતો અને તેના નજીકના દારૂગોળાનુ મથક પણ આવી ગયા હતા અને અમારી મીલના ૧૦૦ થી ૧૫૦ જેટલા મજૂરો માર્યા ગયા હતા !

અમારી મીલમા મજૂરીનુ કામ મુખ્યત્વે ધાકી બહેનો જ કરતી અને તે મીલની આસપાસના ભાગમા જ રહેતી, એટલે મીલ બંધ થવા છતા તેઓ ત્યાજ રહેલી હતી અને બોમ્બમારાનો કરુણ ભોગ બની ગઈ હતી દક્ષિણ ભારતના. કેટલાક તામીલ મજૂરો પણ તેમા માર્યા ગયા હતા

આ રીતે અમારી મીલ તૂટવાના તથા મૌલમીન જાપાને લઈ લેવાના સમાચાર મળ્યા, ત્યારે મનમા કેવી લાગણીઓ થઈ હશે, તેનુ અનુમાન કરવાનુ કામ હું પાઠકોને જ સોપુ છુ.

રંગુન પરનો ભય ઘણો જ વધી ગયો હતો, પરંતુ બાકી રહેલા પેઢીના માણસો સ્ટીમર મારફત વીશ-બાવીશ દિવસ પછી સહિસલામત હિંદમા આવી પહોચ્યા હતા, તેમા રાયબહાદુર શેઠ વીરજી દયાભાઈ આદિ પણ સામેલ હતા

આમ છતા ઘણા ભારતીઓ બ્રહ્મદેશમા રહી જવા પામ્યા હતા અને તેમને અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠવી પડી હતી તેમાના કેટલાક સુભાષચંદ્ર બોઝની આઝાદ ફોજમા જોડાયા હતા

જેઓ મણિપુરના રસ્તે ગયા, તેમાના કેટલાક ભૂખ

અને બિમારીથી બેહાલ બની ગયા હતા તો કેટલાક આ મુસીબત સહન ન થતા રસ્તામાં જ મરણ પામ્યા હતા. તેમાંના જેઓ બેહાલ સ્થિતિમાં પણ હિંદમાં નહીં સલામત પહોંચી શક્યા તે ખરેખર ભાગ્યશાળી હતા.

આ ઉથલપાથલમાં ઘણા બધાને માનસિક અસર પણ પહોંચી હતી તથા તબિયતને ભારે ધક્કા પણ લાગ્યા હતા. મોટાભાઈ શામજીભાઈને રંગુનમાં તા. ૨૩-૧૨-૪૧ તથા ૨૫-૧૨-૪૧ના પ્રથમ હવાઈ હુમલા વખતે ગભરાટથી હૃદય પર હળવો હુમલો થયો હતો. તેઓ ત્યાર પછી તરત જ હિંદ ચાલ્યા ગયા હતા, પણ આ બિમારીએ તેમનો પીછો છોડ્યો ન હતો તે આખરે જીવલેણ નીવડી હતી.

આવા વિચિત્ર અને વિષમ સંજોગોમાં હું બાલ બાલ બચી ગયો અને હિંદમાં પહોંચી શક્યો, તેને માટે મેં પ્રભુની વારંવાર પ્રાર્થના કરી. આપણા મહર્ષિઓ કહે છે કે જ્યાં સુધી મનુષ્યની પુણ્યરેખા પ્રબળ હોય ત્યાં સુધી તેને કોઈ આપત્તિ સતાવી શકતી નથી. અનુભવે મને આ વાત સાવ સાચી લાગી છે.

[ ૧૧ ]

## કલકત્તાથી કચ્છ

મનુષ્યના બુદ્ધિચાતુર્યને ખીલવનારી જે આનંદપ્રદ બાબતો છે તેમાં પ્રવાસ કે પર્યટનનું સ્થાન પહેલું છે. તેથી નવા નવા પ્રદેશો જોવા મળે છે નવી નવી ભાષાઓ સાંભળવા

મળે છે અને નવા નવા રીતરિવાજોનું જ્ઞાન મળે છે વળી મનુષ્યોએ પોતાની વિશિષ્ટ સર્જનશક્તિનો જે ઉપયોગ કરેલો છે, તેના પણ દર્શન થાય છે

અત્યાર સુધીમા હુ કચ્છથી મુબઈ, મુબઈથી કલકત્તા અને ત્યાથી રગુન–મોલમીન ગયો હતો તથા તેની આસ પાસના કેટલાક ગામોમા ફર્યો હતો, પરતુ ભારતના દર્શનીય સ્થાનો મે જોયા ન હતા વધારે સ્પષ્ટ કહુ તો તે માટે જે નિરાત જોઈએ તે હજુ સુધી પ્રાપ્ત થઈ ન હતી

હવે ઠેક નિરાત મળતા એ ભાવના પૂરી કરવાનો વિચાર કર્યો અને તેની શરૂઆત કલકત્તાથી કરી

કલકત્તા એ મહાનગરી છે અને તે માઈલો સુધી પથરાયેલી છે પ્રથમ તે ભારતની રાજધાની હતી, આજે માત્ર પશ્ચિમ બગાળની રાજધાની છે, પરતુ વસ્તીની દૃષ્ટિએ ભારતમા તેનુ સ્થાન પહેલુ છે તે હુગલી નદીના કિનારે આવેલી છે અને બદર તરીકે સારી સગવડ ધરાવે છે અહી ધધાનો દોર મોટા ભાગે મારવાડી વર્ગના હાથમા છે

મે અહી બદ્રીદાસ જૈન ટેમ્પલ, બેલુડ મઠ, સગ્રહસ્થાન વિક્ટોરિયા મેમોરિયલ, બોટેનિકલ ગાર્ડન વગેરે સ્થાનો જોયા બજારો–માર્કેટો વગેરે તો પહેલા જ જોયા હતા

કલકત્તાથી હુ બોલપુર ગયો કે જ્યા શ્રી રવીન્દ્રનાથ ટાગોરે સ્થાપેલી શાતિનિકેતન નામની વિદ્યાપીઠ આવેલી છે આ વખતે અહી ભાઈ ખીમજી કારાણી વિદ્યાભ્યાસ કરતા હતા તેમણે બે દિવસ સાથે રહી બધી પ્રવૃત્તિઓ બતાવી,

તેથી મનને પણ પ્રસન્નતા થાય. જો જીવનને જાગ્રત રાખવુ હોય તો આવા સંયોગોમા આવીને થોડા દિવસ વસવુ જોઈએ.

શાતિનિકેતન એ ખરેખર શાતિનુ જ નિકેતન છે અને તે જ કારણે જગતના અનેક શિલ્પ તથા સસ્કારી સ્ત્રી-પુરુષો તેને જોવા આવે છે. પડિત જવાહરલાલ નહેરુએ પોતાની એકની એક પુત્રી ઇન્દિરાને વિશેષ શિક્ષણ માટે અહીં મોકલી હતી.

ભાઈ મીનજી કાનાણી આ વિદ્યાપીઠના સ્નાતક થયા પછી મારી કપનીના કામમા જોડાયા હતા. તેઓ નૃત્ય અને સગીત વગેરેમા પ્રવીણ હોઈ એનો લાભ હૈદરાબાદ-ગુજરાતી પ્રગતિ સમાજને પણ આપતા હતા. હવે તેઓ હૈદરાબાદમા સ્વતત્ર કામ કરે છે અને સામાજિક પ્રવૃત્તિઓમા પણ ભાગ લે છે.

શાતિનિકેતન છોડ્યા પછી મે સીધુ દિલ્હી તરફ પ્રયાણ કર્યું. ત્યા કુતુબમિનાર, અશોકની લાટ, લાલકિલ્લો, જુમામસ્જીદ, હુમાયુનો મકબરો તથા જતરમતર (વેધશાળા) વગેરે જોયા અને મારી આખ સામે પ્રાચીન ઈતિહાસ ખડો થયો. લોકસભા, રાજભવન તથા નવી દિલ્હીના વિશાળ માર્ગોએ તેની ભવ્યતાની મારા મન પર સુદર છાપ પાડી.

ત્યાથી આગરા ગયો. દિલ્હી અને આગરાના નામો સાથે બોલાય છે, પણ તે બન્નેની વચ્ચે સો માઈલ ઉપરાતનુ અતર છે. અહીંની મુખ્ય વસ્તુ તાજમહાલ છે કે જેનો જોટો હજી સુધી જગતમા જડતો નથી. તેને જોવાની મારી મનમા

પૂર્ણિમાની રાત્રિએ આવે છે, પણ એ યોગ મને સાંપડયો ન હતો હું તો એમ માનું છું કે તાજમહાલ ગમે ત્યારે જુઓ પણ એ ભવ્ય જ લાગે છે તેની ભવ્યતામાં કદી ઘટાડો થતો નથી

અહીં નો લાલ કિલ્લો પણ જોયો કે જ્યાં દિવાને આમ અને દિવાને ખાસ આવેલા હતા તેની સમૃદ્ધિ તો લૂંટાઇ ગયેલી છે, પણ યાદ રહી ગઈ છે અહીં એક મહેલમાં નાનું દર્પણ જોયું કે જેમાં તાજમહાલનું પૂરેપૂરું પ્રતિબિંબ પડે છે એમ કહેવાય છે કે શાહજહાં બાદશાહ જ્યારે કેદમાં હતો, ત્યારે આ દર્પણમાંથી પોતાની પ્રિયતમા નુરજહાંની યાદમાં બાંધેલ તાજમહાલની પ્રતિકૃતિ જોયા કરતો આ વખતે તેને કેવા વિચારો આવતા હશે, તે કહેવું મુશ્કેલ છે, પણ મોટા ભાગે વિષાદ જ થતો હશે આવી મહાન ઈમારતનો બાંધનાર તે પુત્રના હાથે કેદ થાય અને પરાધીન જીવન ગાળવું પડે, તેમાં આનંદનો અનુભવ તો કયાંથી જ થાય ? અહીં દયાલબાગની સંસ્થા પણ જોઈ કે જે એક શૈક્ષણિક આદર્શ સંસ્થા ગણાય છે ખાસ કરીને તેનું ઔદ્યોગિક શિક્ષણ ઘણું મહત્ત્વનું છે

આ બધા ઐતિહાસિક સ્થાનો આપણને એમ કહે છે કે 'માનવી ! તું ચેતીને ચાલ કોઈ વાતનો ગર્વ કરીશ નહિ જેની મૂછ પર લીંબુ ઠરતા, તે રણમાં રોળાઈ ગયા અને જેની સિદ્ધિ સમૃદ્ધિનો પાર ન હતો, તે એક દિવસ ભિખારી બની ગયા માત્ર જેમણે સારાં કામ કર્યાં, તેમનાં નામો યાદ રહ્યાં તું પણ એવું કોઈ સારું કામ કર કે જેથી દુનિયા

આ સ્થળેથી હું આબૂ ગયો અને ત્યાં દેલવાડાનાં દેરાં જોયાં. શું કારીગરી! શું શિલ્પ! જાણે બધું મીણના બીબામાં જ ઉતાર્યું ન હોય! કહેવાય છે કે આના કારીગરોને આરસના પથ્થર કોરતાં જેટલો ભૂકો પડે, તેટલી ચાંદી તોળી આપવામાં આવતી. આવી ઉદારતા વિના, આવી કલાની વિના આ પંક્તિની શ્રેષ્ઠ વસ્તુ બની શકે જ નહીં. અહીં પાંચ મંદિરોના જથ્થામાં વિમળશાહનું મંદિર તથા વસ્તુપાલ-તેજપાલનું મંદિર ખાસ જોવા લાયક છે. ઉક્ત મંદિરમાં દેરાણી-જેઠાણીના ગોખલામાં અદ્ભુત શિલ્પકામ થયેલું છે. અહીં જિન ભગવંતોના આત્મિક ઉલ્લાસથી દર્શન કર્યાં અને ચિત્તને પૂર્ણ જ તૃપ્તિ થઈ.

અહીંનું નખી તળાવ ઘણું સુંદર છે. આ વખતે અત્યંત ઠંડી હોવા છતાં સવારમાં ૮ ત્યાં પહોંચીને તેમાં સ્નાન કરવાનો લાભ મેળવ્યો.

ત્યાંથી હું પાલીતાણા ગયો અને શત્રુંજયની યાત્રા કરી. શત્રુંજયગિરિ ઉપર સેંકડો જૈન મંદિરો આવેલાં છે અને તે સ્વચ્છતા, પવિત્રતા તથા કલાની દૃષ્ટિએ અપૂર્વ કહી શકાય તેવાં છે. તેનો સઘળો વહીવટ અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે.

આ રીતે પ્રવાસ તથા યાત્રા કર્યા બાદ હું પત્રી પહોંચ્યો અને પૂજ્ય માતુશ્રી, ધર્મપત્ની અમૃતબાઈ, પૂજ્ય મોટાભાઈ શામજીભાઈ, અન્ય કુટુંબીઓ તથા મિત્રો વગેરેને મળ્યો, ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ બધા જ

લડાઇના કારણે ચિંતાતુર હતા મેં પણ તેમના મિલનથી ખૂબ આનંદ અનુભવ્યો

અહીં ફેબ્રુઆરીથી એપ્રિલ એ ત્રણ માસની સ્થિરતા-મા મારી સાળી સાકરબાઈના લગ્નમા હાજરી આપી તથા સાર્વજનિક પ્રવૃત્તિઓમા રસ લીધો અને રેંટિયા પ્રવૃત્તિ શરૂ કરી તે માટે ૧૨ થી ૧૩ રેંટિયા વસાવ્યા અને પૂણીઓ આપવાની સગવડ કરી પરંતુ 'આમા મળે શું ?' એમ કહીને લોકો તેની ઉપેક્ષા કરવા લાગ્યા ઘણુ સમજાવવા છતા તેનુ અર્થશાસ્ત્ર તેમના ગળે ઉતર્યું નહિ માત્ર વૃદ્ધ બહેનો કે જે ર બહાર જઈ શકતી ન હતી, તેમણે એમા રુચિ બતાવી અને કામ ચાલવા લાગ્યુ પરંતુ થોડા વખત બાદ તેમા પણ ટલીક અડચણો આવી અને યોગ્ય કાર્યકર્તાઓના અભાવે । બંધ કરવુ પડ્યુ અહીં એટલી નોંધ કરવી જોઈએ ? આ કાર્યમા મારા પરમ મિત્ર શ્રી શીવજીભાઈ નથુ છેડા જે પી)ના ધર્મપત્ની શ્રી વેલબાઈએ ઘણી સહાયતા કરી હતી

અમારા ગામની ભાગોળે જમીનનો ૧૬ થી ૧૮ એકર જેટલો એક વિશાળ પટ હતો તેને મારી અગિયાર-બાર વર્ષની ઉમરે જોતા મનમા એવી ભાવના જાગેલી કે આ જગા પર વિદ્યાલય બંધાય તો કેવુ સારુ ! આ જમીન તથા ગામની વચ્ચે આવેલા બે મકાન મેં આ વખતે વેચાતા લીધા તે બન્ને મારી ભાવના પૂર્ણ કરવામા ખૂબ ઉપયોગી નીવડ્યા આગળ જતા એ જ ખેતરનો અર્ધો ભાગ મેં પત્રી સર્વોદય સમાજને અર્પણ કર્યો અને તેના પર એક લાખથી સવા

ગામના ખર્ચે ગ્રામવિદ્યાલય (ખેતીવાડી નામની હાઇસ્કૂલ)ની ભવ્ય ઇમારત ઊભી થઈ તેની સામે અશોકવાડી થઈ અનેક કૂવા બન્યા, આવાગમનના સાધનો વધ્યા, તેમજ નાછળથી ત્યાં રૂપિયા ૧૯     )ના ખર્ચે જીનું છાત્રાલય નવું બન્યું

ગામ વચ્ચે જે મકાન લીધેલ તેમાં નવું સર્વોદય સમાજની ઓફિસ અને વાચનાલય બન્યાં, તથા બાજુનું મકાન સમાજને ભેટ આપ્યું

અહીં એટલી નોંધ કરવી ઉચિત ગણાશે કે ગામમાં પ્રવેશ કરવાનો મોટો માર્ગ જે ખારી જમીનની બાજુમાંથી પસાર થતો હતો, તે સાંકડો હોઈ તેને પહોળો કરવા માટે દુષ્કાળના સમયમાં ૧૦ થી ૨  માણસોને કામે લગાડવામાં આવ્યા હતા અને તેનો ખર્ચ મેં ભોગવ્યો હતો. આ માર્ગને ગ્રામવાસીઓએ કપડિયા રોડ નામ આપેલું છે અને ત્યાં બાજુમાં જે બસ સ્ટેન્ડ છે તે અમારા કુટુંબે બંધાવી આપેલ હોવાથી માનુછબા નામે ઓળખાય છે

[ ૧૩ ]

## નવા ક્ષેત્રે નવું કામ

એપ્રિલ માસની આખરે હું મુંબઈ ગયો ત્યાં કાસમ પ્રેમજીની કંપનીના મુખ્ય કાર્યવાહકોએ મને આદેશ આપ્યો કે તમારે હૈદરાબાદ સ્ટેટ ખાતેનું અમારું કામ સંભાળવું

કંપની તરફથી આ બંને મથકોમાં શાખા ઉપરાંત કોલ, તેલીબીયાં તથા કપાસની ખરીદીનું કામ શરૂ કરવામાં

આવ્યુ હતુ અને તે માલ મુબઈ અને અન્ય સ્થળોએ ચડાવવામા આવતો હતો આ કામ નવા ઘોડે નવી લગામ જેવુ હતુ, એટલે કે ક્ષેત્ર પણ નવુ હતુ અને કામ પણ નવુ હતુ આમ છતા મે તેમનો આદેશ માથે ચડાવવામા કોઇ જાતની આનાકાની કરી નહિ કે સકોચ અનુભવ્યો નહિ, કારણ કે મને આત્મવિશ્વાસ હતો કે થોડા જ દિવસમા હુ ત્યાની પરિસ્થિતિનો અભ્યાસ કરીને બધુ ઠીકઠાક કરી લઇશ

એમસને કહ્યુ છે કે 'આત્મવિશ્વાસ સફળતાનુ રહસ્ય છે'

મહાત્મા ટોલ્સ્ટોયના એ વચનો છે કે 'વિશ્વાસ જ જીવનની પ્રેરક શક્તિ છે'

સુપ્રસિદ્ધ આગ્લ કવિ ટેનીસને એવો અભિપ્રાય વ્યક્ત કર્યો છે કે 'આત્મવિશ્વાસ, આત્મજ્ઞાન અને આત્મસયમ આ ત્રણ વસ્તુઓ જ જીવનને પરમ શક્તિસપન્ન બનાવે છે'

સ્વામી વિવેકાનદ ઘણી વાર કહેતા કે 'જેને આત્મવિશ્વાસ નથી, તેને બીજી કઈ વસ્તુ પર વિશ્વાસ થવાનો?'

હુ થોડા જ દિવસો બાદ હૈદરાબાદ આવી પહોચ્યો

અત્યારે સમસ્ત ભારતમા લોકશાહી સમવાયતત્ર ચાલે છે, પરતુ એ વખતે ભારતના ત્રીજા ભાગ પર ૬૦૦ જેટલા દેશી રાજાઓની હકુમત હતી અને તેમા નિઝામની ગણના પહેલી થતી હતી

નિઝામનુ રાજ્ય ૯૦૨ માઇલ લાબા અને ૬૭૨ માઇલ પહોળા વિસ્તાર પર પથરાયેલુ હતુ તેનુ ક્ષેત્રફળ ૮૨૬૯૮

અને સેકંદરાબાદ નામના બે ઉપનગરો પણ ઘણાં આબાદ થઈ રહ્યાં હતાં.

પ્રથમ નિઝામની રાજધાની અહીંથી થોડે દૂર આવેલ ગોવળકોંડામાં હતી. પણ સને ૧૬૮૭ પછી પહેલા નિઝામે નિઝામ રાજ્યને મોગલોના અંકુશમાંથી મુક્ત કર્યું અને પોતાની રાજધાની હૈદરાબાદમાં કરી.

અહીં સેક્રેટરિયેટ, કચેરી, યુનિવર્સિટી, કૉલેજો તથા શાળાઓનાં અનેક મકાનો, હિંદુ તથા જૈન મંદિરો, ઉસ્માન કોલેજિયટનું મોટું ચર્ચ વગેરે આવેલાં હતાં અને ચારમિનાર, મક્કા મસ્જિદ, બાગે આમ, હાઈકોર્ટ, સાલારજંગ, પોલોનું મેદાન, નિઝામનો રાજમહેલ વગેરે ખાસ જોવા લાયક ગણાતાં.

અહીંનો રેસીડેન્સીનો વિસ્તાર વ્યાપારનો મુખ્ય મથક હતો. તેમાં વિવિધ માલનાં બજારો અને બેંકો આવેલી હતી તથા બહારગામની અનેક પ્રસિદ્ધ પેઢીઓની શાખાઓ હતી. ગુજરાતીઓનો મોટો ભાગ આ જ લત્તામાં વસેલો હતો અને વેપાર-રોજગારમાં મશગૂલ હતો.

મેં હૈદરાબાદમાં પ્રવેશ કર્યો ત્યારે તો એવી કલ્પના પણ ન હતી કે આગળ જતાં હું આ જ શહેરમાં સ્થિર થઈશ અને અહીં મારો કાયમી નિવાસ થશે. પરંતુ આપણી કલ્પનામાં ન આવ્યું હોય એવું ઘણું બને છે અને આ બાબતમાં પણ એમ જ બન્યું.

મેં અહીંની સર્વ પરિસ્થિતિ બરાબર સમજી લીધી, ગ્રાહકોનો અભ્યાસ કર્યો અને કામમાં ઝંપલાવ્યું. શરૂઆતના

થોડા દિવસો તો બધુ નવુ નવુ લાગ્યુ, પણ પછીથી ફાવટ આવવા લાગી અને કામ આગળ ધપવા લાગ્યુ મૂળ વાત એ છે કે કોઈપણ નવુ કાર્ય હાથ ધરીએ તો આપણુ મન તેમા બરાબર ખૂંચવુ જોઈએ પછી તે અંગે નવો નવો પ્રકાશ સાંપડતો જ રહે છે જે કામ આપણા દિલ કે દિમાગને સ્પર્શતુ નથી, તેમા પ્રગતિ થઈ શકતી નથી

## [ ૧૪ ]
## સેવાગ્રામમાં એક સપ્તાહ

સને ૧૯૪૨ના ઑગસ્ટ માસમા હુ હાસમ પ્રેમજીની કંપનીના કામે નિઝામ રાજ્યમા પ્રવાસ કરી રહ્યો હતો, ત્યારે મારા મનમા ભારે મથન ચાલી રહ્યુ હતુ 'જીવન ક્યા માર્ગે વહેવુ જોઈએ?' એ બાબતમા મારી સ્થિતિ દ્વિધા થઈ ગઈ હતી એક બાજુ પૂજ્ય ગાધીજીના સિદ્ધાતો આકર્ષણ કરી રહ્યા હતા અને બીજી બાજુ વ્યવહાર અને વ્યવસાયનો તમામ ભાર મારે ઉચકવાનો હતો સમજ પડતી ન હતી કે મારે ખરેખર શુ કરવુ જોઈએ!

આ પ્રસગે મનમા એમજ વસી ગયુ કે હાલ પૂજ્ય બાપુજી સેવાગ્રામમા બિરાજે છે, ત્યા મહીંથી જઉં તો તેમના દર્શન અને સમાગમનો લાભ મળશે તથા મારુ મન પણ હળવુ થશે

અહી એટલુ જણાવીશ કે પૂજ્ય ગાધીજી લડન ખાતે ગોળમેજી પરિષદમા જઈને પાછા ફર્યા, ત્યારે

મુબઈના બારામા સ્ટીમર પરથી ઊતરતા તેમના દર્શન થયેલા. પછીથી આઝાદીની ચળવળ દરમિયાન મુબઈના આઝાદ મેદાનમા વ્યાખ્યાન-પ્રસગે તેમના દર્શન થયેલા, પણ તે દૂરથી અને ઘણા ઝાખા ત્યારબાદ તેમની જુહુની સ્થિરતામા તેઓ રોજ દરિયા કિનારે ફરવા જતા, ત્યારે પણ છેટેથી જ તેમને પ્રણામ કરીને કૃતાર્થતા અનુભવતો. પરંતુ તદ્દન નિકટના પરિચયમા આવવાનો પ્રસગ બનેલો નહિ. આથી મનમા એવી ભાવના તો ઘણા વખતથી થયા જ કરતી હતી કે એક વાર તેમના નિકટ પરિચયમા આવુ તો ઠીક પરંતુ સમય પાક્યા વિના કોઈ વસ્તુ બનતી નથી. હવે તેનો સમય પાકી ગયો હતો એટલે મનમા આ પ્રકારની ભાવના ખૂબ જોરથી જાગી અને હુ નાંદેડથી બસ પકડી આકોલા ગયો અને ત્યાથી વર્ધા થઈ સેવાગ્રામ પહોંચ્યો. વર્ધાથી સેવાગ્રામ આશરે ચાર માઈલના અતરે આવેલુ છે

પૂજ્ય ગાધીજીએ અમદાવાદનો સત્યાગ્રહ આશ્રમ છોડ્યા પછી સને ૧૯૩૬મા શ્રી જમનાલાલ બજાજ વગેરેની વિનતિ પરથી અહી આશ્રમ શરૂ કર્યો હતો અને તેમનો મુખ્ય વસવાટ અહી જ રહેતો હતો આ વખતે આશ્રમ તથા પરખાસ ઘના મળી નાના-મોટા આશરે ૧૫ જણ અહી રહેતા હતા અને તેઓ આશ્રમના નિયમ અનુસાર પોતાનુ જીવન ગુજારતા હતા. શ્રી મહાદેવભાઈ શ્રી પ્યારેલાલ વગેરે પૂજ્ય બાપુજીની છાવણીની વ્યવસ્થા કરતા, જ્યારે પૂજ્ય ગાધીજીના ભત્રીજા શ્રી મગનભાઈ પરખાસ ઘની છાવણીની વ્યવસ્થા સભાળતા.

હું સેવાગ્રામ પહોંચ્યો તે જ દિવસે બપોરના આશ્રમવાસીઓ તથા કોંગ્રેસના ત્રણસો જેટલા ચુંટાયેલા સભ્યોની એક સભા મળી હતી પૂજ્ય ગાંધીજીએ તેમાં હાજરી આપી હતી આ વખતે બ્રહ્મદેશનું પતન થઈ ગયું હતું અને શ્રી સુભાષચંદ્ર બોઝની આઝાદ સેના હિંદને વિદેશી ગુલામીમાંથી મુક્ત કરવા તેની પૂર્વ સરહદ પર ચડાઈ કરશે, એવી વાતો વહેતી થઈ હતી આથી સરકારને ધાસ્તી પેઠી કે કદાચ આવું બને તો સરહદ પરના બંગાળીઓ તેમાં જરૂર ભળી જશે, તેથી તેમને ઢીલા પાડવા માટે તેણે દમનનો કોરડો વીંઝવા માંડયો હતો અને તેથી ગ્રામવાસીઓની દશા ઘણીજ કફોડી થઈ ગઈ હતી આ સમાચારથી ગાંધીજીને ઘણું દુઃખ થયું હતું અને સમસ્ત સભા પર તેની ઘેરી અસર પડી હતી પરિણામે તેમાં ગરમાગરમ ભાષણો થયા હતા આ જ વખતે પૂજ્ય ગાંધીજીએ 'કરેંગે યા મરેંગે'નું સૂત્ર પેશ કર્યું તથા વ્યક્તિગત સત્યાગ્રહની છૂટ આપી

સાંજે પ્રાર્થના થઈ તેમાં પૂજ્ય ગાંધીજીએ પોતાના અંતરના અવાજ અનુસાર અતિ દર્દભર્યા અવાજે અંગ્રેજોને ઉદ્દેશીને કહ્યું 'હવે તમે ભારત છોડો' ત્યારથી 'ક્વીટ ઇન્ડિયા'નું સૂત્ર પ્રચલિત થયું અને તેણે આગળ જતાં આઝાદીની લડતમાં અતિ અગત્યનો ભાગ ભજવ્યો

ત્યાર પછી ચોથા દિવસે પૂજ્ય ગાંધીજી સેવાગ્રામ આશ્રમથી વિદાય થયા, ત્યારે અમે વર્ધા સ્ટેશને વિદાય આપવા ગયા હતા ત્યાર બાદ તેઓ મુંબઈ ગયા, જ્યાં મહાસભાની

અખિલહિંદ મહાસભા સમિતિની બેઠક મળી રહી હતી. ત્યાં હિંદ છોડો યાને ક્વીટ ઈંડિયાનો ઠરાવ થયો અને ત્યાર બાદ પૂજ્ય ગાંધીજી તથા બધા નેતાઓને સરકારે ગિરફતારી કરી લીધી.

વર્ધા છોડ્યાના ત્રણ દિવસ મને તેમની સાથે રોજ બે વખત પ્રાર્થના કરવાનો તથા ફરવા જવાનો અવસર મળી ગયો હતો. આ વખતે કેટલીક સામાન્ય વાતો થઈ હતી.

અહીંના આશ્રમવાસીઓ રોજ સવારમાં સાડા ચાર વાગે ઊઠી જતા અને જાજરૂ સાફ કરવાનું, અનાજ પીસવાનું, ખેતરમાં જઈને બળતણ તથા છાણ લઈ આવવાનું વગેરે કામો કરવા મંડી પડતા. બરાબર પાંચ વાગતાં પ્રાર્થના થતી, તેમાં બધા આશ્રમવાસીઓ અવશ્ય ભાગ લેતા અને પૂજ્ય ગાંધીજી પણ હાજર રહેતા. તેઓ પ્રાર્થના પછી કંઈ પણ ઉદ્બોધન કરતા અને તેથી આશ્રમવાસીઓને આદર્શ જીવન જીવવા માટેનું પણ બળ મળતું.

ત્યારબાદ નાહી-ધોઈને સહુ ચરખા-કાંતણના કામમાં લાગી જતા. જેના ભાગમાં રસોઈનું કામ આવતું તે રસોઈ બનાવતા. લગભગ બાર વાગે ભોજન થતું. તેમાં મરી-મસાલા વિનાના માત્ર બાફેલા શાક અને જુવાર કે બાજરાના જાડા રોટલા પીરસાતા. તેને ઘી ચોપડવામાં આવતું નહિ. સાંજે પણ આવો જ ખોરાક અપાતો. કોઈવાર ભાત-ખીચડી પણ થતા, પરંતુ પ્રમાણમાં બહુ થોડા. સવાર-સાંજ દૂધનો એક એક પ્યાલો આપવામાં આવતો. અહીં [illegible]

ઉકળે જ શેના? પૂજ્ય ગાંધીજીએ આ બન્ને વસ્તુઓને અનાવશ્યક ગણેલી

ઘણા એમ માને છે કે આવો લૂખો ખોરાક શી રીતે ખવાય? પણ મે અનુભવથી જોયુ છે કે જાતમહેનત કરનારને લૂખો-સૂકો રોટલો પણ ઘણો મીઠો લાગે છે, જ્યારે એઠાડુ લોકોને મેવા-મીઠાઈયા પણ જોઈએ તેવો સ્વાદ આવતો નથી મને પોતાને અહીંનો ખોરાક ખાતા જરાયે હરકત થઇ ન હતી, કારણ કે અહીં આવીને હુ આશ્રમવાસીઓની જેમ વહેલી સવારથી શારીરિક શ્રમ કરવા લાગતો, તેથી ભૂખ ખૂબજ લાગતી અને ભૂખને તો ગમે તેવો ખોરાક પણ મીઠો જ લાગે છે

સાંજે પ્રાર્થના થતી, ત્યાર બાદ વાચન આદિ થતું અને નવ વાગતા શયનનો ઘટ બજતો

પૂજ્ય ગાંધીજીએ સેવાગ્રામનો આશ્રમ છોડ્યા પછી પણ હુ ત્રણ દિવસ ત્યા રહ્યો હતો અને એ રીતે પૂરું એક સપ્તાહ ત્યા વ્યતીત કર્યું હતુ

અહીં શ્રી મગનભાઇ તથા બીજા કેટલાક પીઢ કાર્યકર્તાઓ સાથે મે મારી મુઝવણ અગે કેટલીક ચર્ચાઓ કરી મે તેમને સ્પષ્ટ જણાવ્યુ કે 'મને હરિજન-પ્રવૃત્તિ અને ખાદી પર ઘણો પ્રેમ છે તથા પૂજ્ય ગાંધીજીએ ઉપદેશેલા બીજા સિદ્ધાતો પરત્વે પણ ઘણો આદર છે મારા મનમા એમજ થાય છે કે મારુ સમસ્ત જીવન આ ખાતે જ અર્પણ કરી દઉ, પણ બીજી બાજુ મારા કુટુબની મારા માથે

૭

જવાબદારી છે. એક મોટાભાઈ મગજની અસ્થિરતા ભોગવે છે. તેમને સાચવવાના છે અને માતાની સેવા કરવાનું પણ મારા શિરે છે. જો મારા હાથમાં કોઈ સારો વ્યવસાય કે કારોબાર ન હોય તો આ જવાબદારીઓ હું પૂરી કરી શકું તેમ નથી. કારણ કે મારે સ્વાશ્રયથી જ નભવાનું છે. આ સંયોગોમાં મારે શું કરવું યોગ્ય ગણાય?

કાર્યકર્તાઓએ કહ્યું કે તમને તમારા સંયોગો અનુસાર જે વ્યવસાય કે કારોબાર પ્રાપ્ત થયેલો છે તે સુખેથી ચલાવો. પણ વૃત્તિ સેવાભાવની રાખો. જ્યારે પણ અવસર મળે ત્યારે તન-મન-ધનથી સેવા કરવી. એમ કરવાથી તમે તમારું ભલું કરી શકશો અને સમાજનું પણ ભલું કરી શકશો. જો સંયોગોની ઉપરવટ થઈને તમે વ્યવસાય કે કારોબાર છોડી દેશો તો વ્યવહાર ચલાવવામાં ઘણી મુશ્કેલીઓ નડશે અને તેની અસર તમારી સેવાવૃત્તિ ઉપર પણ પડશે. ધારો કે તમે અત્યારે બધો વ્યવસાય-કારોબાર છોડીને અહીં આવી જાઓ કે બીજે કોઈ સ્થળે બેસી જાઓ, પણ તેમાં તમારું મન એકાગ્ર થઈ શકશે નહિ કે કોઈ કારણે વૃત્તિમાં પલટો આવ્યો તો ગયેલો વ્યવસાય કે કારોબાર જલદી હાથ આવશે નહિ અને એ સંયોગોમાં તમારી સ્થિતિ કફોડી થશે.

સંપૂર્ણ સમર્પણભાવ તો વિરલ સ્ત્રી-પુરુષો જ કેળવી શકે છે. એટલી તૈયારી ન હોય તો પ્રાપ્ત કર્તવ્યમાં આનંદ પામવો અને સંયોગો અનુસાર સમાજ તથા દેશની સેવા કર્યા કરવી.

આ ખુલાસાથી મારા મનને ઠીક ઠીક સમાધાન સાંપડયુ અને મનનો ભાર હળવો થયો

ત્યાથી પૂજ્ય વિનોબાના દર્શન માટે સુરગ્રામ તથા પૌનાર ગયો ત્યા તેમના દર્શન થયા અને ત્રણ–ચાર મીનીટ વાત થઇ આ વખતે તેઓ આ બન્ને ગામોને આદર્શ બનાવવા માટે કેટલાક પ્રયોગો કરી રહ્યા હતા અને તેમા રાત્રિ–દિવસ ધ્યાન આપી રહ્યા હતા ત્યારે ખબર ન હતી કે મારે એક દિવસ તેમના નિકટ સસર્ગ–પરિચયમા આવવાનુ થશે અહીંનુ બધુ કામકાજ મે એક મુગા પ્રેક્ષક તરીકે જોયા કર્યું, તેની છાપ એકદર ઘણી સારી પડી

ત્યાથી હુ હૈદરાબાદ પાછો ફર્યો

## [ ૧૫ ]

## ગાંધીવાદ

મે પાછલા પ્રકરણોમા પૂ ગાધીજી અને તેમના વિચારો સબધી ઘણીવાર ઉલ્લેખ કરેલો છે, આમ છતા તેમની ભાવના અને તેમના વિચારોનો પાઠકોને સ્પષ્ટ ખ્યાલ આવે તે માટે આ ખાસ પ્રકરણ લખ્યુ છે

પૂજ્ય ગાધીજીના મનમા જે ભાવનાઓ રમી રહી હતી, તેનુ પ્રતિબિંબ તેમને નરસિંહ મહેતાના નીચેના ભજનમા દેખાતુ હતુ તેથી તેઓ ઘણી વખત તેનુ રટણ કરતા અને આશ્રમની પ્રાત કાળની પ્રાર્થનામા પણ તે મોટા ભાગે બોલાતુ

## પૂ. બાપુજીનું પ્રિય ભજન

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે ૧
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે ૨
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે ૩
મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે ૪
વણલોભી ને કપટરહિત જે કામ ક્રોધ નિવાર્યા રે
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં કુળ એકોતેર તાર્યાં રે. ૫

આ ભજન મેં પણ નાનપણથી જ કંઠસ્થ કરી લીધેલું. આમાં વાત તો વૈષ્ણવજનની છે પણ તે કોઈ પણ ધર્મ પાળનાર મનુષ્યને એક સરખી લાગુ પડે છે.

પૂજ્ય બાપુજીએ આશ્રમવાસીઓ માટે નીચેનાં એકાદશ વ્રત પસંદ કરેલાં અને તે પ્રાર્થનામાં રોજ બોલતા જેથી પ્રત્યેક આશ્રમવાસીને તેનો ખ્યાલ રહે. અહીં તેનાં નામો અને ટૂંક સમજ આપું છું.

### એકાદશ વ્રત

૧ સત્ય—સત્ય જ પરમેશ્વર છે. સત્ય-આગ્રહ, સત્ય-વિચાર, સત્ય-વાણી અને સત્ય-કર્મ એ બધાં તેનાં અંગો છે. જ્યાં સત્ય છે ત્યાં શુદ્ધ જ્ઞાન છે. જ્યાં શુદ્ધ જ્ઞાન છે ત્યાં આનંદ જ હોઈ શકે.

૨ **અહિંસા**—સત્ય જ એક પરમેશ્વર છે તેના સાક્ષાત્કારનો એક જ માર્ગ તે અહિંસા છે અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે

૩ **બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અર્થ છે, બ્રહ્મની–સત્યની શોધમાં ચર્યા, અર્થાત્ તેનાથી સંબંધ રાખનારો આચાર આ મૂળ અર્થમાંથી સર્વેન્દ્રિય–સંયમનો વિશેષ અર્થ નીકળે છે કેવળ જનનેન્દ્રિય–સંયમના અધૂરા અર્થને આપણે ભૂલી જવો જોઈએ

૪ **અસ્વાદ**—મનુષ્ય જ્યાં સુધી જીભના રસોને ન જિતે, ત્યાં સુધી બ્રહ્મચર્યવ્રતનું પાલન અતિ કઠિન છે ભોજન કેવળ શરીર–પોષણને માટે જ હોય, સ્વાદ કે ભોગને માટે નહિ

૫ **અસ્તેય**—(ચોરી ન કરવી)—બીજાની વસ્તુ તેની રજા વિના લેવી એ તો ચોરી છે જ, પરંતુ મનુષ્ય પોતાની ઓછામાં ઓછી જરૂરીઆત ઉપરાંત જે કંઈ લે છે, તે પણ ચોરી જ છે

૬ **અપરિગ્રહ**—સાચી સુધારણાની નિશાની પરિગ્રહ-વૃદ્ધિ નહીં, પણ વિચાર અને ઇચ્છાપૂર્વક પરિગ્રહ ઓછો કરવો એ છે જેમ જેમ પરિગ્રહ ઓછો થતો જાય છે, તેમ તેમ સુખ અને સંતોષ વધે છે, સેવાની શક્તિ પણ વધે છે

૭ **અભય**—જે સત્યપરાયણ રહેવા ચાહે, તે ન તો નાત–બિરાદરીથી ડરે, ન સરકારથી ડરે, ન ચોરોથી ડરે, ન બિમારી કે મૃત્યુથી ડરે, ન કોઈના બુરા માનવાથી ડરે

૮ **અસ્પૃશ્યતા–નિવારણ**—આભડછેટ એ હિંદુધર્મનું અંગ નથી, એટલું જ નહિ, પણ તે એક પ્રકારનો સડો છે,

વહેમ છે પાપ છે અને તેનું નિવારણ કરવું એ પ્રત્યેક હિંદુનો ધર્મ છે

૯ **શરીરશ્રમ**—જેનું શરીર કામ કરે છે એવા સ્ત્રી-પુરુષોએ પોતાનું રોજનું સર્વ કામ જે પોતે કરી લેવાને યોગ્ય હોય તે ખુદ કરવું જોઈએ અને વિના કારણ બીજાની સેવા ન લેવી જોઈએ. જે પોતે મહેનત ન કરે એને ખાવાનો હક જ શો છે!

૧ **સર્વધર્મસમભાવ**—આપણે જેટલો આદર આપણા ધર્મનો કરીએ છીએ, એટલો જ આદર અન્ય ધર્મોનો પણ કરવો જોઈએ. જ્યાં આવી વૃત્તિ હોય ત્યાં એક-બીજાનો વિરોધ સંભવી શકતો નથી કે પરધર્મીને પોતાના ધર્મમાં લાવવાની કોશીશ જ થઈ શકતી નથી. બલ્કે હંમેશા પ્રાર્થના એવી જ કરવી જોઈએ કે જે સર્વ ધર્મોમાં પડેલા દોષોને દૂર કરે.

૧૧ **સ્વદેશી**—પોતાની આસપાસ રહેનારાઓની સેવામાં ઓતપ્રોત થઈ જવું એ સ્વદેશી-વ્રત છે જે નિકટમાં રહેનારની સેવા છોડીને દૂર રહેનારની સેવા કરવાને દોડે છે તે સ્વદેશીનો ભંગ કરે છે.

રચનાત્મક કાર્યક્રમ માટે પૂજ્ય બાપુજીએ ૧૯ મુદ્દાઓ રજૂ કરેલા, તે તેમની જ ભાષામાં અહીં રજૂ કર્યું છે

## રચનાત્મક કાર્યક્રમ

૧ **કોમી એકતા**—એકતાનો અર્થ માત્ર રાજનૈતિક

એકતા નથી તેનો સાચો અર્થ તો છે દિલની દોસ્તી કે જે તોડી ન તૂટે આવી એકતા પેદા કરવા માટે સહુથી પહેલી જરૂરીઆત એ વાતની છે કે કોંગ્રેસજન તથા કોઈ પણ ધર્મને માનનારો, પોતાને હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યહૂદી બધી કોમનો સમજે

૨ **અસ્પૃશ્યતા-નિવારણ**—હરિજનોના મામલામા તો દરેક હિંદુએ એ સમજવુ જોઈએ કે હરિજનોનુ કામ એ પોતાનુ જ કામ છે

૩ **મદ્યનિષેધ**—અફીણ, દારૂ વગેરે વસ્તુઓના વ્યસનમા ફસેલા આપણા કરોડો ભાઈ-બહેનોને ભવિષ્યની સરકારની મહેરબાની અથવા મરજી પર છોડી શકીએ નહિ આ વ્યસનના પંજામાથી છોડાવવાના ઉપાય શોધવા જ જોઈએ

૪ **ખાદી**—ખાદીની મતલબ છે દેશના સર્વ લોકોની આર્થિક સ્વતંત્રતા અને સમાનતાનો આરંભ ખાદીમા જે ચીજો સમાયેલી છે, તે બધીને ખાદીની સાથે અપનાવવી જોઈએ. ખાદીની એક મતલબ એ છે કે આપણામાથી દરેકે સંપૂર્ણ સ્વદેશીની ભાવના વધારવી અને ટકાવવી જોઈએ

૫ **ગ્રામોદ્યોગ**—હાથે દળવુ, હાથે કૂટવુ, હાથે ઝાટકવુ, સાબુ બનાવવો, કાગળ બનાવવા, દીવાસળીઓ બનાવવી, ચામડા કેળવવા, તેલ કાઢવુ વગેરે સામાજિક જીવનને માટે જરૂરી અને મહત્ત્વના ધંધાઓ વિના ગામોની આર્થિક રચના સંપૂર્ણ થઈ શકતી નથી

૬ **ગામડાંની સફાઈ**—દેશમા જગાએ જગાએ સુંદર

અને મનોહર નાના નાના ગામડાંઓને સ્થાને ઉકરડા જેવા ગામડાંઓ જોવા મળે છે. આપણી ફરજ છે કે આ ગામડાંઓને દરેક રીતે સ્વચ્છતાના નમૂના બનાવવા.

૭ **બુનિયાદી તાલીમ**—બુનિયાદી તાલીમ હિંદુસ્તાનના તમામ બાળકોને, તે ગામના રહેનાર હો અથવા શહેરના, હિંદુસ્તાનના બધા શ્રેષ્ઠ તત્ત્વો સાથે જોડી દે છે. આ તાલીમ બાળકના મન અને શરીર બંનેનો વિકાસ કરે છે.

૮ **પ્રૌઢશિક્ષણ**—આપણા મોટી ઉંમરના દેશવાસીઓને મૌખિક સીધી વાતચીત દ્વારા સાચી રાજનૈતિક શિક્ષા આપવી.

૯ **સ્ત્રીસુધાર**—સ્ત્રીને પોતાની મિત્ર અથવા સાથી માનવાને બદલે પુરુષે પોતાને તેનો સ્વામી માનેલો છે. કોંગ્રેસવાળાઓની એ ખાસ ફરજ છે કે તેઓ નીચે પડેલી હિન્દુસ્તાનની સ્ત્રીઓને હાથ પકડીને ઉભી કરે.

૧ **આરોગ્યના નિયમોનું શિક્ષણ**—બીજા દેશોની સરખામણીમાં આપણા દેશની ઘણી વધારે મૃત્યુસંખ્યાનું મુખ્ય કારણ એ ગરીબી છે કે જે દેશવાસીઓના શરીરને કોતરીને ખાઈ રહી છે. પરંતુ જો એમને આરોગ્યના નિયમોનું ઠીક ઠીક શિક્ષણ આપવામાં આવે તો તેમાં ઘણો ઘટાડો કરી શકાય.

જ્યારે બિમાર પડીએ ત્યારે સારા થવા માટે પોતાના સાધનોની મર્યાદા પ્રમાણે પ્રાકૃતિક ચિકિત્સા કરવી જોઈએ.

૧૧ **પ્રાંતીય ભાષા**—હિંદુસ્તાનની મહાન ભાષાઓની અવગણનાના કારણે હિંદુસ્તાનને જે બેહદ નુકસાન થયું

તેનો કોઈ અંદાજ આપણે કાઢી શકતા નથી જ્યા સુધી જન સાધારણને પોતાની બોલીમા લડતના દરેક પગથિયા કે કદમને સારી રીતે સમજાવવામા ન આવે ત્યા સુધી આપણે કેવી રીતે આશા રાખી શકીએ કે તેઓ એમા પોતાનો હિસ્સો આપે?

૧૨ **રાષ્ટ્રભાષા**—સમસ્ત હિંદુસ્તાન સાથે વ્યવહાર કરવા માટે આપણને ભારતીય ભાષાઓમાથી એક એવી ભાષાની જરૂર છે કે જે આજે વધારેમા વધારે પ્રમાણમા લોકો જાણતા અને સમજતા હોય અને બાકીના લોકો જેને ઝટ શીખી શકે તે ભાષા હિંદી (હિંદુસ્તાની) જ હોઈ શકે

૧૩ **આર્થિક સમાનતા**—આર્થિક સમાનતાને માટે કામ કરવાની મતલબ એ છે કે મૂડી અને મજૂરી વચ્ચેના ઝઘડાઓને હમેશ માટે મિટાવી દેવા જો ધનવાન લોકો પોતાના ધનને અને તેના કારણે મળનારી સત્તાને પોતે જ રાજીખુશીથી છોડી દે અને સહુના કલ્યાણ માટે સહુની સાથે મળીને વર્તવાને તૈયાર નહિ થાય તો એ સમજવુ કે આપણા દેશમા હિંસક અને ખુનખાર ક્રાતિ થયા વિના રહેશે નહિ

૧૪ **ખેડૂત**—સ્વરાજ્યની ઇમારત એક જબરદસ્ત વસ્તુ છે, જેને બનાવવામા એસી કરોડ હાથોનુ કામ છે આ બનાવનારાઓમા ખેડૂતોની તાકાત સહુથી મોટી છે સાચું તો એ છે કે સ્વરાજ્યની ઇમારત બનાવનારાઓમા મોટા ભાગે (૮૦ ટકા) તે જ લોકો છે, એ માટે અસલમા ખેડૂત એજ કોંગ્રેસ છે, એવી હાલત પેદા કરવી જોઈએ

૧૫. મજૂર—અમદાવાદના મજૂર-સંઘનો નમૂનો સમસ્ત હિંદુસ્તાન માટે અનુકરણીય છે કેમકે તે શુદ્ધ અહિંસાની જડ પર રચેલો છે મારું ચાલે તો હું હિંદુસ્તાનની બધી મજૂરસંસ્થાઓનું સંચાલન અમદાવાદના મજૂર-સંઘની નીતિ પર કરું

૧૬ **આદિવાસી**—આદિવાસીઓની સેવા પણ રચનાત્મક કાર્યક્રમનું એક અંગ છે સમસ્ત હિંદુસ્તાનમાં આદિવાસીઓની વસ્તી બે કરોડ છે તેમને માટે કેટલાયે સેવકો કામ કરી રહેલા છે છતાં તેમની સંખ્યા પૂરતી નથી

૧૭ **કુષ્ઠ રોગી**—આ એક બદનામ શબ્દ છે છતાં આપણામાંથી જે એમ કે આગળ વધેલા છે તેમની માફક કુષ્ઠ રોગી પણ આપણા સમાજનું અંગ છે ને તુ તકોક્ત એ છે કે જે કુષ્ઠ રોગીઓની સારસંભાળની બહુ જ વધારે જરૂર છે તેમની આપણે ત્યાં જાણી-બુઝીને ઉપેક્ષા કરવામાં આવે છે

૧૮ **વિદ્યાર્થી**—વિદ્યાર્થી ભવિષ્યની આશા છે આ નવજવાન સ્ત્રી અને પુરુષોમાંથી તો આજના ભાવી નેતાઓ તૈયાર થવાના છે વિદ્યાર્થીઓએ [illegible] પક્ષીય રાજનીતિમાં કદી પણ સામેલ થવું ન જોઈએ તેમણે રાજનૈતિક હડતાલો પાડવી ન જોઈએ બધા વિદ્યાર્થીઓએ સેવાને માટે શાસ્ત્રીય પદ્ધતિએ કાંતવું જોઈએ પોતાને ઓઢવા-પહેરવા માટે તેઓ હમેશાં ખાદીનો ઉપયોગ કરે

૧૯ **ગોસેવા**—ગોરક્ષા મને બહુ પ્રિય છે મને કોઈ

પૂછે કે હિંદુધર્મનું સહુથી મોટું બાહ્ય સ્વરૂપ શું છે, તો હું તેને ગોરક્ષા બતાવું મને વર્ષોથી દેખાઈ રહ્યું છે કે આપણે એ ધર્મ ભૂલ્યા છીએ દુનિયામાં મે એવો કોઈ દેશ જોયો નહિ કે જ્યાં ગાયના વંશની હિંદુસ્તાન જેવી કફોડી હાલત હોય

ગાંધીવાદને વધારે સ્પષ્ટ સમજવા માટે નવજીવન કાર્યાલય–અમદાવાદ તરફથી પ્રકટ થયેલું સાહિત્ય વાંચવું જોઈએ.

## [ ૧૬ ]

## વ્યવસાયનો વિકાસ

સપ્ટેમ્બર માસમાં મારા મોટાભાઈ શામજીભાઈની તબિયત વધુ લથડી હૃદયરોગના હુમલા અવારનવાર થવા લાગ્યા, એટલે મે દેશમાં (કચ્છમાં) જઈને તેમની સેવા કરવાનું મુનાસબ માન્યું હું બ્રહ્મદેશમાંથી પાછો ફર્યો, ત્યારે તેમની સાથે બે માસ રહ્યો હતો અને તબિયત સુધરતી લાગી, એટલે જ મુંબઈ થઈ હૈદરાબાદ ગયો હતો પણ પાછળથી તબિયત સુધરવાને બદલે બગડવા લાગી ઉપચારો બરાબર ચાલુ હતા, પણ તેને સફળતા મળી ન હતી કોઈકે ઠીક જ કહ્યું છે કે 'હે મનુષ્ય! રોગ, જરા અને મૃત્યુ એ ત્રણ મહાન શત્રુઓ તારી પાછળ પડેલા છે, માટે તાગથી થાય તેટલું સુકૃત કરી લે જો ગફલતમાં રહ્યો તો પસ્તાઈશ '

મારા આવ્યા પછી કંઈક સારું લાગવા માંડ્યું આ અરસામાં રાયબહાદુર શેઠ પીરજી ડાયાભાઈનો તાર મળ્યો કે-

મે સ્વતંત્ર પેઢી શરૂ કરી છે અને તમારે દીવાળીથી તેમાં બેસવાનું છે માટે મુંબઈ આવો. ત્રણ દિવસ બાદ ફરી તેવો જ તાર મળ્યો. આ વખતે શામજીભાઈએ કહ્યું કે હવે મને ઠીક લાગે છે માટે તું મુંબઈ જા. મારું મન માનતું ન હતું પણ તેમણે ખૂબ જ આગ્રહ કર્યો એટલે હું મુંબઈ ગયો અને શેઠ શ્રી વી. જી. ભાઈને મળ્યો. બાદ તેમની સૂચનાથી નિઝામ સ્ટેટનું કામ કરવા માટે હૈદરાબાદ પાછો ફર્યો. ત્યાં થોડા જ દિવસમાં શ્રી શામજીભાઈના સ્વર્ગવાસના દુઃખદ સમાચાર મને મળ્યા.

તેમણે સરકારી અને સેવાભાવી જીવનથી ખૂબ જ સુવાસ પાથરેલી હતી, એટલે સહુને ભારે દુઃખ થયું અને મને તો સહુથી વિશેષ, કારણ કે તેમણે મારા પર ઘણો ઉપકાર કરેલો હતો.

રાવબહાદુર શેઠ વીરજી દામાભાઈએ હાસમ નેમજી કંપનીમાંથી છૂટા થઈને હૈદરાબાદમાં શાહ વીરજી [illegible]ના નામથી કામ શરૂ કરેલું હતું. આ કંપનીમાં જોડાયા પછી તરત જ તેની વ્યવસ્થાનું કામ મેં હાથ ધર્યું અને ભારતના જુદા જુદા ભાગોમાં તથા નિઝામના જ જીલ્લામાં ચોખા, અનાજ, કઠોળ, તેલીબીયાં વગેરેની નિકાસ કરવા માંડી. તેમાં ચોખા સિવાય બધા કામો મારા માટે તેમજ કંપની માટે પણ નવા હતા. નવું ક્ષેત્ર નવી રીત, માલની જાતો ઓળખવી, તેની તેજી-મંદી સમજવી આ બધી સંબંધો બાંધવા વગેરે કરવું મારે અહીં ઘણો જ પરિશ્રમ કરવો પડતો, પરંતુ તે હું હોંશથી કરતો હતો. મારા મનમાં એક વાત બરાબર

ઠસેલી હતી કે 'પશ્ચિમની રોટીમા જે મજા છે, તે અન્ય કશામા નથી '

આ પેઢીનુ કામ મારી જવાબદારીમા આગળ વધ્યુ અને કેટલીક વાર તો તેણે સો વર્ષની જુની પેઢી કરતા પણ સારુ કામ કરી બતાવ્યુ, તેથી તેની ઘણી શાખ બધાઈ અને વ્યાપારીવર્ગમા તે સન્માનનીય બની આ પેઢીના કામ અગે મારે સતત પ્રવાસ કરવો પડતો ત્યારે પેઢીની નિકાશ મોટા ભાગે દક્ષિણમા થતી, એટલે મ્હૈસુર રાજ્ય, મદ્રાસ રાજ્ય, મલબાર વગેરે સાથે સબધો જોડવા પડતા આ પેઢીનુ કામ કરતા મારા અગત સબધો ઘણા સારા બધાયા

આ વખતે શેઠ વીરજી ડાયાભાઈએ મુબઈ, કલકત્તા વગેરે સ્થળે પણ પોતાની પેઢીઓ ખોલી હતી અને બ્રહ્મદેશની જેમ ભારતમા પણ સારી ખ્યાતિ મેળવી હતી તેઓ સને ૧૯૪૪ના ઓગસ્ટ માસમા પહેલવહેલા હૈદરાબાદ પધાર્યા, ત્યારે અમે તેમનુ ઉમળકાભેર સ્વાગત કર્યુ હતુ અને તેમને સન્માનવા માટે એક ખાસ સમારોહ યોજ્યો હતો તેમા હૈદરાબાદના આગેવાન વ્યાપારીઓ, અધિકારીઓ તથા સામાજિક કાર્યકરો વગેરેએ સારા પ્રમાણમા ભાગ લીધો હતો

અહી એ વાત પણ જણાવી દઉ કે આ વખતે નિઝામ રાજ્યમા રાજકીય પરિસ્થિતિ ઘણી ખરાબ હતી દેશનેતાઓને અહી આવવાનો પ્રતિબધ હતો અને જાહેરસભાઓ ભાગ્યેજ ભરી શકાતી વાણીસ્વાતત્ર્ય તો બિલકુલ હતુ જ નહિ જેઓ હરિજનપ્રવૃત્તિ કરતા તેમને પણ શકાની નજરે જોવામાં

આવતા અને ખાદીધારીની ગણના પણ તેની નિયમિત ખબર રાખતી, એ સી આઇ ડી. ખાતાની ખાસ ફરજ ગણાતી. તેથી હું જ્યાં જ્યાં જતો ત્યાં મારી ખબર લેવાતી અને પૂછપરછ થતી, કારણ કે સી આઇ ડી. આ બધી ખબર આપી દેતી. બીજી રીતે કહું તો મારી સહીસલામતીની સરકાર બરાબર ખબર રાખતી. કે કોઈવાર સરકારી અધિકારીઓ મને જાતજાતના પ્રશ્નો પૂછી તંગ કરતા, પરંતુ મને તો એમજ લાગતું કે પૂજ્ય બાપુજી તથા બીજા નેતાઓ દેશને માટે કેટલું સહન કરે છે! એના હિસાબમાં આ સતામણી શી વિસાતમાં છે! અને હું જરાય ઢીલો પડ્યો નહિ. મારા અંગ પર સફેદ ખાદી પૂર્વવત્ શોભતી જ રહી અને રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં યથાશક્તિ ભાગ લેતો જ રહ્યો.

સાથે એ પણ કહી દઉં કે સને ૧૯૨૮થી મેં અહીં સુલતાન-બઝાર રઘુનાથ બાગમાં રહેવાનું રાખ્યું હતું કે જ્યાં ભાઈ હીરજી કેશવજી તથા ભાઈ ભીમશી ડુંગરશી તેમજ બીજા પણ ઘણા ઓળખાણ-પીછાણવાળા રહેતા. મારા ધર્મપત્ની અમૃતબાઈ પુત્ર ખીમજીભાઈ અને નાની પુત્રી કાંતા બધાને અહીં તેડી ગયું હતું. હું ધંધા સિવાયનો મારો સમય તેમની સાથે આનંદમાં વ્યતીત કરતો હતો. ઘણાં વર્ષ બાદ જ્યારે હૈદરાબાદમાં સોમાજીગુડામાં મારી માલિકીનું કાપડિયા નિવાસ થયું ત્યારે જ મેં આ સ્થાન છોડ્યું હતું.

નાનું કામ સારી રીતે કરીએ તો તેનાથી મોટા કામોની યોગ્યતા આવે છે અને એ મોટું કામ સારી રીતે કરીએ તો

તેનાથી મોટુ કામ કરવાની યોગ્યતા આવે છે આમ જે જે કામો પ્રાપ્ત થતા જાય, તે દિલ દઈને સારી રીતે કરવાથી જ પ્રગતિ કે વિકાસ સાધી શકાય છે

જેઓ નાના કામોને તુચ્છ સમજી તેના તરફ બેદરકાર રહે છે, તે મોટા કામો કરવાની યોગ્યતા કેળવી શકતા નથી અને પરિણામે પ્રગતિ કે વિકાસ સાધી શકતા નથી

ધનાઢચ માણસો પણ પોતાના પુત્રોને કેળવવા માટે પ્રથમ સામાન્ય કામમા જોડે છે અને તેનો અનુભવ થયા પછી જ મોટા કામો સોપે છે જો અનુભવ વિના મોટુ કામ સોપવામા આવે તો છબરડા વળે છે અને ઘણુ નુકશાન થાય છે બીનઆવડતવાળા માણસોના હાથમા કારભાર આવવાથી પેઢીઓ ઉડી ગયાના અનેક દાખલાઓ આપણી નજર સમક્ષ આવ્યા જ કરે છે

શાહ ભીમશી ડુ ગરશી ક પનીમા કામ કરતા શ્રી લછમનદાસ ગુપ્તા બી એ, એલ્એલ્ બી, સાથે મારો પરિચય થયો અને તે મિત્રતામા પરિણુમ્યો તેઓ આમ તો વીમાનુ કામ કરતા હતા, પણ રાજ્યના અધિકારી-વર્ગમા સારી લાગવગ ધરાવતા હતા અને અહી ના શ્રીમ ત વેપારીઓની જાણુપિછાણવાળા પણ હતા

શાહ ભીમશી ડુ ગરશીની ક પનીમા કામ કરતા બીજો મહત્ત્વનો પરિચય શેઠ ખ કટલાલ બદુકાનો થયો કે જેઓ રાયસાહેબ રામદયાળ ગાસીરામની પેઢીના મુખ્ય કાર્યકર્તા હતા આ પેઢી સો-સવાસો વર્ષની જુની હતી અને સ્ટેટ બેકના

આવતા અને ખાદીધારીની નાણાં પડી તેની નિયમિત ખબર રાખવી એ સી. બાઈ ની ખાતાની ખાસ ફરજ ગણાતી. તેથી હું જ્યાં જ્યાં જતો ત્યાં મારી ખબ સેવાતી અને પૂછપરછ થતી, કારણ કે સી બાઈ ની આગળથી ખબર આપી દેતી. બીજી રીતે કહું તો મારી સહીસલામતીની સરકાર બરાબર ખબર રાખતી. કે કોઈવાર સરકારી અધિકારીઓ અને વતનના પ્રભો પૂછી તંગ કરતા. પરંતુ મને તો એમજ લાગતું કે પૂજ્ય બાપુજી તથા બીજા નેતાઓ દેશને માટે કેટલું સહન કરે છે? એના હિસાબમાં આ સવામણી થી વિસાતમાં છે! અને હું જરાય ઢીલો પડ્યો નહિ. મારા મન ઉપર અસર ખાદી પૂર્વવત્ ચાલતી જ રહી અને રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં યથાશક્તિ ભાગ લેતો જ રહ્યો.

સાથે એ પણ કહી દઉં કે સને ૧૯૪૫થી મે અહીં સુલતાન-બજાર રઘુનાથ બાગમાં રહેવાનું રાખ્યું હતું કે જ્યાં ભાઈ હીરજી હંસરાજ તથા ભાઈ ભીમશી કુંવરશી તેમજ બીજા ઘણુ ઘણા ઓળખીતા-પીછાણવાળા રહેતા. મારા ધર્મપત્ની અમૃતબાઈ પુત્ર મીરજલાલ અને નાની પુત્રી કાવા બધાને અહીં તેડી ગયું હતું. હું ધંધા સિવાયનો મારો સમય તેમની સાથે આનંદમાં વ્યતીત કરતો હતો. ઘણા વર્ષ બાદ જ્યારે હૈદરાબાદમાં સોમાજીગુડામાં મારી માલિકીનું કાયમી નિવાસ થયું ત્યારે જ મે આ સ્થાન છોડયું હતું.

નાનું કામ સારી રીતે કરીએ તો તેનાથી મોટા કામોની યોગ્યતા આવે છે અને જો મોટું કામ સારી રીતે કરીએ તો

તેનાથી મોટું કામ કરવાની યોગ્યતા આવે છે આમ જે જે કામો પ્રાપ્ત થતા જાય, તે દિલ દઈને સારી રીતે કરવાથી જ પ્રગતિ કે વિકાસ સાધી શકાય છે

જેઓ નાના કામોને તુચ્છ સમજી તેના તરફ બેદરકાર રહે છે, તે મોટા કામો કરવાની યોગ્યતા કેળવી શકતા નથી ને પરિણામે પ્રગતિ કે વિકાસ સાધી શકતા નથી

ધનાઢ્ય માણસો પણ પોતાના પુત્રોને કેળવવા માટે થમ સામાન્ય કામમા જોડે છે અને તેનો અનુભવ થયા છી જ મોટા કામો સોંપે છે જો અનુભવ વિના મોટું કામ ાપવામા આવે તો છબરડા વળે છે અને ઘણુ નુકશાન થાય ે બીનઆવડતવાળા માણસોના હાથમા કારભાર આવવાથી ેઢીઓ ઉઠી ગયાના અનેક દાખલાઓ આપણી નજર સમક્ષ આવ્યા જ કરે છે

શાહ ભીમશી કુ ંવરજી કંપનીમા કામ કરતા શ્રી લછ્મનદાસ ગુપ્તા બી એ, એલ્એલ્ બી, સાથે મારો પરિચય થયો અને તે મિત્રતામા પરિણમ્યો તેઓ આમ તો વીમાનુ કામ કરતા હતા, પણ રાજ્યના અધિકારી-વર્ગમા સારી લાગવગ ધરાવતા હતા અને અહીં ના શ્રીમંત વેપારીઓની જાણપિછાણવાળા પણ હતા

શાહ ભીમશી કુંવરજીની કંપનીમા કામ કરતા બીજો મહત્ત્વનો પરિચય શેઠ અંબાલાલ બાહુકાનો થયો કે જેઓ રાયસાહેબ રામદયાળ ગાસીરામની પેઢીના મુખ્ય કાર્યકર્તા હતા. આ પેઢી સો-સવાસો વર્ષની જુની હતી અને ...




હૈદરાબાદ રોટરી ક્લબની રૂરલ એન્ડ વેલ્ફેર કમીટી તરફથી સને ૧૯૬૨–૬૩ નો ઉત્તમ સામાજિક સેવા માટેનો શીલ્ડ રોટરી ક્લબના માજી ગવર્નર ડૉ શ્રી રામભંડારી શ્રી ટોકરશી લાલજી કાપડિયાને અર્પણ કરી રહ્યા છે બાજુમાં રોટરી ક્લબના પ્રમુખ શ્રી ઈ જી તારાપોર તથા માનદ મંત્રી શ્રી પત્થરી બેઠેલા છે

છૂટો થયો અને તેનું કામ શ્રી ભીમશીભાઈ ડુંગરશીને સોંપ્યું તેમણે આ કંપનીનો સારો વિકાસ કર્યો.

સં. ૨૦૦૧ના કારતક સુદિ ૧ થી બદ્રુકા કંપનીનું કામ ચાલુ કરવામાં આવ્યું અને તે ઝડપથી આગળ વધવા લાગ્યું. આ કંપનીનો સર્વ વહીવટ મારા હસ્તક હતો, એટલે ખરીદ-વેચાણ, નાણાકીય સ્થિતિ, નવા એજંટોની નિમણૂક વગેરે પર ખાસ ધ્યાન આપવું પડતું.

શ્રી ગુપ્તા સરકાર તથા રેલ્વેને લગતું કામ સંભાળતા તથા અંગ્રેજી પત્રવ્યવહાર પર ધ્યાન આપતા.

શ્રી બંકટલાલ તો માત્ર મૂડી રોકનારા ભાગીદાર હોઈ તેમના માથે કોઈ જવાબદારી ન હતી. તેઓ ઈચ્છામાં આવે ત્યારે પેઢીમાં આવતા અને સામાન્ય માહિતી મેળવી સંતોષ પ્રદર્શિત કરતા.

અમે પહેલા જ વર્ષે અનાજ, કઠોળ તથા તેલીબીયાની સારા પ્રમાણમાં નિકાસ કરી અને તે કામ ઉત્તરોત્તર વધતું જ રહ્યું.

સં. ૨૦૦૪ના કારતક સુદિ ૧ થી શ્રી બંકટલાલજી બદ્રુકાના ભાઈઓ પણ આ કામમાં ભાગીદાર તરીકે જોડાયા. તે વખતે કંપનીનું નામ 'બદ્રુકા કાપડિયા કંપની' કરવામાં આવ્યું. આ વખતે આ કંપનીનું વાર્ષિક કામ લગભગ રૂપિયા દોઢ થી બે કરોડ સુધી પહોંચ્યું હતું અને હૈદરાબાદ રાજ્યના તમામ સ્ટેશનોથી અમારી કંપનીનો માલ બહારગામ ચડતો હતો.

આ કંપનીએ માલોની બહારગામ ખાતે નિકાસ કરવા

ઉપરાંત કેટલીક ઓફિસીઓ તથા શાખાઓ માટે લઈને ચલાવવાનું કામ પણ શરૂ કર્યું હતું એ રીતે તાદૂરમાં ગોધરા ઓફિસ, જનાપુરમાં જનાપુર ઓફિસ, મહેમુદાબાદમાં મહેમુદાબાદ ઓફિસ વગેરે ચલાવી હતી, પણ મુખ્ય કામ તો નિકાસનું જ રાખ્યું હતું

ન ૨ ૪માં મુંબઈ ખાતે મદનલાલ ધીરજલાલની કંપની નામથી એક પેઢી ચાલુ કરવામાં આવી હતી તેમાં મદનલાલ એ મકટલાલ શેઠના દીકરાનું નામ હતું અને ધીરજલાલ એ મારા દીકરાનું નામ હતું આ પેઢી અમારા મુંબઈમાં આવતા માલનું વેચાણ કરતી હતી. આશરે ચાર વર્ષ પછી મેં સ્વતંત્ર કામ શરૂ કરીને ધીરજલાલ ટોકરશીની કંપનીના નામથી એ કામ ચાલુ રાખ્યું

આ વખતે સામાજિક પ્રવૃત્તિઓ પણ સારા પ્રમાણમાં ચાલતી હતી, જેનો પરિચય હવે પછીના પ્રકરણોમાં આપેલ છે.

[ ૧૭ ]

## પૂજ્ય ગાંધીજીનું મહાપ્રયાણ

સને ૧૯૪૨માં પૂજ્ય ગાંધીજીએ ભારતવર્ષ હિંદ છોડોનું સૂત્ર આપ્યું આખરે સફળ થયું અંગ્રેજોએ બધી પરિસ્થિતિનો ખ્યાલ કરીને સને ૧૯૪૭ના ઓગસ્ટ માસની ૧૪ તારીખે રાત્રિના બાર વાગે સત્તાના સૂત્રો છોડી મૂક્યા, પણ તે વખતે મુસ્લિમ મુસ્લીમલીગીનો સંતોષ કરીને ભારતના ભાગલા પાડ્યા અને પાકિસ્તાન ઊભું કર્યું

તા ૧૫મી ઓગસ્ટે દિલ્હીના લાલ કિલ્લા પર પંડિત જવાહરલાલ નહેરૂના હાથે ત્રિરંગી ઝંડો ફરકયો અને ભારતે આઝાદીનો ઉત્સવ માણ્યો, પણ તેનો આનંદ લાંબો વખત ચાલ્યો નહિ પાકિસ્તાનમાં હિંદુઓની ભયંકર ખૂનરેજી થઈ અને ભારતની સરહદના લોકોએ તેના વળતા જવાબ રૂપે ઘણા મુસલમાનોની હત્યા કરી

પૂજ્ય ગાંધીજીએ જીવનભર કોમી એકતાનો પ્રચાર કર્યો હતો તેમની એવી દૃઢ માન્યતા હતી કે સ્વરાજ્ય તો આવશે જ પણ આપણામાં કોમી એખલાસ નહિ હોય, તો આપણે એ સ્વરાજ્ય ભોગવી શકીશું નહિ ભારતના ભાગલા પડે એ વિચાર તો તેમને અસહ્ય જ હતો, પણ ભવિતવ્યતા એવી જ નિર્માયેલી હતી, એટલે આખરે ભારતના ભાગલા પડયા અને આ રીતે કોમી કડવાશનો દાવાનળ ભભૂકી ઉઠયો

પૂજ્ય ગાંધીજીએ એ દાવાનળ ઓલવવાની ચેષ્ટા કરી તો નથુરામ ગોડસે નામના એક હિંદુ ભાઈએ કોમી માનસથી ઉશ્કેરાઈ જઈને દિલ્હી ખાતે તેમના પર ગોળી ચલાવી એ નીચકારા હુમલામાથી બચી શકાય એમ તો હતુ જ નહિ પૂજ્ય ગાંધીજી સર્વ સ્થિતિ પારખી ગયા અને તેમણે 'હે રામ !' એટલુ બોલી મહાપ્રયાણ કર્યું

આ સમાચાર તરત જ રેડિયો મારફત સર્વત્ર ફરી વળ્યા અને હાહાકાર મચી ગયો જેમણે પોતાનુ સમસ્ત જીવન દેશના ચરણે ધર્યું અને તેની મુકમ્મિલ આઝાદી માટે અનેક પ્રકારની યાતનાઓ સહન કરી, તેમનુ આટલુ વહેલુ

ઉપરાંત કેટલીક ઓઈલમીલો તથા રાઈસમીલો ભાડે લઈને ચલાવવાનું કામ પણ શરૂ કર્યું હતું એ રીતે તાદુરમાં અંગોલ ઓઈલમીલ નાગપુરમાં ગનાપુર ઓઈલમીલ, મહેમુદાબાદમાં મહેમુદાબાદ ઓઈલમીલ વગેરે ચલાવી હતી, પણ મુખ્ય કામ તો નિકાસનું જ રાખ્યું હતું

સં ૨૦ ૪માં મુંબઈ ખાતે મગનલાલ ધીરજલાલની કંપની નામથી એક પેઢી ચાલુ કરવામાં આવી હતી, તેમાં મગનલાલ એ બકટલાલ શેઠના દીકરાનું નામ હતું અને ધીરજલાલ એ મારા દીકરાનું નામ હતું આ પેઢી અમારા મુંબઈમાં આવતા માલનું વેચાણ કરતી હતી. આશરે પાંચ વર્ષ પછી મેં સ્વતંત્ર કામ શરૂ કરીને ધીરજલાલ ટોકરશીની કંપનીના નામથી એ કામ ચાલુ રાખ્યું

આ વખતે સામાજિક પ્રવૃત્તિઓ પણ સારા પ્રમાણમાં ચાલતી હતી, જેનો પરિચય હવે પછીના પ્રકરણોમાં આપેલો છે

## [ ૧૭ ]
## પૂજ્ય ગાંધીજીનું મહાપ્રયાણ

સને ૧૯૪૨માં પૂજ્ય ગાંધીજીએ પ્રખ્યાત હિંદ છોડોનું સૂત્ર આગળ ધર્યું અંગ્રેજોએ બધી પરિસ્થિતિનો ખ્યાલ કરીને સને ૧૯૪૭ના ઓગસ્ટ માસની ૧૪ તારીખે રાત્રિના બાર વાગે સત્તાના સૂત્રો હેઠા મૂક્યાં, પણ તે વખતે કુટિલ મુત્સદ્દીગીરીનો પ્રયોગ કરીને ભારતના ભાગલા પાડ્યા અને પાકિસ્તાન ઊભું કર્યું

તા. ૧૫ મી ઓગસ્ટે દિલ્હીના લાલ કિલ્લા પર પંડિત જવાહરલાલ નહેરૂના હાથે ત્રિરંગી ઝંડો ફરક્યો અને ભારતે આઝાદીનો ઉત્સવ માણ્યો, પણ તેનો આનંદ લાંબો વખત ચાલ્યો નહિ પાકિસ્તાનમા હિંદુઓની ભયંકર ખૂનરેજી થઈ અને ભારતની સરહદના લોકોએ તેના વળતા જવાબ રૂપે ઘણા મુસલમાનોની હત્યા કરી

પૂજ્ય ગાધીજીએ જીવનભર કોમી એકતાનો પ્રચાર કર્યો હતો તેમની એવી દૃઢ માન્યા હતી કે સ્વરાજ્ય તો આવશે જ પણ આપણામા કોમી એખલાસ નહિ હોય, તો આપણે એ સ્વરાજ્ય ભોગવી શકીશુ નહિ. ભારતના ભાગલા પડે એ વિચાર તો તેમને અસહ્ય જ હતો, પણ ભવિતવ્યતા એવી જ નિર્માયેલી હતી, એટલે આખરે ભારતના ભાગલા પડ્યા અને આ રીતે કોમી કલહાગ્નિનો દાવાનળ ભભૂકી ઉઠ્યો

પૂજ્ય ગાધીજીએ એ દાવાનળ ઓલવવાની ચેષ્ટા કરી તો નથુરામ ગોડસે નામના એક હિંદુ ભાઈએ કોમી માનસથી ઉશ્કેરાઈ જઈને દિલ્હી ખાતે તેમના પર ગોળી ચલાવી એ હીચકારા હુમલામાથી બચી શકાય એમ તો હતુ જ નહિ. પૂજ્ય ગાધીજી નર્વ સ્થિતિ પારખી ગયા અને તેમણે 'હે રામ !' એટલુ બોલી મહાપ્રયાણ કર્યું

આ સમાચાર તરત જ રેડિયો મારફત સર્વત્ર ફરી વળ્યા અને હાહાકાર મચી ગયો. જેમણે પોતાનું સમસ્ત જીવન દેશના ચરણે ધર્યું અને તેની મુકમ્મિલ આઝાદી માટે અનેક પ્રકારની યાતનાઓ સહન કરી, તેમનુ આટલુ વહેલુ

અને આ રીતે મહાપ્રયાણ થશે, એવી કલ્પના તો કોઈને જ આવેલી નહિ.

આ વખતે હું લગ્નપ્રસંગ પર મુંબઈ આવેલો હતો અને જમણમાં ભાગ લેવાની તૈયારી કરતો હતો, ત્યાં આ સમાચાર મારે સાંભળવામાં આવ્યા કે મને વીજળી કરતાં પણ વિશેષ આંચકો લાગ્યો. મારું હૈયું સુનમુન બની ગયું. કુટુંબ કે નાતની સર્વ વ્યક્તિઓ કરતાં પૂજ્ય ગાંધીજીનું સ્થાન મારા હૃદયમાં વધારે ઉન્નત હતું.

મેં તરત જ વિમાનમાર્ગે દિલ્હી પહોંચી જવાનો વિચાર કર્યો કે જેથી તેમની સ્મશાનયાત્રામાં ભાગ લઈ શકું. પણ એવો હતભાગી કે વિમાનની ટીકીટ મળી શકી નહિ.

તેજ રાત્રે રેડિયોમાં વ્યાખ્યાન સાંભળ્યું. અંતઃકરણમાં અત્યંત વ્યથા તથા ગમગીની હતી. પૂજ્ય બાપુજીએ ભારત તેમજ વિશ્વને માનવતા સાથે નિર્ભયતા શીખવી. અંગત માનવ જીવનમાં તો તેઓ રચનાત્મક મહાન બળરૂપ હતા. તેમજ આધ્યાત્મિક જીવનમાં આગળ વિચરતા હતા. આવા પ્રાણપ્યારા બાપુજીની વસમી વિદાયમાં દેશના દરેક નાગરિકની ફરજ અને ખાસ કરીને તેમના નિકટ સહવાસમાં આવનાર તથા તેમના પ્રત્યે માનભાવવાન દરેકની ફરજ આ સમયે બાપુજીએ બતાવેલ માર્ગે કંઈક કરી છૂટવાની હતી. તેમના અપૂર્ણ કાર્યોને પૂરાં કરવાની હતી. બાપુજીનો દેહ ગયો પણ તેઓ અમર હતા. યુગ યુગ સુધી ભારત તેમજ વિશ્વ તેમને ભૂલી શકે તેમ ન હતું. પંડિત નેહરૂ તથા સરદાર આજ સંદેશો

આપ્યો મે બાપુજીને અતરથી પુન પુન શ્રદ્ધાજલિ આપી અને દુખિત મને હૈદરાબાદનો માર્ગ પકડ્યો

અહી હુ કોગ્રેસના સેવક તરીકે જાહેર રીતે બહાર પડ્યો ન હતો, પણ તેની પ્રવૃત્તિમા મારો નમ્ર હિસ્સો આપ્યા કરતો હતો, તેથી ઘણા કાર્યકર્તાઓના સપર્કમા આવ્યો હતો અને મિત્રતા બધાઈ હતી ખાદી અગેના કાર્યમા શ્રી રામકૃષ્ણ ધૂતજી મારા ખાસ મિત્ર બન્યા હતા

પૂજ્ય ગાધીજીના અસ્થિવિસર્જનની ક્રિયા તા ૧૨-૨-૪૮ના રોજ અલ્હાબાદ-ત્રિવેણીસગમ ખાતે થવાની હતી, તેમા અમે બધા મિત્રોએ ભાગ લેવાનો નિર્ણય કર્યો અને તે માટે ખાન વિમાન રોકી લીધુ તા ૧૧-૨-૪૮ના રોજ વીશ જણ અલ્હાબાદ પહોચ્યા

ત્યારે ઉત્તર પ્રાતના ગવર્નર શ્રી સરોજિની નાયડુ હતા તેમના પુત્રી લીલામણી પણ અમારી સાથે જ વિમાનમા હતા અહી એટલુ સ્પષ્ટ કરવુ જરૂરી છે કે શ્રી સરોજિની દેવીનુ નિવાસસ્થાન હૈદરાબાદમા જ હતુ અને તેમના કુટુબીજનો ત્યાજ રહેતા હતા

તે આજે બધા નેતાઓ દિલ્લીથી તેમજ અન્ય સ્થળેથી ખાસ વિમાનમા અલ્હાબાદ આવી ગયા હતા લોકોનુ તો પૂછવુ જ શુ ? તાજેતરમા કુભમેળો પૂરો થયો હતો, તેના કરતા પણ વધારે ગીર્દી જામી હતી આશરે ૨૦ થી ૨૫ લાખની માનવમેદની આ પ્રસગમા ભાગ લેવા માટે ઉમટી હતી

સાજે સાડાપાચ વાગ્યે શ્રી સરોજિની દેવીને મળવા

ગયા ત્યાં સરદાર વલ્લભભાઈ પટેલની મુલાકાત થઈ તેમણે હૈદરાબાદના હેવાલ પૂછ્યા. આ વખતે નિઝામ રાજ્યમાં રઝાકારોની ચળવળ પુરજોશમાં ચાલતી હતી.

અમારામાંના દરેકે હૈદરાબાદ રાજ્યની સ્થિતિ અંગે હેવાલો આપ્યા. તેમાં કેટલાકનો ખ્યાલ એવો હતો કે ભારત સરકાર જ્યારે પગલાં ભરશે ત્યારે નિઝામ રાજ્યની અંદર ભારે એવી ખુવારી થશે. મેં આ સંબંધી મારા વિચારો દર્શાવેલ કે નિઝામ રાજ્યની શક્તિ ભારત સરકારની સરખામણીમાં કશી જ વિસાતમાં નથી.

સરદારે બધાનું સાંભળી લીધા પછી કહ્યું કે હૈદરાબાદના હિંદુઓને કહેજો કે તેઓ ગભરાય નહિ અને પોતાનો ધંધો છોડે નહિ. નિઝામ રાજ્ય તો ભારતના પેટનો ભાગ છે એ પેટનું ગૂમડું પાકતાં હું સફળ ઓપરેશન કરીશ. તેમાં કોઈની ખુવારી થશે નહિ. તમે બધા બરાબર હિંમત રાખજો.

બીજા દિવસે બાપુજીના અસ્થિનો કુંભ લઈને સ્પેશ્યલ ટ્રેન આવી પહોંચી. બાપુજીના સર્વ અંતેવાસીઓ જ ત્યાંની ધૂન મચાવતા તેની સાથે જ આવેલા હતા.

નહેરુજી સરદાર તથા અન્ય નેતાઓએ અસ્થિકુંભને પોતાના હાથે નીચે ઉતાર્યો અને અત્યંત કલાયુક્ત તૈયાર કરેલા સ્તૂપમાં ગોઠવ્યો. આ સ્તૂપને ઉપાડીને તેઓ સ્ટેશનની બહાર લાવ્યા અને તેને ઉત્તમ રીતે શણગારેલા વાહનમાં મૂક્યો. ત્યાંથી ત્રિવેણીસંગમ તરફ સાત માઈલની યાત્રા શરૂ થઈ. આ દૃશ્ય હું મારી જિંદગીમાં કદીપણ ભૂલી શકીશ નહિ.

શ્રીરામ વનવાસે ચાલ્યા ત્યારનુ વર્ણન કવિઓએ કર્યું છે તેમા મનુષ્ય, પશુપક્ષી તથા ઝાડને પણ કલ્પાંત કરતા બતાવ્યા છે તે પ્રસગ મે આજે પ્રત્યક્ષ નિહાળ્યો

રસ્તાની બને બાજુ માણસોની ભીડ જામી હતી મકાનના જાળી-ઝરૂખા પણ માણસોથી ઉભરાતા હતા અરે ! મકાનના છાપરા કે ઝાડ ઉપર પણ માણસોએ પોતાની બેઠકો જમાવી હતી દેશવિદેશના અનેક લોકો પણ આ યાત્રામા સામેલ હતા

વિમાનો આકાશમાથી વારવાર અસ્થિકુભ પર પુષ્પોની વૃષ્ટિ કરી રહ્યા હતા અને સરકારી ફોજો લશ્કરી અદાથી છેલ્લી સલામી આપી રહી હતી ભજનમડળીઓ શાત સુરીલા ગીતથી ભજનો ગાતી હતી અને વચ્ચે વચ્ચે ‘ મહાત્મા ગાધી કી જય ’ ના ગગનભેદી નાદો થતા હતા સહુની આખમાથી પ્રેમાશ્રુનો પ્રવાહ વહ્યા કરતો હતો

ત્રિવેણીસગમ ઉપર એક કલામય સુદર હોડી તૈયાર રાખવામા આવી હતી તેમા અસ્થિકુભ પધરાવવામા આવ્યો દેશનેતાઓ બીજી હોડીઓમા બેસી તેની સાથે ગયા અને જ્યા ગગા, યમુના તથા સરસ્વતી એ ત્રણે સરિતાઓનો પવિત્ર મગમ થતો હતો, ત્યા એ અસ્થિકુભનુ વિસર્જન કર્યું

દેશનેતાઓ કિનારા પર પાછા ફર્યા પછી તેમણે પૂજ્ય ગાધીજીને ભાવભરી અજલીઓ સમર્પિત કરી અને તેમનુ અધૂરુ રહેલુ કાર્ય ઉપાડી લેવાનો નિર્ધાર કર્યો સાથે સાથે જનતાને પણ તેમા પૂરો સહકાર આપવાની વિનતિ કરી

ત્રીજા દિવસે અમે હૈદરાબાદ જવા ઉપડ્યા, ત્યારે શ્રી સરોજિની દેવી વિમાનઘર પર અમને વિદાય આપવા આવ્યા. ત્યારે તેમણે હૈદરાબાદ રાજ્યના ગાંધીસ્મારકનિધિ માટે અમને બધાને ફાળો આપવા માટે કહ્યું. મારી સાથે સાથથી ઘણા સમૃદ્ધ મિત્રો પણ હતા. તેથી મારા મનમાં આવેલ ઊર્મિ મેં જણાવી નહિ, પણ તે જ વખતે મનમાં વિચાર્યું કે પૂજ્ય બાપુજીની પુણ્યસ્મૃતિ નિમિત્તે તેમણે સ્થાપેલા રચનાત્મક કાર્યો માટે તન-મન-ધનથી શક્ય કામ કરી છૂટવું અને એ માટે આશરે સવાલાખ રૂપિયાનો સદ્વ્યય તો કરવો જ. મને જણાવતા આનંદ થાય છે કે મારી આ ભાવના પૂરી કરવાના પ્રસંગો ટૂંક સમયમાં જ ઉપસ્થિત થયા કે જેનું વર્ણન મેં હવે પછીના પ્રકરણોમાં કરેલું છે.

અસ્થિવિસર્જન પછી બીજે જ વખતે હૈદરાબાદમાં જાહેરસભા થઈ અને તેમાં ગાંધીસ્મારકનિધિનું કામ આગળ ધપાવવાનો નિર્ણય થયો. તેમાં સમગ્ર રાજ્યના મંત્રી તરીકે શ્રી રામકૃષ્ણ ધૂતજી નિમાયા અને શહેરસમિતિના મંત્રી તરીકેનું કામ મારે માથે આવ્યું.

હું બધા કામો છોડીને આ કામની પાછળ લાગ્યો અને દુકાને દુકાને ફરવા લાગ્યો. તેમાં સહુએ પોતપોતાની શ્રદ્ધા-શક્તિ મુજબ ફાળો આપ્યો. ગરીબ-તવંગર સહુ કોઈ આ નિધિમાં પૈસા ભરે એવી મારી ભાવના હતી, એટલે સામાન્ય દુકાનદારો પાસે જતા પણ હું અચકાતો નહિ. જેણે માત્ર એક રૂપિયો આપ્યો તેને પણ મેં ધન્યવાદ આપ્યા.

આ કામ ચાર મહિના જોરથી ચાલ્યુ, તેમા શરૂઆતના દોઢ મહિનામા તો રાત્રિ–દિવસ જોયા ન હતા

આ ફાળાનુ મુખ્ય કાર્યાલય મારી દુકાનની સામે જ હતુ, એટલે મને કામ કરવાની વધારે ફાવટ આવી હતી આવુ એક પવિત્ર કામ કરતા જે આત્મસતોષ થયો, તેનું વર્ણન શબ્દોમા થઈ શકે તેમ નથી

[ ૧૮ ]

## રઝાકાર ચળવળ તથા હૈદરાબાદ રાજ્યની આઝાદી

સને ૧૯૦૬ના અરસામા મુસલમાનોના હિતોની રક્ષા કરવા માટે મુસ્લીમ લીગ નામની સસ્થા હિદમા સ્થાપવામા આવી હતી તેણે થોડા વર્ષો તો રાષ્ટ્રીય મહાસભા એટલે કોંગ્રેસ સાથે મળીને કામ કર્યું, પરતુ પછીથી તેના આગેવાનો આખા રાષ્ટ્રની દૃષ્ટિએ નહિ, પણ પોતાની કોમની દૃષ્ટિએ વિચાર કરતા થયા અને તેમાથી કોમી વેરઝેરના બીજ વવાયા પાકિસ્તાન એ તેની જ સતત માગણીનું પરિણામ હતુ

નિઝામ ગજ્યમા ઈત્તીઆદીન મુસ્લીમ નામની સસ્થા આ ધોરણેજ કામ કરતી થઈ હતી તેના પ્રમુખસ્થાને કાસમ રઝવી નામના એક ગૃહસ્થ હતા કે જે લાતુર–ઓસમાનાબાદ જિલ્લામા વકીલનુ કામ કરતા હતા તેમની વકીલ તરીકેની કારકીર્દિ તો છેલ્લા દરજ્જાની હતી, પણ કોમી ઝુસ્સાને લીધે તેઓ મુસ્લીમોમા આગળ પડતા થયા હતા તેમને કોઈ વાતમા સમાધાન ખપતુ ન હતુ લડી

લેવુ એ તેમનો મુદ્રાલેખ હતો અને તે માટે ગમે તેવી જુલમ-જ્યાદતી કરવી પડે તો કરવાની તેમની તત્પરતા હતી.

સને ૧૯૪૬–૪૭મા ઈત્તેહાદીન મુસ્લીમને એ વાત ધ્યાનમા આવી ગઈ હતી કે ભારત સ્વતંત્ર થતા જ દેશી રાજ્યોનુ વિલીનકરણ થશે અને એ રીતે નિઝામ રાજ્યને પણ તેમા ભળી જવુ પડશે. એટલે તેણે મુસ્લીમ રાજ્યને નભાવવા માટે રઝાકાર ચળવળની શરૂઆત કરી. રઝાકાર એટલે સ્વયંસેવક કે જે મુસ્લીમ સમાજની એક યા બીજી રીતે સેવા કરતો હોય.

આ વખતે હૈદરાબાદના નિઝામ નામદાર મીર ઓસ્માન અલીખાન હતા કે જેઓ આજે પણ હયાત છે. તેમણે કોમી ટુંકી દ્રષ્ટિને કારણે ઈત્તેહાદીન મુસ્લીમને રાજકીય ટેકો આપ્યો અને રઝાકારોની લગામ પોતાના હાથમા છે એમ માની તેને પ્રોત્સાહન આપ્યુ. આથી રઝાકારો ખૂબ જોર પર આવ્યા અને રાજસત્તા પોતાના હાથમા હોય, એ રીતે વર્તવા લાગ્યા.

મર્કટ હોય અને મદિરા પીએ, પછી તોફાનમા બાકી શુ રહે? એ જ સ્થિતિ રઝાકારોની થઈ. તેઓ બેફામ બનીને કોંગ્રેસને ગાળો આપવા લાગ્યા તથા તેને ટેકો આપનાર હિંદુ સમાજની વિવિધ રીતે સતામણી કરવા લાગ્યા. તેઓ લાઠી ભાલા તલવાર તથા બંદુક વગેરે લઈને ટોળીઓમા બહાર નીકળી પડતા અને મારઝુડ પણ કરતા. કેટલાક સ્થાનોમા તો તેમણે આગળ પડતા હિંદુ

ઓના ખૂન પણ કરી નાખ્યા હતા અને તેમની મિલકતો લૂટી લીધી હતી આથી ચોમેર ગભરાટ અને ત્રાસનુ વાતાવરણ ફેલાઈ ગયુ હતુ અને ઘણા હિંદુઓ નિઝામ રાજ્ય છોડીને બહાર ચાલ્યા ગયા હતા

સને ૧૯૪૭ના ઓગસ્ટમા ભારત આઝાદ થયા પછી થોડા જ વખતે ભારતના લોખંડી પુરુષની ખ્યાતિ પામેલા સરદાર વલ્લભભાઈ પટેલે ૭૦૦ દેશી રાજ્યોના વિલીનકરણનો પ્રશ્ન હાથ ધર્યો હતો અને તેમા અજબ સફલતા મેળવી હતી જુનાગઢ જેવા કોઈક કોઈકે તેમની સામે માથુ ઉચકયુ હતુ, તો તેમની વલે બૂરી થઈ હતી તેમને કા તો રાતોરાત ભાગવુ પડયુ હતુ કે જેલના દરવાજા જોવા પડયા હતા

હવે નિઝામનો જ પ્રશ્ન બાકી રહ્યો હતો તેઓ ભારતના સમવાયતત્રમા ભળવા માટે તૈયાર ન હતા કાસમ-રઝવી તથા અન્ય રઝાકાર આગેવાનોએ તેમને એવી સલાહ આપી હતી કે આપણી પાસે ઘણી મોટી ફોજ છે અને આપણી લડવાની તાકાત પણ ઘણી ઊચી છે એટલે ભારતની સરકાર આપણો વાળ વાંકો કરી શકે એમ નથી આમ છતા જો ભારત આપણા પર હુમલો કરશે તો ભારતમા રહેલા છ કરોડ મુસલમાનો, પાકિસ્તાન તથા પોર્ટુગલ વગેરે આપણને મદદ કરશે, માટે ભારત સરકારની માગણીને મચક આપવી નહિ કોઈકે ઠીક જ કહ્યુ છે કે 'જ્યારે મનુષ્યનો નાશ થવાનો હોય છે, ત્યારે તેની બુદ્ધિ તેવાજ પ્રકારની થઈ જાય છે'

લેવુ એ તેમનો મુદ્રાલેખ હતો અને તે માટે જે તેવી ગુંડાશાહી કરવી પડે તો કરવાની તેમની તત્પરતા હતી.

સને ૧૯૪૬–૪૭મા ઇત્તીહાદીન મુસ્લીમને એ વાત ધ્યાનમા આવી ગઈ હતી કે ભારત સ્વતંત્ર થતા જ દેશી રાજ્યોનુ વિલીનકરણ થશે અને એ રીતે નિઝામ રાજ્યને પણ તેમા ભળી જવુ પડશે. એટલે તેણે મુસ્લીમ રાજ્યને નભાવવા માટે રઝાકાર ચળવળની શરૂઆત કરી. રઝાકાર એટલે સ્વયંસેવક કે જે મુસ્લીમ સમાજની એક યા બીજી રીતે સેવા કરતો હોય

આ વખતે હૈદ્રાબાદના નિઝામ નામદાર મીર ઓસ્માન અલીખાન હતા કે જેઓ આજે પણ હયાત છે તેમણે ઊંચી ટુંકી દૃષ્ટિને કારણે ઇત્તીહાદીન મુસ્લીમને રાજકીય ટેકો આપ્યો અને રઝાકારોની ચળવળ પોતાના લાભમા છે એમ માની તેને પ્રોત્સાહન આપ્યુ આથી રઝાકારો ખૂબ જોર પર આવ્યા અને રાજસત્તા પોતાના હાથમાં હોય, એ રીતે વર્તવા લાગ્યા

નકટ હોય અને મદિરા પીએ, પછી તોફાનમા બાકી શુ રહે? એ જ સ્થિતિ રઝાકારોની થઈ તેઓ બેફામ બનીને કોંગ્રેસને ત્રાસ આપવા લાગ્યા તથા તેને ટેકો આપનાર હિંદુ સમાજની વિવિધ રીતે સતામણી કરવા લાગ્યા. તેઓ લાઠી ભાલા તલવાર તથા બંદુક વગેરે લઈને ટોળીઓમા બહાર નીકળી પડતા અને મારઝુડ પણ કરતા કેટલાક સ્થાનોમા તો તેમણે આગળ પડતા હિંદુ

ઓના ખૂન પણ કરી નાખ્યા હતા અને તેમની મિલ્કતો લૂંટી લીધી હતી આથી ચોમેર ગભરાટ અને ત્રાસનું વાતાવરણ ફેલાઈ ગયું હતું અને ઘણા હિંદુઓ નિઝામ રાજ્ય છોડીને બહાર ચાલ્યા ગયા હતા

સને ૧૯૪૭ના ઓગસ્ટમા ભારત આઝાદ થયા પછી થોડા જ વખતે ભારતના લોખંડી પુરુષની ખ્યાતિ પામેલા સરદાર વલ્લભભાઈ પટેલે ૭૦૦ દેશી રાજ્યોના વિલીનકરણનો પ્રશ્ન હાથ ધર્યો હતો અને તેમા અજબ સફલતા મેળવી હતી. જુનાગઢ જેવા કોઈક કોઈ કે તેમની સામે માથું ઉંચકયું હતું તો તેમની વલે બૂરી થઈ હતી તેમને કા તો રાતોરા ભાગવું પડયું હતું કે જેલના દરવાજા જોવા પડયા હતા

હવે નિઝામનો જ પ્રશ્ન બાકી રહ્યો હતો તે ભારતના સમવાયતંત્રમા ભળવા માટે તૈયાર ન હતા કા રઝવી તથા અન્ય રઝાકાર આગેવાનોએ તેમને એવી ... આપી હતી કે આપણી પાસે ઘણી મોટી ફોજ છે આપણી લડવાની તાકાત પણ ઘણી ઊંચી છે ; ભારતની સરકાર આપણો વાળ વાંકો કરી શકે એમ આમ છતા જો ભારત આપણા પર હુમલો કરશે દે... તમા રહેલા છ ક્રોડ મુસલમાનો, પાકિસ્તાન તથા ... વગેરે આપણને મદદ કરશે, માટે ભારત સરકારની ... મચક આપવી નહિ કોઈ કે ઠીક જ કહ્યું છે ક... મનુષ્યનો નાશ થવાનો હોય છે, ત્યારે તેની બુદ્ધિ ... પ્રકારની થઈ જાય છે'

તેની કિમત રૂપિયા ૩૦ થી ૩૫ લાખની હતી જો આ માલ સુરક્ષિત રહે, રેલ્વેમા ચડે અને હિદ પહોચે તો જ તેના નાણા થાય, પરતુ જો અને તોની વચ્ચે મુશ્કેલીરૂપી મોટા પહાડો પડેલા હતા

પ્રથમ તો માણસોની તગી, એટલે અદરના પ્રદેશમા જાય કોણ અને માલ ચાચવીને ચડાવે કોણ ! વળી વીમા કપનીએ માલના વીમા લેવાના બધ કરી દીધા હતા બીજુ રેલ્વે પાસેથી સમયસર વેગન મળે નહિ જ્યારે પૂછીએ ત્યારે તગી ( શોર્ટેજ )નો જ જવાબ મળ્યા કરે અને માલ ચડયા પછી પણ માલગાડીઓ લુટાય નહિ કે તેની દુર્દશા થાય નહિ, એ પણ જોવાનુ ખરૂ !

ખરેખર ! અમારા માટે આ સમય કપરી કસોટીનો હતો, પણ અમે જરાયે ઢીલા પડ્યા નહિ મે તો બ્રહ્મદેશનુ યુદ્ધ નજરે જોયેલુ અને બોમ્બમારાની વચ્ચે પણ કામ કરેલુ, એટલે રઝાકારોની લાઠીઓ, તલવારો કે બદૂકોથી જરાયે બીતો ન હતો

અમે ખૂબ હિમતથી કામ લીધુ અને માલને રેલ્વેમા ચડાવવા માડ્યો આ વખતે ભારતમાથી નિઝામ રાજ્યમાં માલ આવતો ન હતો, પણ નિઝામ રાજ્યમાથી ભારતમા માલ મોકલવાની છૂટ હતી

એક વાર ભારત સરકારે અહીથી નિકાશ થતા માલ પર બધી ફરમાવેલી, પરતુ તે વખતે અમે શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીને મળેલા કે જેઓ અહી ભારત સરકારના

પ્રતિનિધિ તરીકે કામ કરતા હતા. તેમને એમ હેવાલ આપેલ કે અત્યારે ૧॥ થી ૨ કરોડના તેલીબીયા, કઠોળ આદિ નિઝામ રાજ્યમા છે તે બધા નાણા જે ભારતવાસીઓ માલ આયાત કરે છે તેમના છે અને ભારતમા તે માલની જરૂર છે વળી આ નાણાંનો ઉપયોગ ભારતની વિરુદ્ધમા થાય એવી કોઈ શક્યતા નથી આથી મુનશીજીના મને વાત ઉતરી અને તેમણે અહીંથી નિકાશ થતા માલ પરની બંધી ઉઠાવી લેવા માટે ભારત સરકારને ભલામણ કરી અને તેનો અમલ થયો. શ્રી મુનશીજીને સમજાવવામા મે આગળ પડતો ભાગ લીધો હતો, એટલુ સ્પષ્ટ કરુ તો અવિનય નહિ જ ગણાય.

આપણે નાની કે મોટી કોઈ પણ પ્રવૃત્તિ શરૂ કરીએ, તેમા કઈ ને કઈ વિઘ્નો તો આવે જ છે અને તે આપણા ધૈર્યની તથા બુદ્ધિકૌશલ્યની કસોટી કરે છે ને આપણે તેમા ઝૂઝ્યા તો બધુ કર્યું—કાર્યનુ ફળ મળે છે અને પાર ઉતર્યા તો વિકાસ વધારે વેગથી થવા લાગે છે અનુભવી પુરુષોએ કહ્યુ છે કે વિઘ્નોથી પુન પુન હણાવા છતા, લીધેલુ કામ પાર પાડનારને જ ઉત્તમ પુરુષ જાણવો.

મારે વિશાળ કારોબાર સંભાળવા ઉપરાંત સાર્વજનિક કાર્યો પ્રત્યેની અભિરુચિને લઈ ને તેમા પણ કેટલીક અગત્યની ફરજો બજાવવાની હતી. આ વખતે અહીંના વગદાર કોંગ્રેસ નેતાઓ જેલમાં હતા અને બાકીના નેતાઓ રાજ્ય બહાર ચાલ્યા ગયા હતા. ત્યા તેમણે કોંગ્રેસ નેતાઓની એક ઓફિસ

મીટી' બનાવી હતી અને તે ભારત સરકારના સહકારમા હીને કામ કરતી હતી

શ્રી રામકીશન ધૂતજી, હુ વગેરે કોંગ્રેસના સક્રિય સભ્યો ન હતા, એટલે અમારા પર ધરપકડના વોરટો બાજ્યા ન હતા વધારે સ્પષ્ટ કહુ તો અમને પકડવા માટે નિઝામ સરકારની પાસે કોઈ દેખીતુ કારણ ન હતુ, પરતુ અમે અમારી ફરજ બજાવ્યે જતા હતા

આ વખતે ૨૮ વર્ષની વયના એક મુસ્લીમ નવયુવાન સોય બુલાખા ઈમિરોજ નામનુ એક વર્તમાનપત્ર ચલાવતા હતા તેઓ અલ્હાબાદમા ગાધીજયતીના દિવસે જન્મેલ, તેથી સહુ તેમને ગાધી તરીકે ઓળખતા હતા તેઓ ન્યાયપરાયણ તથા સત્યપ્રિય હોઈને પોતાના પત્રમા અજાપોકારને સ્થાન આપતા હતા અને ભારત સાથે નિઝામના જોડાણની ખુલ્લ ખુલ્લા હિમાયત કરતા હતા

શ્રી રામકીશન રાઓ કે જેઓ નિઝામ રાજ્ય વખતે કોંગ્રેસના અગ્રણી નેતા હતા, તેમણે તેમની જગામાથી એક ઓરડી તેમને કાઢી આપેલ આમ તેમને ટેકો હતો, પણ પાછળથી તેઓ આર્થિક મુશ્કેલીમા આવી પડયા અને રઝાકારોએ તેમના વર્તમાનપત્રને જોઈતો કાગળ મળે નહિ તેવી ગોઠવણ કરી આ વખતે શ્રી રામકીશના ધૂતજી અને અમે તેના મિત્રોએ રૂપિયા દશેક હજાર એકઠા કરી તેમને કાગળ તથા બીજી જરૂરિયાતની વસ્તુઓ મળતી રહે તેવી વ્યવસ્થા કરી અલબત્ત, આ વ્યવસ્થા ખાનગી હતી અને તેમાથી તેમને જોઈતી મદદ મળ્યા કરતી હતી.

આ રીતે રઝાકારો જ્યારે ઇમરોઝ પત્ર બંધ કરાવવામાં નિષ્ફળ નીવડ્યા ત્યારે તેમનું નાન મુલાખાનું કરપીણ ખૂન કર્યું અને તેમના હાથ, પગ તથા શરીરના અનેક ટુકડા કરી નાખ્યા. આથી અમને બધાને અસહ્ય આઘાત લાગ્યો. વાત સમજનાર સહુને અરેરાટી ઉપજી.

બાદ આ સોએબ મુલાખાની યાદ તાજી રહે તે માટે અમે ઓસમાનિયા યુનિવર્સિટીને નિયમ મુજબ નાણાં આપીને અખબારોની ઉત્તમ વ્યક્તિને ૧૨ વર્ષ તેના નામનો ચાંદ મળે તેવી વ્યવસ્થા કરી. આ વ્યવસ્થા અનુસાર ૧૨ વર્ષે ઉત્તમ પત્રકારને નિયમિત ચાંદ અપાય છે.

તેમના ધર્મપત્ની તેમજ બે બાળકોને પાછળથી સારા સરકારે નિયમિત માસિક મદદ આપવા માંડી, તે પહેલાં અમે મિત્રો પાસેથી નાણાં ઉઘરાવીને તેમને કેટલીક સહાય કરી હતી.

નિઝામ રાજ્યની બહાર જે એક્શન કમીટી બની હતી તેના પ્રમુખ શ્રી દિગંબરરાવ બિંદુ હતા. તેમને હું મારાથી બનતી આર્થિક સહાય કરતો હતો અને અંદરના સમાચારો પણ પહોંચાડતો હતો. ઉપરાંત જે નેતાઓ સરહદ પર રહેતા હતા અને જેમની સાથે સ્વયંસેવકોના જૂથ હતા, તેમના ક્ષેમકુશળની પણ ચિંતા કરતો હતો. આ વ્યવસ્થા જ્યારે હું મુંબઈ બે-ચાર દિવસ માટે જતો હતો ત્યારે ત્યાંથી બારોબાર થતી હતી.

અહીં મારે એટલું સ્પષ્ટ કરવું જોઈએ કે જેમ

હિમત, સાહસ અને કુનેહને લીધે મારા વ્યવસાયનો વિકાસ થઈ રહ્યો હતો, તેમ સાર્વજનિક કાર્યોમા નિસ્વાર્થ ભાવે બનતો ફાળો આપવાની પ્રવૃત્તિને લીધે કોંગ્રેસ આગેવાનો સાથેના મારા સબધોનો વિકાસ પણ થઈ રહ્યો હતો

સરદાર પટેલને જ્યારે એમ લાગ્યુ કે હવે ગુમડુ પાકી ગયુ છે, ત્યારે તેનુ ઓપરેશન કરવા માટે તેઓ તૈયાર થયા અને તેમણે તા ૧૭-૯-૪૮ના રોજ ચાપતા પોલીસ પગલા લીધા

ભારતીય સૈનિકો, રણગાડીઓ (ટેંકો) તથા વિમાનોએ નિઝામ રાજ્યમા પાચ સ્થળેથી પ્રવેશ કર્યો નિઝામની ફોજે તથા રઝાકારોએ તેનો સામનો કર્યો, પણ ક્યા રાજા ભોજ અને ક્યા ગાગો તેલી! ભારતના સમર્થ કેળવાયેલા સૈનિકો અને તેના વિશાળ શસ્ત્રસરજામ આગળ તેમનુ ચાલે શુ! માત્ર ત્રણ દિવસમા જ તેમનો સામનો તૂટી પડયો અને નિઝામે શરણાગતિ સ્વીકારી! ત્યાર બાદ થોડા દિવસ સુધી જીલ્લાઓમા છૂટી છવાઈ લડાઈ ચાલુ રહી હતી, પણ તેનુ કઈ મહત્ત્વ ન હતુ આ લડાઈમા ઘણા રઝાકારો માર્યા ગયા કે નાશી છૂટ્યા! ખોટા ધર્મઝનુન અને અવિચારી પગલાનુ આખરી પરિણામ કેવુ આવે છે, તે આ પરથી સમજી શકાશે

નિઝામ રાજ્યમા પોલીસ પગલા લેવાયા, તેના ચાર દિવસ પહેલા હુ મુબઈ ગયો હતો, એટલે ત્યાની પરિસ્થિતિ અગે ચિતા થતી તેમા વળી જાતજાતની અફવાઓ આવતી, એટલે મનમા વસવસો રહ્યા કરતો પરતુ હૈયે એટલી હામ

જરૂર હતી કે સરદાર પટેલ કૈસરીસિંહ છે તેમનો પંજો કદી ખાલી જાય જ નહિ તેઓ આ લડાઈમાં જરૂર ફતેહ મેળવશે અને નિઝામની સાન ઠેકાણે લાવી દેશે

પોલીસ પગલાં લેવાયાં, ત્યારથી હું રોજ હું શ્રીમતી લીલાવતી મુનશીને તેમના નિવાસસ્થાને ટેલીફોન કરતો અને તેઓ મને હૈદરાબાદની છેલ્લામાં છેલ્લી ખબર આપતાં તેઓ હૈદરાબાદમાં રહેતાં ત્યારે તેમની સાથે તેમજ તેમના કુટુંબની સાથે મારો ઠીક ઠીક પરિચય થયેલો.

નિઝામની શરણાગતિ પછી સરદાર પટેલે શ્રી લીલાવતી મુનશી તથા તેમના કુટુંબને ખાસ વિમાનમાં હૈદરાબાદ જવાની પરવાનગી આપેલી અને શ્રી લીલાવતી મુનશીએ એ જ વિમાનમાં મને સાથે આવવાનું આમંત્રણ આપેલું જાણવું હોય અને વેદ હોય, પછી આનંદની સીમા કેમ રહે! મતલબ કે આ આમંત્રણથી મને ખૂબ આનંદ થયો અને મેં વિમાની પ્રવાસની તૈયારી કરી. તે વખતે કેટલાક પુષ્પહારો તથા છૂટાં પુષ્પો પણ સાથે લઈ લીધાં

હજી જીલ્લાઓમાં લડાઈ ચાલતી હતી તથા આ વિમાનનો રસ્તો સાફ બનાવવા માટે લશ્કરના અધિકારીઓને ખાસ સૂચનાઓ આપવામાં આવી હતી અને એ વિધિમાં અમારું વિમાન બે કલાક મોડું ઉપડ્યું હતું

મેં વિમાનમાં ઘણા પ્રવાસો કર્યા છે પણ આ પ્રવાસમાં જે આનંદ અને ઉલ્લાસનો અનુભવ કર્યો તે અન્ય કોઈ પ્રવાસમાં કર્યો નથી

મુબઈમા મે સાભળેલુ કે મુનશીજીને પોલીસ પગલા વખતે નિઝામ સરકારે અટકમા લીધેલા અને તેમના પર જુલ્મ ગુજારેલો વળી અટકમા લીધા ત્યારે તેમને તાવ આવી ગયેલો મુનશીજીએ ભારત સરકારના દૂત તરીકે વિજયની વરમાળા પહેરી અને આ વિજયના ગૌરવ અગે અપૂર્વ દૃશ્યો જોવામા આવ્યા

અમે હૈદરાબાદ ઉતર્યા ત્યારે વિમાની મથક સુનસાન હતુ, કારણ કે હિન્દનુ લશ્કર હજી હૈદરાબાદમા પહોચ્યુ ન હતુ હવે પછી ૩-૩॥ કલાક બાદ લશ્કર દાખલ થવાનુ હતુ પણ લડાઈની અસરમા અમારો સત્કાર થયો ત્યાથી અમે સોહારામ દક્ષિણસદનમા ગયા કે જ્યા શ્રી મુનશીજીનુ ભારત સરકારના એજન્ટ તરીકેનુ રહેઠાણ આવેલુ હતુ હૈદરાબાદ સ્ટેટ કોંગ્રેસના પ્રમુખ સ્વામી રામાનદતીર્થ તે જ દિવસે જેલમાથી છૂટીને આવેલા, તેઓ પણ ત્યાજ હતા અમે તેમનુ પુષ્પહારોથી સ્વાગત કર્યું અને હાર્દિક અભિનદનો આપ્યા

ત્યાર બાદ હુ શ્રી મુનશીજીની મોટર લઈને જ મારી ઓફિસે જવા નીકળ્યો એ વખતે બપોર પછી ત્રણુનો સુમાર હતો અને મોટરમા હુ એકલો જ હતો એ મોટર પર મુનશીજીનો ભારતના એજન્ટ તરીકેનો ધ્વજ ફરકી રહ્યો હતો આ જ વખતે ભારત સરકારનુ લશ્કર શહેરમા દાખલ થવાની વકી હતી, એટલે રસ્તાની બને બાજુ લોકોની ભારે ઠઠ જામી હતી. તેઓ સમજ્યા કે દિલ્હીથી કોઈ નેતાસુ

આ પ્રસંગે ખાસ આગમન થયું છે (મારો પોષાક રાષ્ટ્રીય તેથી પણ કોઈ નેતા માની શકે) તે અહીંથી પસાર થઈ રહ્યા છે એટલે તેઓ ભારતમાતાકી જયના પોકારો કરવા લાગ્યા અને મારી મોટર પર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. હું તો તદ્દન નાનો માણસ અને મારું સ્વાગત આ રીતે હોય નહિ પણ સંયોગો જ એવા બન્યા કે ઐતિહાસિક પ્રવેશ-મહોત્સવમાં મારું પણ આ રીતે સુંદર સ્વાગત થયું !

ઓફિસે પહોંચ્યા બાદ હું સિકંદરાબાદ ત્યાં નીકળ્યો કે જ્યાંથી ભારત સરકારનું લશ્કર દાખલ થવાનું હતું. મેં મુંબઈથી મારી સાથે લીધેલા પુષ્પોના કરંડિયાનો આ પ્રસંગે ઉપયોગ કર્યો. લગભગ ત્રણ-ચાર માઈલના અંતર સુધી હું પુષ્પો વરસતો જ ગયો.

લગભગ ૩-૩ વાગતા લાંબી લાંબી કતારોમાં ભારત સરકારનું વિજયી લશ્કર શાનદાર ઠાઠ સાથે સિકંદરાબાદમાં દાખલ થયું. તે વખતે લોકોએ જે જયનાદો કર્યા જે પુષ્પો ઉછાળ્યા તથા ઉલ્લાસનાં જે દૃશ્યો ખડાં કર્યાં તે કદી પણ ભૂલી શકશે નહિ. આજે પણ મારા સ્મરણપટમાં એ બધા દૃશ્યો જેવા ને તેવા તાજાં જ છે.

[ ૧૯ ]

## ખેડૂતસંમેલન તથા ગાંધીવિદ્યાલય

ભારત ખેતીપ્રધાન દેશ હોવા છતાં વિદેશી સરકારે ખેતીના પ્રશ્ન પર જોઈએ તેવું લક્ષ આપેલું નહિ. આ ત

આઝાદ થયા પછી દેશની સર્વાંગીણ ઉન્નતિ માટે વિચારણા ગતિમાન થઈ એ રીતે કચ્છ–મુંદરા તાલુકામાં ખેડૂતોના પ્રશ્ન પર રાજ્યનું ધ્યાન ખેંચવા અને ખેતીવિષયક સુધારાઓની ચર્ચા કરવા એક કચ્છપ્રદેશ ખેડૂતસંમેલન યોજવાનો કેટલાકને વિચાર સ્ફુર્યો

આ સંમેલન ક્યાં ભરવું ? તે અંગે નિર્ણય કરવા હું કચ્છમાં ગયો, ત્યારે મારે મુંદરાના ડૉક્ટર શ્રી વાઘજીભાઈ સોલંકી સાથે ચર્ચા થઈ અમે બંનેએ ખેતી વિકાસના કાર્ય માટે અહીં ટ્રેક્ટર રાખી નવી પદ્ધતિએ ખેતી કરવાનું નક્કી કર્યું પછીથી ડૉ ખીમજીભાઈ જેવત ધરોડ પણ આ વિચારમાં સામેલ થયા અને અમે ત્રણે ચે મળીને કચ્છ ખેતી વિકાસ કંપનીના નામથી કામ શરૂ કર્યું

એ વખતે કચ્છ કૉંગ્રેસના પ્રમુખ શ્રી ભવાનજી અરજણ ખીમજી હતા, તેમના હાથે મુંદરા શહેરના ખેતરમાં ઉદ્ઘાટન કરાવ્યું અને જાહેર પ્રજાની સમક્ષ જ એ ટ્રેક્ટર ચાલુ કરવામાં આવ્યું આ પ્રયોગમાંથી ખેતીની સુધારણા અંગે જે વિચારો સ્ફુરે તે અમારે કચ્છ તથા ભારતની જનતા સમક્ષ મૂકવા એવી ધારણા હતી આ રીતે ખેડૂતસંમેલનને મૂર્ત સ્વરૂપ અપાયું અને ત્યારે જ મેં એ સંમેલન પત્રીમાં ભરવાનું આમંત્રણ આપ્યું પછી તે માટે રીતસર સમિતિઓ નીમાઈ અને તેણે સ્વાગતપ્રમુખ તરીકે મારી ચૂંટણી કરી

અહીં એટલી સ્પષ્ટતા કરી દઉં કે મુંદરા તથા પત્રી ગામમાં ટ્રેક્ટરથી ખેડૂતોની જમીન ખેડાઈ, તેમાં ઉપજ દાઢી

આ પ્રસંગે ખાસ આગમન થયું છે (મારો પોષાક રાષ્ટ્રીય, તેથી પણ કોઈ નેતા માની શકે) તે અહીંથી પસાર થઈ રહ્યા છે એટલે તેઓ ભારતમાતાકી જયના પોકારો કરવા લાગ્યા અને મારી મોટર પર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. હું તો તદ્દન નાનો માણસ અને મારું સ્વાગત આ રીતે હોય નહિ પણ સંયોગો જ એવા બન્યા કે ઐતિહાસિક પ્રવેશ-મહોત્સવમાં મારું પણ આ રીતે સુંદર સ્વાગત થયું!

ઓફિસે પહોંચ્યા બાદ હું સિકંદરાબાદ જવા નીકળ્યો કે જ્યાંથી ભારત સરકારનું લશ્કર દાખલ થવાનું હતું. મેં સુબેદારથી જ મારી સાથે લીધેલા પુષ્પોના કરંડિયાનો આ પ્રસંગે ઉપયોગ કર્યો. લગભગ ત્રણ-ચાર માઈલના અંતર સુધી હું પુષ્પો વરસતો જ ગયો.

લગભગ ૩-૩૦ વાગતાં લાંબી લાંબી કતારોમાં ભારત સરકારનું વિજયી લશ્કર શસ્ત્રસરંજામ સાથે સિકંદરાબાદમાં દાખલ થયું. તે વખતે લોકોએ જે જયનાદો કર્યા, જે પુષ્પો ઉછાળ્યા તથા ઉલ્લાસનાં જે દૃશ્યો ખડાં કર્યાં તે કદી પણ ભૂલી શકાશે નહિ. આજે પણ મારા સ્મરણપટમાં એ બધાં દૃશ્યો જેવાં ને તેવાં તાજાં જ છે.

[ ૧૯ ]

## ખેડૂતસંમેલન તથા ખાદીવિદ્યાલય

ભારત ખેતીપ્રધાન દેશ હોવા છતાં વિદેશી સરકારે ખેતીના પ્રશ્ન પર કોઈએ ... લક્ષ આપેલું ...

આઝાદ થયા પછી દેશની સર્વાંગીણ ઉન્નતિ માટે વિચારણા ગતિમાન થઈ એ રીતે કચ્છ–મુંદરા તાલુકામાં ખેડૂતોના પ્રશ્ન પર રાજ્યનું ધ્યાન ખેંચવા અને ખેતીવિષયક સુધારાઓની ચર્ચા કરવા એક કચ્છપ્રદેશ ખેડૂતસંમેલન યોજવાનો કેટલાકને વિચાર સ્ફુર્યો

આ સંમેલન ક્યાં ભરવું ? તે અંગે નિર્ણય કરવા હું કચ્છમાં ગયો, ત્યારે મારે મુંદરાના ડૉક્ટર શ્રી વાઘજીભાઈ સોલંકી સાથે ચર્ચા થઈ અમે બંનેએ ખેતી વિકાસના કાર્ય માટે અહીં ટ્રેક્ટર રાખી નવી પદ્ધતિએ ખેતી કરવાનું નક્કી કર્યું પછીથી ડૉ ખીમજીભાઈ જેવત ધરોડ પણ આ વિચારમાં સામેલ થયા અને અમે ત્રણે યે મળીને કચ્છ ખેતી વિકાસ કંપનીના નામથી કામ શરૂ કર્યું

એ વખતે કચ્છ કોંગ્રેસના પ્રમુખ શ્રી ભવાનજી અરજણ ખીમજી હતા, તેમના હાથે મુંદરા શહેરના ખેતરમાં ઉદ્ઘાટન કરાવ્યું અને જાહેર પ્રજાની સમક્ષ જ એ ટ્રેક્ટર ચાલુ કરવામાં આવ્યું આ પ્રયોગમાંથી ખેતીની સુધારણા અંગે જે વિચારો સ્ફુરે તે અમારે કચ્છ તથા ભારતની જનતા સમક્ષ મૂકવા એવી ધારણા હતી આ રીતે ખેડૂતસંમેલનને મૂર્ત સ્વરૂપ અપાયું અને ત્યારે જ મેં એ સંમેલન પત્રીમાં ભરવાનું આમંત્રણ આપ્યું પછી તે માટે રીતસર સમિતિઓ નીમાઈ અને તેણે સ્વાગતપ્રમુખ તરીકે મારી ચૂંટણી કરી

અહીં એટલી સ્પષ્ટતા કરી દઉં કે મુંદરા તથા પત્રી ગામમાં ટ્રેક્ટરથી ખેડૂતોની જમીન ખેડાઈ, તેમાં ઉપજ દોઢી

થઈ પણ ટ્રેક્ટરનુ કામ વિશેષ ચાલ્યુ નહિ તે માટે ૪ હોર્સ પાવરનુ ટ્રેક્ટર પાછળથી મે ઓખામા ખાસ કુવિક્રા લીમીટેડ માટે મંગાવી લીધુ ઓખાની વિશેષ હકીકત મે એકવીશમા પ્રકરણમા જણાવેલી છે

એ સંમેલનના પ્રમુખનો તાજ સમાધાનપ્રિય શ્રી રાયબહાદુર શેઠ શ્રી વીરજી કાથાભાઈના મસ્તકે મૂકાયો અને મંત્રીઓ તરીકેની પસંદગી શ્રી શીવજી નથુભાઈ છેડા શ્રી ભીમજી જેઠા ઘેરો, બાપા રઘુવીરસિંહ અજીતસિંહ ગો વાઘજીભાઈ સોલંકી તથા શ્રી નાર્ણ રાય મહેતા પર ઉતરી. આ બધા સમાજના જુના કાર્યકર્તાઓ હતા અને સારી લોકપ્રિયતા મેળવી ચૂક્યા હતા

મે અગાઉ ગામના મોખરે જે જમીન વેચાતી લઈ રાખી હતી તેની બાજુમા આ સંમેલન ભરાયુ તેનુ ઉદ્ઘાટન તે વખતના ગુજરાત કોંગ્રેસના પ્રમુખ શ્રી કનૈયાલાલ દેસાઈ (હાલના ગુજરાતના મુખ્ય પ્રધાન શ્રી હિતેન્દ્ર દેસાઈના પિતાશ્રી)ના વરદ હસ્તે કરાવ્યુ તેઓશ્રીનુ તથા સંમેલનના પ્રમુખ શેઠ શ્રી વીરજી કાથાભાઈનુ સ્વાગત બહુ દબદબાથી કરવામા આવ્યુ આ પ્રસંગે પધારેલા સર્વ મહેમાનોની સરભરા પત્રી વીશા ઓશવાળ હિતવર્ધક સમાજ તથા ગામના મહાજને ખૂબ ઉત્સાહથી કરી.

આ સંમેલનનુ કામ બે-ત્રણ દિવસ ચાલ્યુ તેમા મે વાવે તેની જમીન નો પ્રસ્તાવ મૂક્યો હતો. તેના પર ખૂબ ગરમાગરમ ચર્ચા થઈ હતી. આ મી વાત ભાગ્યે જ બધા

આ વખતે આસપાસના ગામોમાંથી ઘણા ઓસવાળ બંધુઓ પધારેલા હોવાથી મારા માતુશ્રીને એવી ઈચ્છા થયેલી કે આપણે આપણા તરફથી આ બધા ધર્મબંધુઓને જમાડીએ, ત્યારે મેં જણાવ્યું કે આપણે ૭૦૦–૮૦૦ ધર્મબંધુઓને જમાડીએ તે કરતાં સહુની મહેમાનગત કરીએ તો શું ખોટું ? એ પણ આપણા ભાઈઓ જ છે ને ? અને સંમેલનના વળતા દિવસે ગામવાસીઓ, હરિજનો તથા સંમેલનના ભાઈએ મળીને ૪૦૦૦ માણસોનો જમણવાર કરેલો તેથી મારા માતુશ્રીને તથા અમારા કુટુંબીજનોને ખૂબ સંતોષ થયેલો

એકંદર આ ખેડૂત–સંમેલન સફળતાને વરેલું અને અરસપરસની ભાઈચારાની લાગણી વધારવા માટે ઉપયોગી નીવડેલું તે સાથે પત્રીનું નામ કચ્છની બહાર પણ ઉજ્જવળ ખ્યાતિને પામેલું

અહીં બીજી વાત એ પણ કહી દઉં કે પૂજ્ય ગાંધીજીની પુણ્યસ્મૃતિ નિમિત્તે મેં જે રકમ ખર્ચવાનો મનમાં સંકલ્પ કર્યો હતો, તે બને તેટલો વહેલો પૂરો કરવાની મારી ભાવના હતી કાલ કેવી ઉગશે, તેની કોને ખબર ? શરીર બગડશું, સંયોગો પલટાયા કે બીજી કોઈ અડચણો ઊભી થઈ, તો મનની મનમાં રહી જાય આજનું કામ કાલ પર મુલતવી રાખવું, એ વાસ્તવમાં એક જોખમ છે, કારણ કે તેમાં નહિ ધારેલી અને નહિ કલ્પેલી એવી અનેક મુશ્કેલીઓ ઊભી થવાનો સંભવ રહે છે અને તેમ થતાં કામ જે સ્વરૂપે કરવા ધાર્યું હોય તે સ્વરૂપે થતું નથી, અથવા તો મોડું એ પડે છે

વળી પૈસા ખર્ચવા તે સમજી-વિચારીને ખર્ચવા એવો મારો આગ્રહ ખરો એટલે તે અંગે ઠીક ઠીક મનોમંથન થયું. શિવરામપલ્લીમાં સર્વોદયકેન્દ્ર સ્થાપન કરવાનો તેમ ગ્રામસેવાકેન્દ્ર સ્થાપન કરવાનો પૂજ્ય વિનોબાજીની પ્રેરણાથી મેં નિર્ણય લઈ લીધેલ તેની વિગત વીસમા પ્રકરણમાં છે. ઉપરાંત મારી દૃષ્ટિ જન્મભૂમિ ઉપર પણ પડી કે જ્યાં મારી બાલ્યાવસ્થામાં મેં અનેક પ્રકારનાં સ્વપ્નાં સેવેલાં હતાં. ત્યાં સન ૧૯૨૮માં 'શ્રી પત્રી વીશા ઓસવાળ હિતવર્ધક સમાજ'ના નામથી એક સંસ્થા સ્થાપેલી હતી અને તે મારફતે માવજત, પુસ્તકાલય, વિનયમંદિર વગેરે પ્રવૃત્તિઓ ચલાવવી હતી. તેમાં વિનયમંદિર માટે કોઈ જગ્યા ન હતી, વળી આર્થિક સંકડામણને કારણે તેનો કોઈ એવો વિકાસ થતો ન હતો. એટલે મેં તેમને સૂચના કરી કે જો તમે આ સમાજનું કોમી સ્વરૂપ બદલીને 'શ્રી પત્રી સર્વોદય સમાજ' નામની સાર્વજનિક સંસ્થા કરો અને તમામ કોમોના માણસો તેના સભ્ય થઈ શકે તથા સેવા આપી શકે એવી જોગવાઈ રાખો તથા વિનયમંદિરને 'ગાંધી વિદ્યાલય'નું નામ આપો અને તેમાં હરિજન બાળકોને પણ દાખલ કરો તો હું મારી અલ્પ નમ્ર સેવા સાથે આર્થિક મદદ કરવા તૈયાર [illegible]

આ શરતો એક કોમી સંસ્થાના બધા કાર્યકર્તાઓને તો ન જ રુચે, એ દેખીતું છે પરંતુ મેં રૂબરૂમાં સમજાવ્યું કે હવેની આપણી સેવા ગ્રામ્ય આમ અમે કરીશું તો તે વધારે દીપી નીકળશે. હું આ સંબંધમાં શરૂઆતથી જ સામે



દક્ષિણ ભારત હિન્દી પ્રચાર સભાની ૧૯૬૪-૬૫ની કારોબારી સમિતિ સાથે બેઠેલી વ્યક્તિઓમાં ડાબી બાજુથી પાંચમા મદ્રાસના કાર્યવાહક પ્રમુખશ્રી આયંગર તથા તેની બાજુમાં જમણી બાજુથી છઠ્ઠા સભાના ખજાનચી શ્રી ટોકરશી લાલજી કાપડિયા બેઠેલા છે



દંપતી-પત્ની સર્વોદય સમાજના કાર્યકર્તાઓ સાથે
સને ૧૯૪૯-૫૦

છુ, તેમ આમા મારી અંગત કશી શરત નથી આ શાળામા રૂ ૧૦૦૦૦ (દશ હજાર) આપે તેની સાથે દાતાનુ નામ જોડવાની જાહેરાત તો મંડળે અગાઉથી જ કરેલી છે, છતા હુ મારુ નામ તેની સાથે જોડવા ઈચ્છતો નથી કે મારુ કોઈ પ્રકારનુ અંગત વર્ચસ્વ રહે એવી શરત પણ મૂકતો નથી મારી ભાવના તો માત્ર એટલી જ છે કે પૂજ્ય ગાંધીજીના સિદ્ધાંતો પ્રમાણે આપણને જીવન જીવવાની પ્રેરણા મળતી રહે અને સમગ્ર ગામનુ ભલુ થાય, એ રીતે આપણે કામ કરી શકીએ'

આટલી સમજાવટ પછી મારી શરતનો સર્વાનુમતે સ્વીકાર થયો અને સં ૨૦૦૬ના કારતક વદિ અમાસ તા ૨૦-૧૧-૪૯ના રોજથી પૂજ્ય ગાંધીજીએ ચીંધેલ સર્વોદયના માર્ગને અપનાવી સંસ્થાની કાયાપલટ કરવામા આવી ત્યારથી તેનુ નામ '**શ્રી પત્રી સર્વોદય સમાજ**' રાખવામા આવ્યુ

આ સંસ્થાને ત્રણ-ચાર ટુકડે મે રૂપિયા ૫૩૦૦૦) આશરેની સહાય કરી તથા ગામના પ્રવેશસ્થાનમા મોખરે જ મારી ૧૬ એકર જેટલી જમીન હતી, તેમાથી એક ભાગની જમીન તે વખતના કોંગ્રેસના પ્રમુખ શ્રી ગુલાબશંકર ધોળકિયાના પ્રમુખપદે ભરાયેલી જાહેર સભામા વિધિપૂર્વક અર્પણ કરી તથા પત્રી સર્વોદય સમાજનુ વિધિ પૂર્વક નામકરણ કરી સૌ પત્રીવાસી જનોને સદસ્યતા આપી. આ રીતે ગામડામા એક ધાર્મિક કોમી સંસ્થાએ સર્વોદયનુ સાર્વજનિક રૂપ ધારણ કર્યું અને શાળામા હરિજન બાળકોને અપનાવ્યા, એ દાખલો કચ્છ-ગુજરાતમા પણ પહેલો જ બન્યો

આ સંસ્થાના કાર્યવાહકોને એ પ્રસંગે પ્રસંગે ખાસ વિચારો કહેલા છે અને તેમનું એ બાબત પ્રત્યે ધ્યાન ખેંચ્યું છે કે આપણે માત્ર ધનનું દાન દેનાર દાતાઓને જ માનપાન આપીએ કે તેમને મુખ્ય ગણીએ એ પૂરતું નથી. જેઓ તન અને મનથી સંસ્થાનું કામ કરે છે તેમને પણ એટલી જ અગત્ય આપવી જોઈએ. કોઈ પેટને મહત્ત્વ આપે અને હાથ-પગની ઉપેક્ષા કરે તો તેનું શરીર કેવું શોભે? અથવા કોઈ મોટા વૃક્ષોની સામે જ નજર રાખે અને નાના છોડ કે વેલડા તરફ તિરસ્કાર રાખે તો બગીચાની હાલત કેવી થાય?

ત્યાર બાદ બોર્ડોમાં ખૂબ ઉત્સાહ આવ્યો. તેમણે રૂપિયા ૭૫ લોટરી નાટક તેમજ દાતાઓના દાનથી મેળવ્યા. આજે પત્રીનું [illegible]વિદ્યાલય કચ્છના બધા ગામડાઓમાં સૌથી વધુ વિશાળ અને ભવ્ય મકાન ધરાવે છે તેનું ઉદ્ઘાટન પાછળથી ગુજરાતના મહાન મૂક સેવક શ્રી રવિશંકર મહારાજના હાથે થયું હતું તે વખતે નીચે મુજબ વાતાવરણ સર્જાયું હતું —

દષ્ટિ સમક્ષ છે સર્વોદયની ભાવના
ભ્રાતૃભાવની વૃદ્ધિ જેનું ધ્યેય જો
ન્યાત, જાત કે ધર્મના ભેદ ન ગણતા,
ગ્રામ સમાજનું સદૈવ ચાહે શ્રેય જો. ૧

* * *

બાપુ શિષ્યા મા । સૌ ગતિમાન હો,
શ્રમણ—અંત્યજ બનો હવે સૌ મિત્રજો

સર્વોદય સિદ્ધાંતોના આલ બને,
સહકારે સૌ આણો સુરાજ્ય સમીપ જો –૨

ગાધી વિદ્યાલય સાથે અશોકવાડી છે તેની જમીન પણ મે ભેટ આપેલી છે સમાજે આ જમીન પર ખેતીવાડી શરૂ કરેલ સ ૨૦૦૬મા તેનો નામકરણ વિધિ તે વખતના કચ્છના કલેકટર શ્રી તુલસીદાસ શેઠના હાથે કરવામા આવ્યો હતો

'ગાધીવિદ્યાલય' પત્રી સર્વોદયસમાજ ચલાવતી પાછળથી સરકારે ખેતીવાડીની જગા સાથે એક હાઇસ્કૂલ કચ્છના ગામડાને આપવાનુ નક્કી કર્યું તેની ખબર પડતા જ અમે સરકારને લખી જણાવ્યુ કે 'જો તમે ગાધીવિદ્યાલયના નામથી જ હાઇસ્કૂલ ચલાવો તો અમે ગાધીવિદ્યાલયનુ વિશાળ મકાન અશોકવાડી સાથે તમને સોપવા તૈયાર છીએ '

પરતુ સરકારે પ્રશ્ન ઉઠાવ્યો કે 'પત્રી ગામ નાનુ છે, તેથી હાઇસ્કૂલ માટે ઉપલા વર્ગના બાળકો પૂરતા ન મળે આ સચોગોમા તેને હાઇસ્કૂલ કેમ આપી શકાય? વળી બીજા ગામોએ પણ આ બાબતમા માગણી કરેલ છે, માટે સરકાર આ બાબતમા વિચાર કરશે '

આમ છતા અમે અમારી માગણી ચાલુ રાખી અને વિશેષમા ગાધીવિદ્યાલયની બાજુમા વિશાળ જમીન પર છાત્રાલય શરૂ કરવા કબુલ્યુ, જેથી બહારગામના વિદ્યાર્થીઓ પણ ત્યા ભણવા આવી શકે અમારી આ માગણી બહાલ રાખવા તે વખતના કચ્છ રાજ્યના સલાહકારો શ્રી પ્રેમજીભાઈ

ભવાનજી ઠક્કર તથા શ્રી નિમાનરામભાઈએ ખાસ ભલામણ કરી અને ત્યારબાદ તેનું તંત્ર સરકારે સંભાળ્યું.

નાણાંથી જનતાએ ઘણી મહેનત કરી રૂ. ૧૪ એક લાખ ચાલીસ હજારના ખર્ચે છાત્રાલય ઊભું કર્યું તેમાં મેં મોટો ફાળો આપ્યો તથા મારી વાડીમાંથી કેટલીક જમીન કાઢી આપી.

આ વિદ્યાલયના બધા જ ગામના બાળકોને જીવન વિકસાવવા માટે સારા સંસ્કારો મળે છે તેમ જ પછી આમ કેળવણીનું ધામ બનતાં તેનો વિકાસ પણ સારી રીતે થઈ રહેલ છે.

## [ ૨૦ ]

## શિવરામપલ્લીમાં ગ્રામસેવાકેન્દ્ર

૧૯૪૮માં પૂજ્ય વિનોબા હૈદરાબાદ આવ્યા. તેમનો ઉતારો પ્રતાપગીરી કોઠીમાં હતો કે જે મારી પેઢીની સામે જ હતો. એટલે તેમના વ્યાખ્યાન-સભામાં મને ઠીક ઠીક લાભ મળ્યો એટલું જ નહિ પણ તેમની સાથે આવેલા પંદર જેટલા સાથીઓ હતા તેમની મહેમાનગત કરવાની તક પણ મને સાંપડી ગઈ.

હૈદરાબાદમાં પોલીસ પગલાં લેવાયા પછી [illegible]ના મુસ્લીમો તરફથી પોતાને અનેક પ્રકારની અડચણો થઈ રહ્યાની ફરિયાદો આવતી હતી, તેથી પૂજ્ય વિનોબા દરરોજ સવારે મોટરમાં ફરવા નીકળી જતા અને ત્યાંથી પંદર માઈલનો પ્રવાસ કરી ગામડાંઓની મુલાકાત લેતા. અને

સુની અને આખે દેખી ’મા ઘણો ફેર હોય છે, તેથી કોઈ-પણ વસ્તુની પ્રામાણિક માહિતી મેળવવી હોય તો જાત-તપાસ કરવી જોઈએ અને વસ્તુની ઊ ડાણમા ઉતરવુ જોઈએ

ત્યાથી વળતી વખતે તેઓ ઘણા ભાગે પાચ–છ માઇલ પગે ચાલતા આ પ્રવાસમા કેટલીક વાર હુ પણ સાથે જતો એ રીતે પૂજ્ય વિનોબા સાથે મારો સ પર્ક વધ્યો અને તેમના કાર્ય પ્રત્યે મને ઘણો આદર પેદા થયો

હૈદરાબાદમા કાર્યકર્તાઓને પૂજ્ય વિનોબાએ કહ્યુ કે, ‘તમે શહેર છોડી ગામડામા જાઓ અને ત્યા રચનાત્મક કાર્ય કરો’ એ વખતે મે પ્રસ્તાવ કર્યો કે ‘અહીના કોઈ નજીકના ગામમા આ જ કાર્ય માટે એક આશ્રમ સ્થપાતો હોય તો હુ જરૂરી આર્થિક સહાય આપવા તૈયાર છુ’

આ વાત શ્રી રામકૃષ્ણ ધૂતજીએ ઉપાડી લીધી તેઓ પચીસ વર્ષથી પોતાનો ધ ધો છોડી સેવાના કાર્યમા પડ્યા હતા અને સ્ટેટ કોગ્રેસના પ્રથમ મ ત્રી તરીકે વીસ વર્ષ અગાઉ જેલયાત્રા પણ કરી આવ્યા હતા તેમને રચનાત્મક કાર્યમા વિશેષ પ્રીતિ હતી, એટલે તેઓ ખાદી કેન્દ્રોનુ કામ સ ભાળતા હતા અને હવે પછી સેવાશ્રમ જવાની ભાવના રાખતા હતા

તેમણે કહ્યુ કે ‘જો આ જ કાર્ય માટે આશ્રમ સ્થપાતો હોય તો એની જવાબદારી હુ સ ભાળી લઈશ’

આ જ વખતે મે મારી અટુકા કાપડિયા ક પની તરફથી રૂ. ૩૦૦૦૦ ત્રીસ હજાર આ કાર્ય માટે આપ-

વાની ભાવના પ્રકટ કરી અને તે અંગે જરૂરી ટ્રસ્ટ રજીસ્ટર કરાવી શ્રી રામકૃષ્ણ પૂનાજીને મેનેજીંગ ટ્રસ્ટી તરીકેની સત્તા સોંપી. આ પ્રસંગના અનુસંધાનમાં કાર્યકર્તાઓએ જણાવ્યું કે દાતાનું નામ સંસ્થા સાથે જોડવામાં હરકત નથી, પણ મારે અમારું નામ તેની સાથે જોડવું ન હતું. મેં કોઈ કીર્તિની કમાણી કરવા માટે આ દાન કરેલું ન હતું. મારે તો એક પવિત્ર સંકલ્પની સિદ્ધિ કરવી હતી, એટલે ટ્રસ્ટનું નામ 'સર્વોદય ટ્રસ્ટ' રાખ્યું અને તેનું કામ 'ગ્રામ સેવા કેન્દ્ર–શિવરામ–પલ્લી' તરીકે થાય એવો નિર્ણય કર્યો.

તે માટે હૈદરાબાદથી માત્ર સાત જ માઈલના અંતરે આવેલ કાટેપન નામના ગામ આગળ શિવરામપલ્લીની ૨૬ એકર જમીન, ૬ કૂવાઓ, બગીચો તથા જમીન વગેરે રૂપિયા ૧૪ ૦ માં ખરીદવામાં આવ્યા.

પછીથી અતિથિનિવાસ માટે મેં રૂ. ૭ નું વિશેષ દાન કર્યું. આ સંસ્થાને જનતા તેમજ સરકારની આર્થિક સહાય મળતી રહી અને તે વટવૃક્ષની જેમ ખૂબ ફાલી ફૂલી. આજે તો તે એક ઐતિહાસિક સ્થાન બની ગયું છે. તે અંગે લખવા જેવી ઘણી હકીકતો અહીં રજૂ કરું તો અનુચિત નહીં જ લેખાય.

આશ્રમની સ્થાપના થયા પછી બીજા જ વર્ષે અખિલ ભારતીય સંમેલન ગુજરાતમાં ભરવાનું નક્કી હતું પરંતુ છેલ્લી ઘડીએ કારણવશાત્ તેનું આમંત્રણ પાછું ખેંચી લીધું. આ ખબર મળતાં જ હૈદરાબાદના સર્વોદય વિચા



શ્રી રવિશંકર મહારાજ—પત્રી ગાંધી વિદ્યાલયના ઉદ્‌ઘાટનનું
મંગલ પ્રવચન કરી રહ્યા છે

રકોની એક સભા મળી અને તેમણે શિવરામપલ્લી આશ્રમ ખાતે સમેલન ભરવાનુ નક્કી કરી અખિલ ભારતીય સર્વોદય સમેલનને વિધિસર આમત્રણ મોકલી આપ્યુ તથા પૂજ્ય વિનોબાને અમારા તરફથી પ્રતિનિધિઓ મળવા ગયા

ત્યારે તેમણે પગપાળા યાત્રા કરવાનો નિર્ણય લઈ લીધો હતો અને સેવાગ્રામથી અહી પગપાળા આવવાનુ કઠિન હતુ, એટલે તેમણે અહી આવવા માટે ખાસ ઉર્મિ બતાવી નહિ, પરતુ અહીના પ્રતિનિધિઓએ તેમને ભાર-પૂર્વક કહ્યુ કે 'પ્રેમના પ્રયોગોમા આપ આવો તો જ અમે ઉત્સાહિત થઈ શકીશુ' અને પ્રેમવશ તેઓ સમત થયા ત્યારબાદ પગપાળા યાત્રા કરીને અહી પધાર્યા આ પ્રસગે મને આઠ દિવસ તેમની સેવા કરવાની તક મળી

આ સર્વોદયસમેલનમા પૂજ્ય વિનોબાએ પચવિધ કાર્યક્રમનુ એક સૂત્ર ઉચ્ચાર્યું 'अतःशुद्धि' बहिःशुद्धि श्रमः शान्ति' समर्पणम् । એટલે કે જાતની શુદ્ધિ, આસપાસની સ્વચ્છતા, મહેનતુ જીવન, શાતિ અને તે માટે જીવન સમર્પણ કરવાની તૈયારી

અહીથી તેઓ પગપાળા પ્રવાસ કરતા તેલગાણાના સામ્યવાદી વિસ્તારમા ગયા કે જ્યા સામ્યવાદીઓ હિસક રીતે જમીનની વહેચણી કરી સમાનતા સ્થાપવા માગતા હતા ચીનમા સામ્યવાદીઓએ ઉત્તરના યેનાન આતમા કર્યું, તે રીતે તેલગાણામા પોતાની રીતને સફળ કરી બતાવી આખા હિદુસ્તાનમા સામ્યવાદી ક્રાતિનો ઝડો ફરકાવવાનો

તેમનો મનસુબો હતો. પણ લોકો તેમની આ રીતરસમથી ત્રાસ પોકારી ગયા હતા. આ બધું જોઈ પૂજ્ય વિનોબાએ વિચાર્યું કે જો ત્ય દાન ભૂદાન થાય તો જ આનો રસ્તો નીકળે. અને તેમણે અહીંથી ૭ માઈલ દૂર પોચમપલ્લી પહોંચ્યા પછી પ્રાર્થનાસભામાં ભૂમિની માગણી કરી. શ્રી રામચન્દ્ર રેડ્ડીએ ખુશીથી પોતાની ૧૨૫ એકર ભૂમિનું પ્રથમ દાન કર્યું અને ભૂમિવિહોણા લોકોને તે જ ભૂમિ આપી દેવામાં આવી.

ત્યારબાદ ગ્રામદાન, જીવનદાન, શ્રમદાન, સંપત્તિદાન, બુદ્ધિદાન વગેરેની યોજના કરી તેઓ સામાજિક ક્રાંતિ લાવવા સમગ્ર પ્રયત્નો કરી રહ્યા છે. તેમની આ પ્રવૃત્તિઓનું નિમિત્ત ગ્રામસેવાકેન્દ્ર શિવરામપલ્લી બન્યું. આ વસ્તુ તેમણે ઘણી વાર સભાઓમાં સ્વમુખે પ્રકટ કરેલી છે.

આજે આ આશ્રમમાં બધા કાર્યકર્તાઓ રચનાત્મક કાર્યોમાં મન રોકી રહ્યા છે અને મુકરજી મહિલાજનું દવાખાનું ખેતીસુધાર તથા ગ્રામઉદ્યોગો ચલાવી રહ્યા છે કે જેમાં કતાઈ વણાટ, તેલની ઘાણી, હાથછડના ચોખા, ચટાઈનું વણાટકામ, હાથકાગળ, કુંભારકામ, સુથારકામ, ખાતર દાળાંનું પૂરણ આદિ કાર્યોનો સમાવેશ થાય છે. તેમાં કામ કરીને પહેલાં કરતાં મજ પડ્યા છે. કારણ કે મોટી મીલોની હરીફાઈમાં ઊભા રહેવાનું મુશ્કેલ છે. આમ છતાં તેનાથી ઉચ્ચ-નીચ જાતિના ભેદ વિના ૩ થી ૪ વ્યક્તિઓનું પોષણ થાય છે.



શ્રી વેજાભાઈ બાલનિવાસમા શ્રી મોરારજી દેશાઈ
પધાર્યા તે વખતનુ દૃશ્ય



નિરગામપચ્છી આમેના કેન્દ્રમા ટુદગ્ની ઉપચાર વિભાગના
કાર્યકર્તાઓ સાથે વચ્ચે સર્વોદય ટ્રસ્ટના મેનેજીગ ટ્રસ્ટી
શ્રી ડોડગાભાઈ ઊભેલા છે

ભારતના અગ્રેસર નેતાઓ અવારનવાર હૈદરાબાદ આવે છે, તે આ ગ્રામસેવાકેન્દ્ર જોઈ ને પ્રસન્ન થાય છે અને તેને નવા નવા કામોની પ્રેરણા કરતા રહે છે વચ્ચે રાષ્ટ્ર-પતિ શ્રી રાજેન્દ્રપ્રસાદજી અહીની મુલાકાતે પધાર્યા, ત્યારે ઘણા જ ખુશ થયા હતા અને આવુ કાર્ય ગામડે ગામડે ચાલે તે જ આઝાદીનો ખરો સ્વાદ લઈ શકાશે, એવો અભિપ્રાય તેમણે વ્યક્ત કર્યો હતો આ પ્રસગની ૧૨૦૦ ફીટ જેટલી ન્યુઝરીલ સરકારના ન્યુઝ રીલીઝ વિભાગ તરફથી લેવાઈ હતી

ધીમે ધીમે આશ્રમ પાસે ૩૨ એકર જમીન થયેલી, પણ તેમા ૮ એકર જમીન નકામી હતી, તેને તરી કરવાની મહેનત પણ હવે સફળ થઈ છે વિશેષમા સરકાર તરફથી પશુપાલન માટે ૫૦ એકર સૂકા ઘાસવાળી ચરાઉ જમીન પણ મળેલી છે

આવા કાર્યોમા સમય જાય છે, ત્યારે મારો આત્મા અવિશેષ જાગે છે, અને અપૂર્વ આનદ અનુભવે છે

દશ વર્ષ ગ્રામસેવાકેન્દ્રમા રહ્યા પછી શ્રી રામકૃષ્ણ ધૂતજીએ આશ્રમ છોડ્યો, પરતુ તેઓ મેનેજીગ ટ્રસ્ટી તરીકે તો ચાલુ જ રહ્યા ત્યારબાદ છ મહિને અહી શ્રી પ્રભાકરજી આવ્યા કે જેઓ સેવાગ્રામ–વર્ધામા પૂજ્ય બાપુજી સાથે વર્ષો સુધી રહેલા હતા તેમને ભૂદાન–ગ્રામદાન માટે પૂજ્ય વિનોબાએ તેમના પ્રતિનિધિ તરીકે આશ્રમા મોકલ્યા હતા તેમના આવ્યા પછી આશ્રમા ભૂદાન–ગ્રામદાન માટે

ખાસ સર્વોદય મંડળ સ્થાપ્યું અને તેના પ્રમુખ તરીકેની જવાબદારી તેમને સોંપવામાં આવી. તેમનો જન્મ આશ્રમમાં જ થયેલ વળી તેઓ બાલબ્રહ્મચારી, શાંત ગંભીર અને વિદ્વાન હોઈ શિવશંકરભાઈથી આશ્રમને ઘણું બળ તથા માર્ગદર્શન મળ્યું. તેઓ શિવરામભાઈ ગ્રામસેવાકેન્દ્રમાં જ રહે છે અને સર્વોદયનિમિત્તે આખા રાજ્યમાં તેમજ અન્ય સ્થળે પ્રવાસ પણ કરે છે.

શ્રી પ્રભાકરજીએ આશ્રમની પ્રવૃત્તિમાં નવતર દષ્ટિ દાખવી તેનો સુંદર વિકાસ કર્યો છે. તેમની પ્રેરણાથી અહીં ગ્રામ સ્વરાજ્ય વિદ્યાલય શરૂ થયું છે અને તેમાં ગ્રામસેવકો તૈયાર કરવામાં આવે છે. તે સાથે બાળકોને શિક્ષણ આપવા બાલવાડી, મહિલાઓને શિક્ષણ આપવા મહિલા મંડળ વગેરે પ્રવૃત્તિ શરૂ થયેલ છે. ઉપરાંત પંચાયત રાજ્ય તાલિમ કેન્દ્ર પણ શરૂ થયું છે અને તેમાં સરપંચોને તાલીમ આપવામાં આવે છે.

તા. ૭-૭-૬૫ના રોજ શ્રી રામકૃષ્ણ ભૂતજી પોતાની વૃદ્ધાવસ્થા તથા ધર્મપત્નીની તબિયતની અસ્વસ્થતાના કારણે મૅનેજીંગ ટ્રસ્ટીની જવાબદારીમાંથી છૂટા થયા ત્યારે અમે બધાએ તેમનો ખૂબ ખૂબ આભાર માન્યો અને આ ભાર હવે પછી મારે ઉપાડવો એમ સભામાં નક્કી થયું. આ સભામાં શ્રી રઘુનાથ સોનેજી કે જેઓ આ ટ્રસ્ટના એક ટ્રસ્ટી છે તેમ બાપુજી અને પૂજ્ય વિનોબાના બહુ જૂના સાથી છે અને અખિલ ભારતીય ગાંધી સ્મારકનિધિમાં મુખ્યમંત્રી તરીકે કામ કરી ચૂકેલા છે તેઓ હાજર રહ્યા

હતા અને ખાસ માર્ગદર્શન આપ્યુ હતુ સર્વસેવાસઘના મુખ્યમ ત્રી શ્રી રાધાકીશનજી પણ આ સભામા હાજર હતા

આ રીતે તા ૭–૭–૬૫ થી આ કાર્યની જવાબદારી હુ યથાશક્તિ સ ભાળી રહ્યો છુ. અહી હજી ઘણુ કાર્ય કરવા જેવુ છે, તે પૂરુ કરવાનો દિલમા ઉમ ગ છે. હાલ તો આ કાર્ય અ ગે પૂજ્ય બાપુજીના વિચારોને અમલમા મૂકનાર સેવકોના સત્સ ગનો લાભ મળે છે અને તેથી જીવનમા જાગૃતિ અનુભવાય છે

આ પ્રકરણ પૂરુ કરતા એ પણ જણાવી દઉ કે પૂજ્ય ગાધીજીની પુણ્યસ્મૃતિ નિમિત્તે મે રૂ સવા લાખ ખર્ચવાનો મનથી જે સ કલ્પ કર્યો હતો, તેથી પણ કઇક અધિક રકમ હુ સમયસર ખર્ચી શક્યો હતો અને એ રીતે મારો સ કલ્પ પૂરો થતા મે જીવનની કૃતાર્થતા અનુભવી હતી

## [ ૨૧ ]
## સર્વોદય વિચારપ્રચાર ટ્રસ્ટ

વૈદિક ઋષિઓએ 'सर्वे वै सुखिन' सन्तु–सर्वे પણ સુખી થાઓ!' એ શબ્દોમા સર્વના કલ્યાણની ભાવના પ્રકટ કરેલી છે ભગવાન મહાવીરે પણ 'मित्ती' मूएसु कप्पए–સર્વે જીવો સાથે મૈત્રી રાખવી ઘટે' એ શબ્દોમા સર્વની' સાથે પ્રેમભર્યું સમાન વર્તન રાખવાની'ઘોષણા કરેલી છે ભારતના અન્ય સ તો પણ 'સહુનુ ભલુ થાઓ' એ ભાવના જુદા જુદા સ્વરૂપે રજૂ કરતા જ રહ્યા છે -

વર્તમાન યુગના યુગ સર્જક ગાંધીજીએ વિચાર કરીને સૌને કહ્યું કે જે મનુષ્ય બધાથી નીચો છે તેને ઉપર લાવવાની કોશીશ કરવી જોઈએ. પહેલો પ્રયત્ન આ જ થવો ઘટે

પૂજ્ય બાપુજીને આ વિચાર ખૂબ ગમી ગયેલો. ત્યારબાદ મનોમંથન કરતા તેમણે પોતાના જીવનની સારભૂત શિક્ષા તરીકે સર્વોદય શબ્દની યોજના કરી. સર્વોદય એટલે સર્વનો ઉદય સર્વની ભલાઈ તે જાતિ તથા વિચારસરણીનું ઉન્મૂલન કરે છે અને રચનાત્મક કાર્ય દ્વારા વર્ગહીન સમાજ નિર્માણનો પ્રયત્ન કરે છે

પૂજ્ય ગાંધીજીના મહાપ્રયાણ પછી એક વર્ષે સેવાગ્રામમાં તેમના અનુયાયીઓનું એક મોટું સંમેલન ભરાયું તેમાં શ્રી જવાહરલાલ નહેરૂ પણ હાજર હતા. ત્યાં પૂજ્ય વિનોબાની પ્રેરણાથી સર્વોદય સમાજની સ્થાપના થઈ અને સર્વોદયની ભાવનાનો વિશેષ પ્રચાર થવા લાગ્યો. મને પોતાને સર્વોદયનો વિચાર ખૂબ જ ગમી ગયેલો અને જો હું તેના પ્રચારમાં યત્કિંચિત્ ફાળો આપી શકું તો જીવન ધન્ય બનશે, એમ માનેલું

ત્યારબાદ પૂજ્ય વિનોબાએ તેલુગુ ભાષામાં ભૂદાન પત્ર શરૂ કરવાની પ્રેરણા કરતા મને સર્વોદય વિચારપ્રચાર ટ્રસ્ટનો વિચાર સૂઝ્યો અને રૂ. ૩૦ ( ) ત્રીસ હજાર બાલાજી સીતારામન એ ટોકરશી લાલજી એજન્ટ કંપની તરફથી તે માટે જુદા કાઢી ખાસ ટ્રસ્ટ કર્યું

તેનો મુખ્ય ઉદ્દેશ રાષ્ટ્રપિતા પૂજ્ય મહાત્મા ગાંધીજીએ

ભાષણો, લખાણો તથા પુસ્તકો દ્વારા જે વિચારો રજૂ કરેલા છે, તેનો પ્રચાર કરવાનો રાખ્યો સાથે તેમણે દર્શાવેલા રચનાત્મક કાર્યો કરવાની પણ જોગવાઈ રાખી

આ ટ્રસ્ટનુ ઉદ્દઘાટન તા ૧૯-૫-૧૯૫૬ ના રોજ હૈદરાબાદ રાજભવન ખાતે તે વખતના મુખ્ય પ્રધાન શ્રી રામકીશન રાઓના શુભ હસ્તે થયુ અને તેણે કાર્યકર્તાઓમા ઉત્સાહનો સારો સચાર કર્યો આ ટ્રસ્ટ તરફથી તેલુગુ ભાષામા ભૂદાન પત્ર શરૂ કરવા માટે તે અગે નિમાયેલી સમિતિને રૂા ૬૫૦૦ આપવામા આવ્યા આ પત્ર આજે ચાલુ છે

ત્યારબાદ ગાધીભવનના સચાલકો તરફથી પાચ ઓરડાઓ આપવામા આવ્યા કે જ્યા તે વખતના રાજ્યપાલ શ્રી ચદુલાલ ત્રિવેદીના શુભ હસ્તે 'ગાધી જ્ઞાનમદિર' ખુલ્લુ મૂકવામા આવ્યુ તેમા પૂજ્ય બાપુજીએ લખેલા દરેક ભાષાના પુસ્તકો તથા સર્વોદયને લગતુ સાહિત્ય સઘરાયેલુ છે અને એક વાચનાલય પણ જોડાયેલુ છે

આ ટ્રસ્ટ તરફથી પૂજ્ય બાપુજીએ લખેલ 'નઈ તાલીમ' અને 'રચનાત્મક કાર્યક્રમ' નામના બે પુસ્તકોનો તેલુગુ અનુવાદ રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રબાબુના શુભ હસ્તે સુદર સમારોહપૂર્વક પ્રકટ કરવામા આવ્યો છે

ત્યારબાદ સર્વોદયને લગતા સાહિત્યનુ વેચાણ કરવાનુ કામ હાથ ધરવામા આવ્યુ અને તેની જવાબદારી શ્રી બીરદીચદ ચૌધરીને સોંપાઈ તેઓ કુશળ વ્યવસ્થાપક હોઈ આ કાર્ય સારી રીતે ચાલવા લાગ્યુ હાલ આ ટ્રસ્ટ તરફથી

ખાદીભડાર સગ્રહાલય, મ્યુઝિયમ, રવીન્દ્ર ભારતી, બાગે બાગ (પબ્લીક ગાર્ડન) તાજમહાલ હોટેલ, તેમજ રેલ્વે સ્ટેશનો પર ખાસ સ્ટોલો મારફત પુસ્તક-વેચાણનુ કામ ચાલી રહ્યુ છે તે નજીકના ભવિષ્યમા જ બહુ સારો વિકાસ પામશે એવી મારી ધારણા છે

આ ટ્રસ્ટને પ્રાપ્ત થયેલા ઓરડાઓમા પૂજ્ય વિનોબાજી-પ્રેરિત સર્વોદય મડળને પણ સ્થાન આપવામા આવ્યુ છે કે જેના અધ્યક્ષ શ્રી પ્રભાકરજી છે તેઓ અહીંથી સર્વોદય મડળને લગતી અનેક પ્રવૃત્તિઓ જેવી કે ભૂદાન ગ્રામદાન, સપત્તિદાન વગેરેને ગતિમાન કરે છે વિશેષમા અહીં અનેક મહત્ત્વની સભાઓ થાય છે અને આશ્રમમા પધારનાર લગભગ દરેક માનનીય વ્યક્તિ અહીં જરૂર પધારે છે

મામા દ્વારા વવાયેલા એક નાનકા બીજમાથી આ રીતે શુભ પ્રવૃત્તિઓનુ એક સુદર વૃક્ષ ઉગ્યુ અને તે દિનપ્રતિદિન વિકાસ પામી રહ્યુ છે તે જોઈને આત્માને ઘણો સતોષ થાય છે

ભૌતિકવાદના ઝપાટાથી અજાઈ ગયેલા યુવક-યુવતીઓ આજે ગદુ સાહિત્ય વાચવા આકર્ષાઈ રહેલા છે અને તેનુ પરિણામ આપણાં ઘરોમાં તથા આપણા સમાજમા સ્પષ્ટ દેખાઈ રહ્યુ છે પરતુ એટલી આનદની વાત છે કે ભારતીય સસ્કૃતિની જડ ઘણી ઊડી હોવાથી હજી પણ આપણુ જીવન-આપણુ માનસ આધ્યાત્મિક પરપરાઓથી વિમુખ બની રહ્યુ નથી આજના વૈજ્ઞાનિક યુગમા જો આપણે



સર્વોદય વિચાર ટ્રસ્ટ તરફથી નામપલ્લી ( હૈદ્રાબાદ ) સ્ટેશને પુસ્તકોનો સ્ટોલ ખુલ્લો
મુકવામા આવ્યો તેનુ દૃશ્ય. તા ૧૫-૮-૬૫ ડાબી બાજુથી જમણા-૧ ડૉ.
વેકટરાઓ ૨ શ્રી રામકીશનજી ધૂત દીવો પ્રકટાવે છે ૩ શ્રી ટોકરસી કાપડિયા-
સર્વોદય વિચાર પ્રચાર ટ્રસ્ટના મેનેજીગ ટ્રસ્ટી ૪ શ્રી અમૃતભાઈ કાપડિયા

આધ્યાત્મિક વિચારોને સાચા સ્વરૂપે રજૂ કરી શકીએ તો વિજ્ઞાન અને આધ્યાત્મિક વિચારના સમન્વયનુ દર્શન થઇ શકશે કે જે માનવજાતિની એક બહુ મોટી સેવા છે

આ પ્રયત્ન સર્વસેવાસઘ તરફથી અખિલ ભારતીય સ્તર પર થઇ રહ્યો છે અને આધ્રખાતે તેનુ કામ સર્વોદય વિચાર ટ્રસ્ટને સોપાયુ છે આ ટ્રસ્ટ તરફથી એવો નિર્ણય કરવામા આવ્યો છે કે—સને ૧૯૬૯ની ગાંધી સવત્સરી પહેલા નીચેની યોજના અમલમા લાવવી

(૧) શહેરના મધ્યભાગમા સત્ સાહિત્યનો એક વિશાળ ભડાર ખોલવો અને તેના માટે સરકાર તરફથી જમીન મેળવવી તે માટે પ્રયત્ન ચાલુ છે

(૨) શહેરના જુદાજુદા સ્થાન પર સાહિત્ય વેચાણના વધુ કેન્દ્રો ખોલવા

(૩) આન્ધ્રપ્રદેશના મોટા મોટા શહેરોમા પણ આ પ્રકારના સાહિત્ય વેચાણના કેન્દ્રો ખોલવા

(૪) મુખ્ય મુખ્ય રેલ્વે સ્ટેશનો, ધાર્મિક સ્થાનો તથા અન્ય સાર્વજનિક સ્થાનો ઉપર પણ સાહિત્ય વેચાણના કેન્દ્રો ખોલવા

આ બધા કાર્ય માટે રૂ એક લાખની જરૂર પડે તેમ છે તેમા સર્વોદય વિચાર ટ્રસ્ટે પોતાના તરફથી રૂ ૧૦૦૦૦ દશ હજાર આપવાનો નિર્ણય કરેલો છે અને બાકીની રકમ જાહેર જનતા પાસેથી મેળવવાની છે તે માટે કેટલીક યોજનાઓ ઘડવામા આવી છે. જેમકે—

(૧) દાનમાં રકમ પ્રાપ્ત કરવી.

(૨) સહાયક સદસ્યો બનાવવા તથા તેમની પાસેથી રૂ. ૧ ૧ અમાનત (ડિપોઝીટ)ના રૂપમાં પ્રાપ્ત કરવા.

(૩) રૂ. ૧ ૦ વગર વ્યાજે મેળવવા અને તેનો ૨ ટકા ભાગ દરેક વર્ષે પાછા આપવા વગેરે.

આશા તો એવી છે કે આ યોજના પગભર થઈ જશે અને તે દ્વારા સર્વોદય સાહિત્યનું વેચાણ બહુ સારા પ્રમાણમાં થવા લાગશે.

હૈદરાબાદ શહેરમાં સમન્વય આશ્રમ નામની એક સંસ્થા ચાલતી હતી. આ સંસ્થા સમેટવાનું નક્કી થતાં તેની આશરે રૂ. ૧૫ ની જવાબદારી અદા કરવાના નિર્ણય સામે આ ટ્રસ્ટે તેની પાસેથી એકર જમીન, મકાનો વગેરે પ્રાપ્ત કર્યાં કે જે હુસેનસાગરના કિનારે હુસેનસાગર સ્ટેશનની નજીક આવેલાં છે. આ સ્થાનને શાંતિધામનું નામ આપેલું છે. ત્યાં આજે સર્વોદય સાહિત્યવિભાગનું કેન્દ્રીય કાર્યાલય ચાલે છે. તેમજ અમીરપીઠ નેચરક્યોર હોસ્પીટલ (કુદરતી ઈલાજને લગતી હૉસ્પીટાલ)માં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને રહેવાનું સ્થાન આપવામાં આવે છે. આ ટ્રસ્ટનો એક હેતુ મૂળથી જ કુદરતી ઈલાજની પ્રથાને વેગ આપવાનો પણ રહેલો છે. એ તરફ પાઠકોનું ધ્યાન ખેંચું છું.

તળાવના કિનારે આવેલું હોવાથી તેમજ ત્યાં બાગ સરસ રીતે બાંધેલો હોવાથી આ સ્થાન પણ રમણીય લાગે છે અને

ત્યા આવનારને અનેક પ્રકારના સદ્‌વિચારો સૂઝે તેમજ આધ્યાત્મિક પ્રેરણા પ્રાપ્ત થાય એવો ઘણો સભવ છે અહી સર્વોદય વિચારપ્રચાર ટ્રસ્ટના એક ટ્રસ્ટી તથા સર્વોદય સાહિત્ય પ્રચારસમિતિના સચાલક શ્રી ખીરચદ ચૌધરી પચાસ વર્ષની ઉમર થતા ધધામાથી નિવૃત્ત થઈને રહેવા માટે આવી ગયા છે, એટલે ભવિષ્યમા અહી સસ્થાના વિવિધ મનોરથો સાકાર થશે, એવી આશા રહે છે

આ પ્રકરણ પૂરુ કરતા એટલો ખુલાસો કરી લઉ કે સર્વોદય સાહિત્યમા અમે પૂજ્ય ગાધીજી અને પૂજ્ય વિનોબા ઉપરાત સ્વામી રામતીર્થ, શ્રી રામકૃષ્ણ પરમહસ, શ્રી વિવેકાનદ વગેરે ઉત્તમ કોટિના પુરુષોનુ તેમજ રાષ્ટ્રોન્નતિને લગતુ અન્ય શિષ્ટ સાહિત્ય પણ વેચવાનુ રાખેલુ છે

આ ટ્રસ્ટના મેનેજીગ ટ્રસ્ટી તરીકે કામ કરવાનુ મને પ્રાપ્ત થયુ, તેને મારુ અહોભાગ્ય માનુ છુ, કારણ કે તેનાથી અનેક સત્પુરુષોનો સમાગમ થાય છે અને જીવનમા જાગૃતિ માટે મે અત્યાર સુધી જે ભાવના સેવી છે, તેને ઠીક ઠીક બળ મળી રહે છે

આ ટ્રસ્ટ ઉત્તરોત્તર વિકાસ પામે, એવી મારી હાર્દિક ભાવના છે અને તે દિશામા મારો યથાશક્તિ પ્રયત્ન પણ છે

## [ ૨૨ ]

## ખેતીનો એક સફળ પ્રયોગ

સને ૧૯૪૮મા અનાજની ઘણી તગી હતી, ત્યારે ભારતના સન્માનનીય વડા પ્રધાન શ્રી જવાહરલાલ નહેરુએ

રેડિયો પરથી બધા દેશવાસીઓને અનુરોધ કર્યો હતો કે ખેતી પર ખાસ ધ્યાન આપો. વળી પૂજ્ય ગાંધીજી તથા પૂજ્ય વિનોબાના લખાણો વાચતા મારા મન પર એવી છાપ પડી હતી કે ખેતી એ દેશનો મુખ્ય આધાર હોવાથી તેમા રસ લેવો જોઈએ અને તેના વિકાસ પર ખાસ ધ્યાન આપવુ જોઈએ.

મારા વ વાઓ દેશમા ખેતી કરતા હતા અને તેમાથી જે કંઈ આવક થાય તેથી સંતુષ્ટ રહેતા હતા વળી તેમનુ જીવન કુદરતના ખોળે વ્યતીત થતુ હતુ તેથી તેમના તન નીરોગી તથા ખડતલ હતા અને મનને પણ ઘણી શાંતિ મળતી હતી કુદરતી જીવનમા તન અને મનની જે તાજગી અનુભવાય છે તે શહેરના ધાંધલિયા જીવનમા હરગીઝ અનુભવાતી નથી.

આજે શિક્ષા ભરના ઘણા માનવીઓ એમ માને છે કે વ્યાપાર અથવા ઉદ્યોગમા જેટલા પૈસા કમાઈ શકાય, તેટલા ખેતીવાડીમા કમાઈ ન શકાય; પણ હુ માનુ છુ કે એ એક મોટો ભ્રમ છે જો ખેતીવાડીનો યોગ્ય વિકાસ કરવામા આવે તો એ કામધેનુની ગરજ સારે તેમ છે મૂળ વાત એ છે કે આપણે ખેતીવાડી પાછળ જોઈએ તેટલુ ધ્યાન આપ્યુ નથી તેમ તેના પ્રશ્નોનો ગ્રાહ્ય ઉકેલ લાવવા માટે જોઈએ તેવા પ્રયત્નો કર્યા નથી જ્યા વર્ષમા ત્રણ પાક લઈ શકાય, એવી જમીનમા આપણે માત્ર એક પાક લઈએ છીએ અને તે પણ જોઈએ તેવો નહિ વ૭

જમીન સોનાનો ટુકડો બને તેવી હોય તે કથીરની હાલતમા પડી રહે છે, કારણ કે તેને કેળવવા માટેનુ વ્યવસ્થિત જ્ઞાન નથી

પૂજ્ય વિનોબાએ ખેતી અને ગ્રામોદ્ધારના પ્રશ્નમા ખૂબ રસ લીધેલો છે અને એ દૃષ્ટિએ સમસ્ત ભારતવર્ષનુ પરિભ્રમણ પણ કરેલુ છે તેઓ કહે છે કે 'ભારત પાસે એટલી જમીન છે કે જો તેને બરાબર કેળવવામા આવે તો એક અબજની વસ્તીને પણ અનાજની તગી પડે તેમ નથી '

ભારતના સદ્દગત વડા પ્રધાન પ્રધાન શ્રી લાલબહાદુર-શાસ્ત્રીના ધ્યાન પર એ વાત તો આવી જ હતી કે આપણા દેશને અનાજની લગભગ આઠ ટકા જેટલી ખાધ રહે છે, તે ખેતીવાડીનો વધારે વિકાસ કરવાથી પૂરાઈ જાય તેમ છે અને તેથી તે અગે તેઓ વિવિધ યોજનાઓને ગતિમાન કરી રહ્યા હતા

આ વખતે બટુકા-કાપડિયા કપનીનો વિશાળ કારોબાર મારા માથે હતો, તેમજ હૈદરાબાદના સાર્વજનિક કાર્યોની કેટલીક જવાબદારી પણ મારે શિરે હતી, પરતુ ભારતના એક નાગરિક તરીકે મારે કઈક કરવુ જોઈએ, એવા વિચારથી મે ખેતી તરફ લક્ષ્ય આપ્યુ અને તે માટે અનુકૂળ જમીન શોધી કાઢવાની પેરવી કરી

તે અગે મારે હૈદરાબાદની આસપાસના ઘણા સ્થાનોની મુલાકાત લેવી પડી છેવટે હૈદરાબાદ–મનમાડ રેલ્વે લાઈન પર આવેલ બોધાન સ્ટેશનથી ૬ માઇલના અતરે આવેલો ૧૫૫ એકર જમીનનો એક વિશાળ પટ મારી નજરમા

બેઠો અને તેના માલિક પાસેથી યોગ્ય શરતોએ ખરીદી લીધો. આ જમીનના માલિક એક નવાબ હતા અને તેઓ પુરાણી પદ્ધતિએ ખેડૂતો પાસે ખેતી કરાવતા હતા. તેમાં મુખ્યત્વે શેરડી અને ચોખા વાવવામાં આવતા હતા.

અહીં ખેતીનો યોગ્ય વિકાસ થાય તે માટે મેં શાન્ત કૃષિ પ્રાઈવેટ લીમીટેડ એ નામથી વહીવટ ચાલુ કર્યો. હવે જ્યાં સુધી જમીનનું યોગ્ય ખેડાણ થાય નહિ તથા તેમાં જોઈતું ખાતર નખાય નહિ તેમજ પાકને પૂરું પાણી આપવામાં આવે નહિ ત્યાં સુધી ખેતીનો વિકાસ થઈ શકે નહિ. એટલે અમે ટ્રેક્ટર ભાડે લાવી જમીનનું ૧૨ થી ૧૫ ઈંચ જેટલું ઊંડું ખેડાણ કરવા માંડ્યું અને તેમાં સારું ખાતર ભરવા માંડ્યું. વળી પાણીના પુરવઠા માટે બે ઓઈલ એન્જીનો કામે લગાડી દીધા.

અહીં એ પણ સ્પષ્ટતા કરવી આવશ્યક છે કે અમે ટ્રેક્ટરથી જમીનનું ખેડાણ કરવા માંડ્યું. આમ છતાં દસ–બાર જોડી બળદની તથા પાડાની તો રાખી જ હતી કે જે લોખંડના હલકા હળોથી જમીનનું ખેડાણ કરવામાં તેમજ ખાતર લઈ જવા વગેરેમાં કામ લાગતી હતી. એ વખતે માણસોની સંખ્યા ૭ થી ૮ જેટલી હતી, તે ધીમે ધીમે વધવા પામી હતી અને આજે તો ૧૨૫ થી ૧૫ જેટલા માણસો એ ખેતર પર કામ કરી પોતાની રોજી માનપૂર્વક રળે છે. જમીન પણ ૧૫૫થી વધારી ૨૧૩ એકર જેટલી કરી છે.

પહેલા બે વર્ષ તો આ જમીનમા નુકશાન થયુ હતુ, પણ ત્યાર પછી અનુક્રમે પાક વધતા તેનુ યોગ્ય વળતર મળવા લાગ્યુ હતુ અને આજે તો વાર્ષિક લગભગ રૂપિયા નવા બે લાખનુ માલ ઉત્પન્ન આવે છે, જે આવતા વર્ષે રૂપિયા ત્રણ લાખનુ થવા સભવ છે

અહી હાલ શેરડી, ચોખા તથા મગફળીનુ વાવેતર થાય છે તેમા શેરડી એક એકરે ૫૦ થી ૭૦ ટન જેટલી ઉતરે છે આ શેરડી સરકાર-સચાલિત નિઝામ સુગર ફેક્ટરીને વેચી દેવામા આવે છે કે જે રોજની ૪૦૦૦ ગુણી જેટલી ખાડ તૈયાર કરે છે એશિયામા ખાડના જે મોટા કારખાનાઓ ગણાય છે, તે પૈકીનુ આ એક છે

આ જમીન હૈદરાબાદથી ૧૩૦ માઈલના અતરે આવેલી છે અને લગભગ પાચ કલાકના પ્રવાસ પછી ત્યા પહોચાય છે ત્યા માણસોને રહેવા માટેના મકાનો બાધેલા છે, તેમજ અમારા માટે પણ ખાસ મકાન બાધેલુ છે અમે રજાના દિવસોમા ત્યા જઈએ છીએ, ત્યારે તાજી હવા, તાજુ દૂધ તથા તાજા શાકભાજી ખાવાના મળે છે અને કુદરતની ગોદમા બેસીને તેને આશિગતા અનેરો આનદ આવે છે આ વખતે ઘણુ ભાગે મિત્રમડળ અમારી સાથે હોય છે, એટલે એ આનદમા વૃદ્ધિ થાય છે અને દિવસો સુધી અહી જ ધામા નાખીએ, એવો વિચાર આવ્યા વિના રહેતો નથી પરતુ જીવનની જજાળ પાછા અમને શહેરમા ખેચી લાવે છે અને ત્યા કૃત્રિમ જીવનની જે જાળ પથરાયેલી છે, તેમા ફરી ફસાવુ પડે છે

અહીં એ પણ જણાવવું જોઈએ કે ભારત કૃષિ પ્રાઈવેટ લીમીટેડ નામથી પ્રથમ કામ શરૂ કરેલ, પરંતુ આન્ધ્ર લે રિફોર્મ એક્ટ અમલમાં આવતા બધા ભાગીદારોને તેમના ભાગની જમીન આપી દેવામાં આવી હતી. આજે એ કામ આ કૃષિ કંપનીના નામથી ચાલી રહ્યું છે. આ કંપની લીમીટેડ હતી ત્યારે હું મેનેજીંગ ડાયરેક્ટરનું કામ સંભાળતો પણ હવે મારા કુટુંબીઓ આ કામ સંભાળે છે.

[ ૨૩ ]

## હૈદરાબાદ રાજ્યમાં પ્રથમ ચૂંટણી

સને ૧૯૪૮ના સપ્ટેમ્બરની ૨૧મી તારીખે હૈદરાબાદ રાજ્યનો પૂરો કબજો લેવાયા બાદ જનરલ ચૌધરી મીલીટરી એડમીનીસ્ટ્રેટર તરીકે નિમાયા. ત્યારબાદ તેમની જગ્યાએ શ્રી વેલોડી આવ્યા અને ચાર જણની સમિતિ નિમાઈ તે પછી લોકપ્રતિનિધિઓને સત્તા સોંપવાનું નક્કી થતાં ચૂંટણી આવી. હૈદરાબાદ રાજ્યમાં આ પ્રથમ ચૂંટણી હતી અને તેમાં મેં એક કાર્યકર્તા તરીકે ભાગ લીધો હતો એટલે અહીં તેની કેટલીક વિગત રજૂ કરું છું.

ચૂંટણી લડવા માટે પૈસા જોઈએ તેથી કોંગ્રેસના આગેવાનોએ એક લાખ રૂપિયાનું ફંડ એકત્ર કરવાનો નિર્ણય કર્યો અને એ ફંડને તે વખતના કોંગ્રેસપ્રમુખ પંડિત શ્રી જવાહરલાલ નહેરુના નામ પરથી શ્રી નહેરુ પર્સ ફ

એવુ નામ આપ્યુ, પરંતુ ઘણા પ્રયત્નો કરવા છતા એ પર્સમા માત્ર રૂા ૫૫૦૦૦ જેટલી જ રકમ ભરાઈ પોણા બે કરોડની આબાદીવાળા રાજ્ય માટે આ વસ્તુ મામુલી ગણાય, પરંતુ એ વખતે લોકોને કોંગ્રેસ રાજ્યની નીતિમા પૂરો વિશ્વાસ જામ્યો ન હતો

બાપુજી કોંગ્રેસમા હતા અને તેમણે અસાધારણ પ્રયત્નો કરીને કોંગ્રેસને લોકપ્રિય બનાવી હતી, એટલે મારો આ સંસ્થા પ્રત્યે પ્રથમથીજ પ્રેમ હતો હું વ્યવસાય અર્થે હૈદ્રાબાદ આવ્યો અને સાર્વજનિક કાર્યોમા રસ લેવા લાગ્યો, ત્યારે પણ મારુ આકર્ષણ કોંગ્રેસ પ્રત્યે જેવુ ને તેવુ જ હતુ અને તેથી જ તેના કાર્યોમા બને તેટલો સહકાર આપવાનુ ચૂકતો નહિ આથી કોંગ્રેસના ઘણા કાર્યકર્તાઓ તથા આગેવાનોના પરિચયમા આવવાનુ બન્યુ હતુ અને તેમનો મારા પ્રત્યે સદ્‌ભાવ કેળવાયો હતો ચૂંટણીના પ્રશ્નમા પણ તેઓ મારી સાથે ચર્ચા–વિચારણા કરતા હતા

હવે ચૂંટણી આડા માત્ર ચાર દિવસ જ બાકી રહ્યા હતા અને સામ્યવાદીઓ મેદાન મારી જાય એવો રંગ જામ્યો હતો ખરેખર! પરિસ્થિતિ ઘણી કટોકટી ભરેલી હતી જો સામ્યવાદીઓ સત્તાસ્થાને આવે, તો શુ કરે અને શું ન કરે? એ એક ગંભીર સમસ્યા હતી કોંગ્રેસમા કેટલાક દૂષણો પેસવા છતા તેમા હજી ઘણી લાયક વ્યક્તિઓ હતી અને તે જીતે એમાજ દેશનુ કલ્યાણ હતુ એટલે એ માટે

આ વખતે કોંગ્રેસપ્રમુખ શ્રી દિગમ્બર રાઓ બિંદુજી હતા. તેમણે તથા સુપ્રસિદ્ધ કોંગ્રેસ આગેવાન શ્રી રામકિશન રાઓ વગેરેએ મારી સાથે છેલ્લામાં છેલ્લી પરિસ્થિતિની ચર્ચા કરી અને તાત્કાલિક સભા ભરી નાણાં એકત્ર કરવાનું નક્કી કર્યું.

રાત્રે બિંદુજી આદિની હાજરીમાં સભા થઈ અને તેમાં નામાંકિત વ્યાપારીઓએ હાજરી પણ આપી. તે વખતે તાત્કાલિક રૂપિયા ૩ આપવાની માગણી તેમની સમક્ષ મૂકવામાં આવી, પણ સામેથી ઉત્તર મળ્યો નહિ. ત્યારે એટલી રકમની લોન આપવાની માગણી કરવામાં આવી, પરંતુ તે માટે પણ કોઈ તૈયાર થયું નહિ. વિરોધમાં છેલ્લા એક વર્ષમાં અહીં કોંગ્રેસઆંદોલન હતું તે વખતે વેપારીઓ સામે જે વર્તાવ થયેલો તેની આકરી ટીકાઓ થઈ. નેતાઓએ કહ્યું કે જે દોષો હશે તે હવે પછી સુધારીશું, હાલ તો આ કામ પતાવો. પરંતુ કોઈ રસ્તો નીકળ્યો નહિ.

આખરે અનાજ–તેલીબિયાંનું મારું કામ હતું એટલે તે વેપારીઓ તરફથી રૂપિયા ૧ ભેગા કરવાનું મને સોંપાયું. આશરે રૂપિયા ૫૫ ભેગા થયેલા તેમાં મેં તેમ અનાજ તથા બીયાંના વેપારીઓએ યોગ્ય ફાળો આપ્યો હતો. છતાં કોંગ્રેસ પ્રત્યેના મમત્વથી તે જવાબદારી સ્વીકારી લીધી. બાકીના રૂ. ૨ ભેગા કરવાનું અન્ય વેપારીઓને સોંપાયું. પણ તેનું પરિણામ શું આવશે, તે મારી કલ્પના બહાર ન હતું.

બીજા દિવસે શ્રી દિગમ્બરરાવ તથા શ્રી રામકીશન-રાવ વગેરેને મળી પરિસ્થિતિની ઊંડાણથી ચર્ચા કરી આ વખતે મારુ મન તો મારી પેઢીમાથી પૂરા ત્રીશ હજાર રૂપિયા તેમને આપી દેવાનુ હતુ, પણ વ્યાપારમા રોકેલ મૂડી તરત નીકળે નહિ, એટલે જી રઘુનાથ બેંક પાસેથી રૂા ૩૦૦૦૦ કરજે મેળવ્યા અને તે રકમ મે તરત જ કોંગ્રેસ કાર્યકર્તાઓને પહોચાડી દીધી

જોઈતી કુમક આવી મળતા લશ્કરમા જેમ અનેરો ઉત્સાહ પ્રકટી નીકળે છે, તેમ આ રકમ આવી જતા કોંગ્રેસ કાર્યકર્તાઓમા અનેરો ઉત્સાહ આવી ગયો અને તેમણે છેલ્લા ચાર દિવસમા જીવ સટોસટ પ્રયત્ન કરતા કોંગ્રેસ પક્ષે ચૂટણીમા જીત મેળવી પરતુ જેમણે રૂપિયા ૨૦૦૦૦ ની જવાબદારી લીધી હતી, તેમાના કોઈએ તે માટે મહેનત કરી નહિ, તેમજ પોતાની પાસેથી પણ કશુ આપ્યુ નહિ। મે મારી જવાબદારી અગે રૂા ૯૦૦૦ ભેગા કર્યાં અને મારા તરફવી તેમા રૂા ૧૦૦૦ ઉમેરી સ્વીકારેલી જવાબદારી પૂરી કરી આ રીતે રૂા ૨૦૦૦૦ લોન અગે બાકી રહ્યા, તે પાછળથી કોઈએ સભાર્યા નહિ

આ વસ્તુ મે અહી આત્મશ્લાઘા માટે રજૂ કરી નથી, પરતુ જાહેર જીવનના કાર્યો કરતા કેવા કેવા અનુભવો થાય છે અને કાર્યકર્તાઓએ તેના પરથી કેવો બોધપાઠ લેવો જોઈએ, તે જાણવા માટેજ લખી છે

ચૂટણી પછી હૈદરાબાદ રાજ્યના વિભાજન અગે જે

ચળવળ શરૂ થઈ તે અંગે પણ અહીં બે શબ્દો લખું તો ઉચિત જ લેખાશે.

ચૂંટણી વખતે હૈદરાબાદ સ્ટેટ કૉંગ્રેસના પ્રમુખ સ્વામી રામાનંદ તીર્થ ચૂંટાયા. તેઓ હૈદરાબાદ રાજ્યના વિભાજનની તરફેણ કરતા હતા એટલે કે હૈદરાબાદ રાજ્યના જે જિલ્લાઓ તેલુગુ બોલનારા હતા તેમને આંધ્ર રાજ્યમાં જોડી દેવા, કન્નડ બોલનારા હતા, તેમને મૈસૂર રાજ્યમાં જોડી દેવા અને મરાઠી બોલનારા હતા તેમને મહારાષ્ટ્ર રાજ્યમાં જોડી દેવા. આ રીતે હૈદરાબાદ રાજ્યનું વિભાજન થઈ જાય તો ફરીને એક દેશી રાજ્ય તરીકે પોતાનું માથું ઊંચકી શકે નહિ એ તેમનો અંતર્ગત હેતુ હતો અને તેમાં પણ તથ્ય સમાયેલું હતું. કેટલાક સમજુ લોકોએ તેમના આ વિચારને ટેકો આપ્યો હતો અને હું પણ આ બાબતમાં તેમનો એક સમર્થક જ રહ્યો હતો.

એક વાર હૈદરાબાદ શહેરમાં તે અંગે મોટી સભા થઈ હતી, તેમાં વેપારીઓ, ઉદ્યોગપતિઓ, સામાજિક કાર્યકર્તાઓ તથા રાજદ્વારી પુરુષોએ પણ હાજરી આપી હતી. આ સભાનું પ્રમુખપદ સંભાળવાનું માન મારે ભાગે આવ્યું હતું તે મેં યોગ્ય રીતે સંભાળ્યું હતું. આ સભાએ વિભાજનની ચળવળને પૂરો ટેકો આપ્યો હતો અને વિશાળ આંધ્ર રાજ્યની કલ્પનાને વહેતી મૂકી હતી.

વિભાજનની આ ચળવળ ચાલુ થઈ હતી અને નિઝામાબાદ, વરંગલ, નલગુંડા, મહેબૂબનગર, હૈદરાબાદ, કરીમ-

નગર, મેદક અને તાંદુર આ આઠ તેલુગુ ભાષાવાળા જિલ્લાઓને આંધ્ર રાજ્યમા જોડી દેવામા આવ્યા હતા તેજ રીતે ગુલબર્ગા, બીદર અને રાયચુર આ ત્રણ કન્નડ ભાષાવાળા જીલ્લાઓને કર્ણાટક એટલે મ્હૈસુર રાજ્યમા જોડી દેવામા આવ્યા હતા અને ઓસમાનાબાદ, ભીડ, ઔરંગાબાદ, પરભણી તથા નાદેડ જીલ્લાઓ કે જ્યા મુખ્યત્વે મરાઠી ભાષા બોલાતી હતી, તેને મહારાષ્ટ્ર રાજ્યમા જોડી દેવામા આવ્યા હતા આ રીતે જુના હૈદરાબાદ રાજ્યનુ સપૂર્ણ વિભાજન થઈ ગયુ હતુ

મદ્રાસમાથી આંધ્ર રાજ્ય કેવી રીતે જુદુ પડયુ, તે ઈતિહાસપ્રસિદ્ધ છે એ વખતે તેની રાજધાની કર્નુલ (રાયલસીમા) મા હતી, પરતુ પાછળથી એ રાજધાની બદલીને હૈદરાબાદમા ખસેડવામા આવી અને એ રીતે જે શહેર એક વખત નિઝામ રાજ્યની રાજધાનીનુ શહેર હતુ, તે વિશાળ આંધ્રની રાજધાનીનુ શહેર બન્યુ

અહી પ્રાસગિક એ વાત પણ જણાવી દઉ કે મને રચનાત્મક કાર્યમા વિશેષ પ્રીતિ રહી છે અને જ્યા સુધી મારાથી બન્યુ ત્યા સુધી મે હોદ્દાઓ ગ્રહણ કરવાની વસ્તુને ટાળી છે હુ હૈદરાબાદ શહેર સમિતિ–બી વોર્ડનો ઉપપ્રમુખ કેટલોક વખત રહ્યો, પણ તેને અપવાદરૂપ ઘટના લેખવી જોઈએ મારી ઓફિસ એ જ લતામા આવેલી હતી, એટલે મારે એ હોદ્દો સ્વીકારવો પડયો હતો

મે હૈદરાબાદ સ્ટેટ કોંગ્રેસના ખજાનચી તરીકે વર્ષો

સુધી કામ કર્યું છે પણ તે અંગે હોદ્દો સ્વીકાર્યો નથી. સ્વામી રામાનંદ તીર્થ તથા બીજાઓએ ઘણી વખત ઘણી જાતના હોદ્દા આપવાની તથા મ્યુનિસિપલ ચૂંટણીમાં કોંગ્રેસ ટીકીટ આપવાની તેમજ એક વાર લોકસભામાં પ્રતિનિધિ તરીકે મોકલવાની સૂચના કરેલી પણ તેમાંથી કોઈનો મેં સ્વીકાર કર્યો ન હતો.

જેમ પૂજ્ય વિનોબા રાજકારણથી દૂર રહીને સમાજની વિવિધ પ્રકારે સેવા કરી રહ્યા છે તેમ મને મારા વ્યવસાયમાં રહીને સામાજિક સેવા કરવાનું વિશેષ પસંદ પડ્યું છે અને અનુભવે હું જોઈ શક્યો છું કે જેણે સમાજની સાચી સેવા કરવી હોય તેણે બને ત્યાં સુધી હોદ્દાઓથી દૂર રહેવું જોઈએ.

## [ ૨૪ ]
## મહાસભાનું અધિવેશન વગેરે

સને ૧૯૪૮ થી ૧૯૫૨ ના ગાળામાં મારા વ્યવસાય અંગે કેટલાક મહત્ત્વના પરિવર્તનો થયા, તેમજ સામાજિક સેવા અંગે મેં કેટલીક નવીન જવાબદારીઓ સ્વીકારી, પણ તે બધાનું વર્ણન યથાસ્થાને આવશે. હાલ તો મહાસભાનું અઠ્ઠાવનમું અધિવેશન જે સને ૧૯૫૩ની સાલના પ્રારંભમાં હૈદ્રાબાદ ખાતે ભરાયું તથા ત્રણ વર્ષ બાદ ઓલ ઇંડિયા કોંગ્રેસ કમીટીની બેઠક મળી તે અંગે કેટલીક વિગતો રજૂ કરીશ.

શરૂઆતમાં મહાસભાના અધિવેશનમાં ૬ થી ૭૦ જેટલા શિક્ષિત લોકો એકઠા થતા, જેમાંનો મોટો ભાગ



**હૈદરાબાદ કોંગ્રેસ અધિવેશનના સમયે. સને ૧૯૫૩**

ઊભેલા ડાબી બાજુથી–
(૧) કુદુરસીતૈય્યા એમ એ, (૨) ઈગ્રિમ સત્યનારાયણ સીટી કોંગ્રેસના પ્રમુખ, (૩) શ્રી એકબોટે હૈ સ્ટેના કેળવણી પ્રધાન, (૪) શ્રી બ ટ્ટ- લાલ બદુકા, (૫) શ્રી ટોકરશી લાલજી કાપડિયા તથા (૬) શ્રી ડી ડી, ઈટાલિયા M P બેઠેલા ડાબી બાજુથી–(૧) શ્રી રામકિશન રાઓ મુખ્ય મંત્રી હૈ સ્ટે (૨) પં શ્રી નહેરુ, (૩) શ્રી રામાનંદ તીર્થ પ્ર આંધ્ર પ્રદેશ કોંગ્રેસ, શ્રી પન્નાલાલ પીત્તી, (૫) બેરિસ્ટર અકુબરઅલી એમ પી

અધિકારીઓ તથા બૅરીસ્ટરો વગેરેનો હતો તેઓ 'હોમરૂલ' વગેરે અ ગે ચર્ચા કરતા અને પોતાના વિચારો ઠરાવના રૂપમા ભારતના વાયસરૉય તથા પાર્લામેન્ટના સભ્યો વગેરે પર મોકલી આપતા આ અધિવેશન માટે ટાઉનહૉલ, થિયેટર કે એવા જ બીજા હૉલો બસ થતા પર તુ ધીમે ધીમે મહાસભામા અન્ય લોકોએ પણ ભાગ લેવા માડ્યો ખાસ કરીને પૂજ્ય ગાધીજીએ તેમા પ્રવેશ કર્યા પછી તેનુ સ્વરૂપ જ બદલાઈ ગયુ અને તેથી મહાસભાના અધિવેશન માટે ખુલ્લા મેદાનમા મોટા મ ડપો બાધવાની જરૂર પડી, તેમજ તેમના ઉતારા વગેરે માટે પણ મોટા પાયે પ્રબ ધ કરવાની આવશ્યકતા ઊભી થઈ ત્યારબાદ આઝાદીની લડત ઉપડતા મહાસભાના અધિવેશનોમા લોકોની પ્રચ ડ હાજરી થવા લાગી અને આજે પણ તે જ સ્થિતિ ચાલુ છે આ કારણે જે પ્રાતને મહાસભાનુ અધિવેશન બોલાવવુ હોય, તેને સારી તૈયારી કરવી પડે છે

હૈદરાબાદ પ્રદેશ કોગ્રેસને એમ લાગ્યુ હતુ કે જો આપણા આગણે મહાસભાનુ એક અધિવેશન મળી જાય તો લોકોની મનોવૃત્તિમા ઘણો ફેર પડે અને રાજદ્વારી દૃષ્ટિએ આમ પ્રાતને સારી એવી પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય એટલે તેના કાર્યવાહકોએ હિ મત કરીને મહાસભાના અહ્વાનમા અધિવેશ માટે આમ ત્રણ આપ્યુ અને તેનો દિલ્હી ખાતે સ્વીકાર થયો ત્યારબાદ તરત જ તે અ ગે સ્વાગતસમિતિ નીમવામા આવી, જેમા સ્વામી રામાનદતીર્થ અધ્યક્ષ ચૂ ટાયા

ચારેક માસ અગાઉથી તૈયારીઓ થવા માડી તેમા

માલ અને ખરીદી (Stores and Purchase)નું કામ કે જે બીજા કોઈ પણ વિભાગ કરતા વધારે મહત્ત્વનું તેમજ વધારે જવાબદારીવાળું છે તે મને સોંપવામાં આવ્યું. કાર્યકર્તાઓને મારી વ્યવસ્થા-શક્તિ તથા મારી નિષ્ઠામાં વિશ્વાસ હતો તેનું જ આ પરિણામ હતું. મેં પણ દેહગામ પ્રદેશ કોંગ્રેસે ઉપાડેલા કાર્યમાં મારાથી બનતો સહકાર આપવાની ભાવનાએ આ જવાબદારીનો સ્વીકાર કર્યો હતો.

આ અધિવેશનની નાણાકીય સમિતિના પ્રમુખની જવાબદારી અહીંના પ્રસિદ્ધ ઉદ્યોગપતિ શ્રી પનાલાલ પીત્તીને સોંપવામાં આવી હતી અને બીલોની ચકાસણી વગેરેને લગતું કામ શ્રી વાસુદેવ નાયકને સોંપવામાં આવ્યું હતું કે જેઓ કોંગ્રેસના જૂના કાર્યકર, સીટી કોંગ્રેસના પ્રમુખ તથા તે વખતની ધારાસભાના ડેપ્યુટી સ્પીકર હતા. તેઓ નાણાકીય સમિતિના માનદ મંત્રી નીમાયા. સાથે તે સમિતિનો હું સહમાનદ મંત્રી નીમાયો, તેથી વારંવાર આ કાર્યમાં મારી સલાહ-સૂચના લેતા. આ રીતે મારે કેટલોક સમય એમાં પણ આપવો પડતો.

આ વખતે કોંગ્રેસના મુખ્ય મંત્રી શ્રી બળવંતરાય મહેતા હતા. તેઓ અધિવેશનની તૈયારી અંગે વારંવાર અહીં આવતા અને અમને વિવિધ પ્રકારના સૂચનો કરતા. તેમણે અમને એક સૂચન એવું કર્યું કે શ્રી નહેરુજી આદિ અગ્રેસર નેતાઓની સરભરા અહીંના ગુજરાતી ભાઈઓએ કરવી અને તેનો જે ખર્ચ થાય તે પણ તેમણે ભોગવી લેવો. એમાં ગુજરાતીઓની તેમજ ગુજરાતની શોભા વધશે.

આ સમયના પ્રધાનમ ડળમા એક માત્ર ગુજરાતી શ્રી કુલચ દ ગાધી હતા તેમની સાથે શ્રી બળવ તરાયભાઈએ કેટલીક પરામર્શ કર્યા પછી હૈદરાબાદ–સિક દરાબાદના ગુજ-રાતીભાઈઓની સભા ભરવામા આવી અને તેમની સમક્ષ ઉપરનુ સૂચન રજૂ કરતા સહુએ તેને હર્ષભેર વધાવી લીધુ

આ વિભાગમા ૧૦૪ જેટલા આગેવાનો આવવાની વકી હતી, જેમા મુખ્ય પ્રધાનો તેમજ દિલ્હીના મુખ્ય મ ત્રી-મ ડળની વ્યક્તિઓ વગેરેનો સમાવેશ થતો હતો વળી આ આગેવાનો સાથે તેમના મ ત્રીઓ વગેરેનો સ્ટાફ પણ ત્યાજ રહેવાનો હતો, એટલે કુલ ૪૦૦ થી ૫૦૦ વ્યક્તિઓની સગવડ કરવાની હતી અને તે માટે સ્વય સેવકો વગેરે અમારે જ રોકવાના હતા

આ મહાનુભાવોના ઉતારા માટે પ્રીન્સ નીલોફર હોસ્પીટલની પસ દગી કરવામા આવી કે જેનુ નૂતન આલિશાન મકાન હમણા જ બ ધાઈને તૈયાર થયુ હતુ અને જેનો ઉદ્દ્ઘાટનવિધિ થવાનો હજી બાકી હતો આ કાર્યમા પણ મારે ભાગ લેવો જ પડ્યો, કારણ કે કેટલાકનો એવો આગ્રહ હતો કે 'તમે નહિ તો અમે નહિ' રાત–દિવસ સાથે કામ કરનારાઓને નારાજ પણ કેમ કરી શકાય? મારે કહેવુ જોઈએ કે અહીં નાના–મોટા ગુજરાતી ભાઈ–બહેનોએ જે સુ દર કામગીરી બતાવી, તેથી દેશ-નેતાઓ ઘણા ખુશ થયા હતા અને તેમણે સ્પષ્ટ શબ્દોમા જણાવ્યુ હતુ કે 'મહાસભાના કોઈ પણ અધિવેશનમા અમારી આટલી સુ દર સરભરા થઈ ન હતી'

મારા માથે આવતી જવાબદારી ઘણી મોટી હતી. આ જવાબદારી મારે સફળતાપૂર્વક પાર પાડવી હોય તો તેના પ્રત્યેક વિભાગ અંગે ઊંડી વિચારણા કરવી જોઈએ તથા માલ-સામાનની ઝીણામાં ઝીણી વિગત તૈયાર કરીને, તે કયાંથી કિફાયત ભાવે મળી શકશે, તેનો નિર્ણય કરી લેવો જોઈએ. પરંતુ આ બધું તો જ બની શકે કે જો હું મારો બધો સમય આ કામની પાછળ જ આપું. એટલે મેં પેઢીએ જવાનું માંડી વાળ્યું અને માત્ર આ જ કાર્યમાં ચિત્ત પરોવ્યું. કોઈપણ કાર્યમાં ચિત્ત એકાગ્ર કર્યા વિના તેમાં સિદ્ધિ મળતી નથી, એ એક સિદ્ધ હકીકત છે; આમ છતાં કેટલી વ્યક્તિઓ સ્વીકૃત કાર્યમાં પોતાનું ચિત્ત એકાગ્ર કરે છે?

આ કામ પરત્વે રાત્રિ-દિવસ ચિંતન કરતાં મને પહેલો વિચાર એ આવ્યો કે ગયા વર્ષ નાશિકમાં અધિવેશન ભરાયું હતું અને તેના સ્વાગતાધ્યક્ષ મુંબઈના રેવન્યુ મીનીસ્ટર ભાઉ સાહેબ હીરે હતા, તેમને મળી બધી જરૂરી માહિતી મેળવી લેવી. આથી તા. ૨૭-૯-૫૨ના રોજ મેં હૈદરાબાદ પ્રદેશ કોંગ્રેસના મુખ્ય મંત્રી શ્રી પ્રાણેશાચાર્ય મારફત ભાઉ સાહેબ હીરેને અર્જન્ટ તાર કરાવ્યો કે શ્રી ટોકરશી લાલજી કાપડિયા આવતી કાલે સવારે કોંગ્રેસના [illegible] અધિવેશનની તૈયારી અંગે આપને મળવા માટે આવે છે તો કૃપા કરીને તેમને શક્ય એટલી તમામ માહિતી પૂરી પાડશો.

હું બીજા દિવસે મુંબઈ ગયો અને ભાઉ સાહેબ

હીરેને મળ્યો તેમણે મારા પૂછેલા બધા પ્રશ્નોનો સતોષકારક જવાબ આપ્યો અને તેથી મને ઘણુ માર્ગદર્શન મળ્યુ ગુજરાતી ભાષામા કહેવત છે કે 'પૂછતા નર પડિતા— જે મનુષ્ય ડાહ્યા માણસોને પૂછતો રહે છે, તે આખરે નિષ્ણાત બની જાય છે'

આ અધિવેશન માટે સહુથી મોટી જરૂર લોખડના પતરાની હતી તેના ૮ થી ૧૦ વેગનો તાતા કપની પાસેથી વ્યાજબી ભાવે મેળવવામા આવ્યા આ પતરાનો ઉપયોગ થઈ રહ્યા પછી પાછા આપવાના હતા આગળના અધિવેશનમા પણ આ જ રીતે ગોઠવણ થયેલી હતી, પરતુ નાશિક અધિવેશનમા પતરા પાછા આપતા કુલ રૂા ૬૦૦૦૦નો ઘસારો ખમવો પડ્યો હતો, જ્યારે મારા હસ્તકના આ કાર્યમા માત્ર રૂા ૧૦૦૦૦ના ઘસારાથી કામ પત્યુ હતુ !

મારે નાની મોટી સખ્યાબધ વસ્તુઓ ખરીદવાની હતી, તે હુ બને તેટલી કસીને ખરીદતો હતો મારો વ્યાપારી અનુભવ મને આ બાબતમા ઘણો જ ઉપયોગી થયો હતો, પરતુ સહુથી મોટી વાત તો નિષ્ઠાની હતી જો એક કાર્ય સન્નિષ્ઠાથી કરવુ હોય તો તેને માટે બધા માર્ગો ખુલ્લા થઈ જાય છે અને કુદરત પણ તેમા મદદગાર બને છે

અધિવેશનને લગતી વસ્તુઓમા એક પ્રશ્ન પાચ લાખ લોકોને બેસવા માટેની ચટાઈઓનો હતો જો તે નવેસરથી ખરીદ કરવામા આવે તો ખર્ચ ઘણો થતો હતો, આથી

મેં લાગવગનો ઉપયોગ કરીને મોટી મોટી ચીજો મફત મેળવી હતી. આ એક નવાબી શહેર હતું એટલે ઘણી જગ્યાએ મોટી મોટી ચીજો હોવાની સંભાવના હતી. વિશેષમાં બાસ્તાન વેચનારા ભાઈઓનો સંપર્ક સાધી મામુલી ઘસારાની શરતે કતાન મેળવ્યા હતા અને તે સીવીને પાથરણાં બનાવી તેનાથી કામ ચલાવ્યું હતું.

અહીં એ પણ જણાવવું જરૂરી છે કે વાસણ આદિ બીજી પણ ઘણી વસ્તુઓ મિત્રો તેમજ સંસ્થાઓ પાસેથી મફત મેળવેલી કે મામુલી ઘસારો આપવાની શરતે પ્રાપ્ત કરેલી. લોખંડના પલંગો, ટેબલો, ખુરશીઓ, ગાદીતકિયા આદિ મીલીટરીમાંથી સારી હાલતમાં પાછી આપવાની શરતે મેળવેલા. આવા જાહેર સંમેલનોમાં બીજાની વસ્તુ માગી લાવીને વાપરવામાં તૂટફૂટ થવાનો તથા ચોરાઈ જવાનો સંભવ ખરો, પણ તે માટે પૂરી સાવધાની રાખવી રહી. વિશેષમાં અહીં સામ્યવાદીઓનો પણ કેટલોક ભય રહ્યા કરતો હતો કે રખે તેઓ કોઈ જાતની ગોલમાલ કરી જાય.

આ અધિવેશન માટે હૈદરાબાદ શહેરથી થોડે દૂર વિશાળ મેદાનમાં નાનલનગર વસાવવામાં આવ્યું હતું. ત્યાં પોલીસનો પૂરતો બંદોબસ્ત હતો તેમજ સી. આઈ. ડી.ના કાબેલ માણસો પોતાની ફરજ બજાવી રહ્યા હતા. આમ છતાં મેં મારા અંગત માણસોને માલ-સામાન પર પૂરતી દેખરેખ રાખવાની ખાસ સૂચના આપેલી હતી, તેથી ચોરી વગેરેના કોઈ મોટા કિસ્સાઓ બનવા પામ્યા ન હતા.

આ રીતે કરકસર, સાવધાની અને વ્યવસ્થાનો પૂરો આશ્રય લેવાથી હૈદરાબાદ અધિવેશનનું ખર્ચ રૂા પાંચ લાખની અંદર આવ્યું હતું, જ્યારે તેની પૂર્વેના નાશિક અધિવેશનનો ખર્ચ રૂા પોણાસાત લાખ અને તેની પૂર્વેના જયપુર અધિવેશનનો ખર્ચ રૂપિયા ત્રીશ લાખ નોંધાયો હતો

આ અધિવેશન પ્રસંગે કચ્છના કોંગ્રેસ કાર્યકર્તાઓ તથા સલાહકાર પ્રધાનો વગેરેનો ઉતારો મારે ત્યાં રહ્યો હતો તે માટે મારી પેઢીને મે રહેઠાણના રૂપમાં ફેરવી નાખી હતી, મારા સ્ટાફને તેમની સરભરામાં મૂકી દીધો હતો તથા મારી પત્નીએ તેમના ભોજન વગેરેની વ્યવસ્થા સંભાળી હતી ટુંકમાં મેં તેમને મોંઘેરા મહેમાન માની મારાથી બને તેટલી આગતા-સ્વાગતા કરી હતી

આ અધિવેશનના પ્રમુખ પંડિત જવાહરલાલ નહેરૂ હતા કે જે તેમની નિસ્વાર્થ ભવ્ય સેવાઓ તથા પ્રેમાળ હૃદયને લીધે લોકપ્રિયતાની ટોચે પહોંચેલા હતા તેઓ ગમે તેવા વિકટ પ્રશ્નો ખડા થાય તો પણ પોતાની વિલક્ષણ બુદ્ધિ તથા પોતાના અદ્‌ભુત વ્યક્તિત્વથી તેનો ઉકેલ લાવી દેતા હતા

અધિવેશન પૂર્ણ થયા બાદ બધું કામ સમેટતા આશરે એક મહિનો લાગ્યો હતો આ રીતે મારા કુલ ચાર મહિના આ કામ પાછળ ગયા હતા અને મને અંગત ખર્ચ પણ રૂા ત્રણ હજારથી અધિક થયો હતો

અહીં એ પણ સ્પષ્ટ જણાવવું જોઈએ કે રાજદ્વારી

કામમાં પક્ષાપક્ષી હોય છે અને તેથી એમ તેવું ચાલુ કામ કરતાં હોઈએ તો પણ વિરુદ્ધ પક્ષના લોકો ગંદી અફવાઓ ફેલાવતા રહે છે અને લાગ મળે તો આપણને ફેંકી દેતા પણ જરાયે અચકાતા નથી એટલે આવા પ્રસંગે કામ કરવામાં પૂરી પ્રામાણિકતા ઉપરાંત ધીરજ ખંત અને સહનશીલતા પણ સારી રીતે કેળવવી જોઈએ

સને ૧૯૫૬ના ઓક્ટોબર માસમાં ઓલ ઈંડિયા કોંગ્રેસ કમીટીની બેઠક અહીં મળી હતી, ત્યારે કોંગ્રેસ છાવણીની વ્યવસ્થા કરવાનું કામ મને સોંપાયું હતું અને મેં ખૂબ ઉત્સાહપૂર્વક તે કામ પાર પાડ્યું હતું આ વખતે કોંગ્રેસના પ્રમુખ શ્રી ઉછરંગરાય ઢેબર હતા ત્યાર બાદ કેટલાક વખતે કોંગ્રેસ કારોબારીની બેઠક મળી ત્યારે પણ વ્યવસ્થાનું તંત્ર મારા હસ્તક રહ્યું હતું

આ રીતે મહાસભાના અધિવેશન આદિમાં કામ કરતાં મને ઘણું ઘણું જાણવાનું મળ્યું છે અને આ માટે એટલો સંતોષ થયો છે કે મને પ્રાપ્ત થયેલી તકનો હું થોડો પણ સદુપયોગ કરી શક્યો છું

અહીં એ પણ જણાવી દઉં કે આ પહેલાના મહાસભાના કેટલાક અધિવેશનમાં મેં એક પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી અને ત્યારબાદ પણ બનતા સુધી પ્રતિનિધિ કે પ્રેક્ષક તરીકે હાજરી આપતો રહ્યો છું

[ ૨૫ ]

## ગુજરાતી પ્રગતિ સમાજ

પર્વતની તળેટીમાથી નીકળેલુ નાનુ ઝરણુ આગળ જતા નદીનુ રૂપ ધારણ કરે છે અને લોકમાતાની ગરજ સારે છે અથવા નાનકડા બીજમાથી છોડ ઉગે છે, તે કાલાતરે મોટુ વૃક્ષ બને છે અને અનેક પશુઓ, પક્ષીઓ તથા મનુષ્યોને શીતળ છાયા તથા મધુર ફળ આપીને મહાન ઉપકાર કરે છે આવુ જ કઈક હૈદરાબાદના ગુજરાતી પ્રગતિ સમાજ માટે કહી શકાય

વર્ષો પહેલા કેટલાક ગુજરાતી ભાઈઓ ભેગા થતા, ત્યારે વ્યાપાર-રોજગાર ઉપરાત સમાજહિતની વિચારણા પણ કરતા એમાથી સને ૧૯૩૮મા નવયુવક મડળ સ્થપાયુ અને તેણે પુસ્તકાલયની પ્રવૃત્તિ હાથ ધરી આ પ્રવૃત્તિ આમ તો સામાન્ય ગણાય, પણ તેના વ્યવસ્થાપકોએ તેને વિશિષ્ટરૂપ આપ્યુ અને પાચ વર્ષના ગાળામા બાળમડળ, સ્ત્રીમડળ, વક્તૃત્વસભા, હસ્તલિખિત ત્રૈમાસિક, નામાકિત વ્યક્તિઓના મૃત્યુ અગે શોકસભાઓ, જાહેર સન્માનો, સ્નેહસમેલનો, વિવિધ સાધનો દ્વારા સાહાની સાવજત તથા દુષ્કાળ જેવા પ્રસગોએ સહતફાળો વગેરે યોજનાઓ અમલમા મૂકતા ગુજરાતી ભાઈઓમા સારી જાગૃતિ આવી અને સામાજિક કાર્યો કરવાનો ઉમગ જાગ્યો

આ વખતે કેટલાક ભાઈઓને એમ લાગ્યુ કે આપણા તરફથી એક ગુજરાતી ફ્રીસ્કૂલ ચાલે છે તથા બીજુ આ

નવયુવક મંડળ ચાલે છે. તે બંને પ્રવૃત્તિઓને ભેગી કરીએ તો ગુજરાતી સમાજની વધારે સારી સેવા થશે. અહીં ગુજરાતી હિન્દુ સ્કૂલ સને ૧૯૦ માં સ્થપાયેલી હતી અને તેનો વહીવટ ગુજરાતી ભાઈઓની બનેલી એક સમિતિ દ્વારા ચાલતો હતો.

આ વિચાર બધાને પસંદ પડ્યો. એટલે બંને પ્રવૃત્તિઓનું એકીકરણ થયું અને તે માટે એક મકાન બનાવવાનો નિશ્ચય કરવામાં આવ્યો. સંસ્થાને પોતાનું મકાન હોય તો તેની જ બને છે અને ત્યાં અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરી શકાય છે એવો મારો અભિપ્રાય સાથે હું ધારું છું કે બધા પાઠકો સંમત થશે.

આપણા પ્રાચીન પુરુષોએ કહ્યું છે કે યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિ —જેવી ભાવના હોય તેવી સિદ્ધિ થાય છે. અંગ્રેજી ભાષામાં પણ તેને મળતી જ એક કહેવત છે કે જ્યાં દૃઢ સંકલ્પ હોય, ત્યાં માર્ગ અવશ્ય મળી આવે છે. અહીં બધાની ભાવના હતી, દૃઢ સંકલ્પ હતો એ રીતે માર્ગ મળી આવ્યો.

રાવ ભગવાનદાસ હરિદાસ એન્ડ સન્સના સંચાલકો તરફથી મકાન બાંધવા માટે કેટલીક જમીન તથા રૂપિયા ૫ ૧નું દાન કરવામાં આવ્યું અને તા. ૧૩-૧૧-૧૯૪૭ એટલે વિ. સં. ૨ ના કારતક વદિ ૧ ને શનિવારે એ મકાનનું ખાતમુહૂર્ત મુંબઈના શાહ સોદાગર શ્રીમાન પુરુષોત્તમદાસ ઠાકુરદાસના વરદ હસ્તે કરવામાં આવ્યું.

આ વખતે ગુજરાતી સમાજમાં વિવિધ રીતે પ્રગતિ

કરવાની ભાવનાથી 'ગુજરાતી ફ્રીસ્કૂલ તથા નવયુવક મ ડળ'નુ નામ બદલીને **ગુજરાતી પ્રગતિ સમાજ** એવુ નામ રાખવામા આવ્યુ

ત્યારબાદ આ સમાજને રજીસ્ટર્ડ સ સ્થા બનાવવામા, બ ધારણુ ઘડી પસાર કરાવવામા, કાયદા મુજબ ટ્રસ્ટીઓ નીમી ટ્રસ્ટ ડીડ કરવામા તથા મકાન અ ગે જોઈતુ ફ ડ એકઠુ કરવા વગેરેમા કેટલોક સમય પસાર થયો

તે પછી મકાનનો પાયો ખોદાઈ બાધકામ કરવાની સ્થિતિમા આવતા નિઝામ રાજ્યમા રઝાકાર ચળવળ જાગી, તેના લીધે હૈદરાબાદના ઘણા ગુજરાતી કુટુ બો હિજરત કરી દેશમા ચાલ્યા ગયા અને તે કારણે શાળા તથા પુસ્તકાલયની પ્રવૃત્તિ મ દ પડી

વર્ષાઋતુના ચ દ્રને જેમ નાના–મોટા અનેક વાદળોમાથી પસાર થવુ પડે છે, તેમ સામાજિક, રાષ્ટ્રીય તથા ધાર્મિક સ સ્થાઓને પણ નાની–મોટી અનેક આપત્તિઓમાથી પસાર થવુ પડે છે જે સ સ્થાઓ એ આપત્તિઓને પસાર કરી જાય છે, તેનુ ભાવી ઉજ્જવળ બને છે બાકીની સ સ્થાઓનુ આયુષ્ય ટુકુ થાય છે અને તેના સ ચાલકોને અ પયશના ભાગી બનવુ પડે છે

પછી તો હૈદરાબાદ રાજ્ય નિઝામની સત્તામાથી મુક્ત થયુ અને તે આઝાદ ભારતનો એક ભાગ બન્યુ તેણે સહુના હૃદયમા નૂતન આશાનો સ ચાર કર્યો અને ગુજરાતી પ્રગતિ સમાજની પ્રવૃતિ પૂર્વવત્ ચાલવા લાગી

સને ૧૯૪૯ની સાલની આ વાત છે કે જ્યારે મને હૈદરાબાદ આવ્યાને લગભગ સાત વરસ વીતી ગયા હતા અને હું હૈદરાબાદના ગુજરાતી સમાજનું એક વિશિષ્ટ અંગ બની ગયો હતો એટલું જ નહિ પણ તેની મારા પ્રત્યે મમતા પણ જાગી હતી આથી તા. ૨૪-૭-૧૯૪૯ના દિવસે ગુજરાતી પ્રગતિ સમાજની કાર્યવાહક સમિતિએ તેના માનદમંત્રી તરીકે મારી નિમણૂક કરી. તે બાદ મેનેજીંગ ટ્રસ્ટી તરીકે પણ મારી નિમણૂક કરી.

ગુજરાતી પ્રગતિ સમાજનો વિકાસ થાય તે જોવા હું ઉત્સુક હતો, તેમજ તે માટે બનતું કરી છૂટવું તેને હું મારું કર્તવ્ય સમજતો હતો તેથી એ નિમણૂકને મેં માન્ય રાખી અને સમાજના મંત્રીપદની જવાબદારી સંભાળી લીધી.

આ વખતે સમાજની મુખ્ય પ્રવૃત્તિ આશરે ૮૦ વિદ્યાર્થીઓની સંખ્યા સાથે પ્રાથમિક શાળા અને પુસ્તકાલય પૂરતી મર્યાદિત હતી અને રઝાકાર ચળવળ પછી તેમાં પણ કેટલીક મંદતા આવી હતી. વળી આપસમાં વિચારોનો જોઈએ તેવો મેળ ન હતો, તેથી પ્રવૃત્તિઓમાં ધાર્યો વેગ આવી શકતો ન હતો. આ પરિસ્થિતિમાં મને પ્રથમ કર્તવ્ય એ સમજાયું કે બધાને પ્રેમબંધનમાં લાવવા. અને તે માટે મેં શ્રી ગુજરાતી વિદ્યાર્થીઓની ગુંજી માળ —એ નામથી એક પત્રિકા શરૂ કરી અને તેના શ્રી ગણેશ તેજ સાલની ઓગસ્ટની પંદરમી તારીખથી કર્યા એ પત્રિકા હું અહીં રજૂ કરું છું તેથી તે વખતની પરિસ્થિતિનું સ્પષ્ટ ચિત્ર પાઠકો સમક્ષ આવી જશે.

" શ્રી ગુજરાતી વિદ્યાર્થીઓની મુંગી માગ "

પ્રગતિ

૫ ંદરમી ઓગસ્ટ ૧૯૪૯ પ્રથમ સ્વાતંત્ર્યદિને
માનદ મંત્રીનો સંદેશ

' શાળાની કેટલીક મુલાકાતો લીધા બાદ ગુજરાતી વિદ્યાર્થીઓની મૂંગી માગ શું છે, એ મારે આ શુભ દિવસે સમાજ પાસે મૂકવી જ જોઈએ હું સમજી શક્યો છું કે તેમને બેસવા માટે નવા મકાનનું બાંધકામ અધૂરું છે તેમાં પૂરતી જગ્યા નથી આર્થિક અપૂર્ણતાથી સારા શિક્ષકોનો અભાવ છે વળી બાલમંદિર નથી, રમત–ગમત–કસરત માટે મેદાન નથી, સારું વાચનાલય પણ નથી આ બધી 'વિદ્યાર્થીઓની મૂંગી માગ છે' આપણે આ શુભ દિવસે નિર્ણય કરી અમલમાં લાવીએ એમની માગ આપણે એટલે કે વાલીઓએ જ પૂરી કરવી રહી

હૈદરાબાદમાં વસતા ગુજરાતીઓ સામાજિક ભાવનાથી પ્રેરાઈ જે ઉત્સાહ તથા પ્રેમથી હાલ શ્રી ગુજરાતી પ્રગતિ સમાજ મારફત કાર્ય કરી રહેલ છે, તે પ્રશંસનીય છે, છતાં હજુ વિકાસને અવકાશ છે

કારોબારીમાં મે કહેલું કે જો સમાજના બધા ભાઈઓને ઉત્સાહ તથા પ્રેમથી આપણી સાથે મેળવીએ તો બધા કાર્યો પાર પડી શકે બાદ બધા ભાંઈઓનો ઉત્સાહ કેવો છે, એ બદલ જાણવા મળ્યું કે વાર્ષિક ચૂંટણીની મીટીંગમાં પાંચ ભાઈઓની હાજરી હતી ને કારોબારીમાં ઓછામાં ઓછા પંદર જણાઓને ચૂંટવાના હતા આ પરથી આપણી સમાજ પ્રત્યેની ઉદાસીનતાની કલ્પના આવે છે

આ ઉદાસીનતા શા માટે ? સમાજના કાર્યમા ઉદાસીનતા એટલે આપણા પ્રત્યેની જ ઉદાસીનતા. સમાજના કાર્યમા આપસના વિચારભેદો હોય તે શક્ય છે તેમ જરૂરી પણ છે પરતુ સમાજનુ કામ એ પોતાના માટેનુ જ કામ છે તેની પાછળ પ્રેમ હોય તો આપણા ભિન્ન વિચારો પણ આવકારને પાત્ર થાય ભિન્ન વિચારોમાથી નવુ કામ ને નવા રસ્તો શોધી શકાય આપણા ગુજરાતીઓની સમૃદ્ધિ તો આપણી સામાજિક સસ્થાઓની પ્રગતિથી જ આકી શકાય એ આપણા સમાજમા આ દૃષ્ટિ કેળવીશુ તો દરેક રીતે પ્રગતિ કરી શકીશુ

ભાઈઓ તથા બહેનો ! આજના આ શુભ દિવસે દરેકને આપણે સદેશ પહોચાડી શકીએ તે માટે તરત જ એક પખવાડિક કે માસિક પત્ર પ્રકટ કરીએ. આપ સહુ આપના વિચારો નીચેના સરનામે મોકલશો. એકબીજાના વિચારો પ્રકટ કરી એકબીજાના દૃષ્ટિબિન્દુઓ સમજીએ તો હુ આશા રાખુ છુ કે વિદ્યાર્થીઓની મૂગી માગ કે જે વાલીઓએ પૂરી કરવાની તે આપણો સમૃદ્ધ સમાજ સહેલાઈથી પૂરી કરી શકશે. મારી સૌ ગુજરાતીઓને પ્રાર્થના છે કે આ સમાજ આપણી અગત મિલકત છે અગત સમૃદ્ધિ છે એમ ગણી, ઉદાસીનતા છોડી, તેના સભ્ય બની, તેના કાર્યમા પૂરતો રસ લેશો. સ્વાતત્ર્ય દિન મુબારક.

લિ. આપનો
ટોકરશી લાલજી કાપડિયા
માનદ મત્રી

આ રીતે સમયે સમયે પત્રિકાઓ પ્રકટ કરતો રહ્યો પરિણામે સભાઓમા સારી હાજરી થવા લાગી અને એક પછી એક પ્રશ્નનો ઉકેલ આવતો ગયો કહ્યુ છે કે 'ચાર ચાર ગાઉ ચાલતા, લાખો પથ કપાય' જો રોજ થોડુ થોડુ ચાલતા રહીએ તો પરિણામે લાખો પથ કપાય છે અને જ્યા પહોચવા ધાર્યુ હોય ત્યા પહોચી શકાય છે

ગુજરાતી પ્રગતિ સમાજે છેલ્લા ૧૭ વર્ષમા જે પ્રગતિ કરી તેનો ખ્યાલ હાલમા ચાલી રહેલી નીચેની પ્રવૃત્તિઓથી આવી શકશે

૧ **શિક્ષણસમિતિ**—આ સમિતિના આશ્રય હેઠળ શાળાનુ સચાલન થાય છે શ્રી ગુજરાતી વિદ્યામદિર (શાળાનુ નામ પાછળથી આ પ્રમાણે રાખવામા આવ્યુ છે)મા હાલ ૭૨૫ વિદ્યાર્થી ભાઈ-બહેનો અભ્યાસ કરે છે પ્રાથમિક અભ્યાસ ગુજરાતીમા, ત્યારબાદ અગ્રેજી તેમજ હિદી માધ્યમથી મેટ્રીક સુધીના વર્ગો ચાલે છે

૨ **વિદ્યાર્થી વિકાસસમિતિ**—આ સમિતિ કોલેજમા ભણતા જરૂરિયાતવાળા વિદ્યાર્થી ભાઈ-બહેનોને શિષ્યવૃત્તિઓ અને પાઠ્ય પુસ્તકો આપે છે

૩ **પ્રકાશનસમિતિ**—આ સમિતિ દર મહિને 'પ્રગતિ' નામનુ માસિક સાઇક્લોસ્ટાઇલથી પ્રકટ કરે છે તેમા સમાજની વિવિધ પ્રવૃત્તિઓના સમાચાર અપાય છે સમાજના સર્વે સભ્યોને તે વિના મૂલ્યે મોકલાય છે

૪ **ગુજરાતી વાડી અને અતિથિગૃહસમિતિ**—

આ સમિતિ સમાજ દ્વારા તૈયાર થયેલ ગુજરાતી વાડી અને અતિથિગૃહની વ્યવસ્થા સંભાળે છે ગુજરાતી વાડીનો લગ્ન પ્રસંગે સદુપયોગ થાય છે ગાદલા પંખા વગેરેની સારી વ્યવસ્થા છે અતિથિગૃહ પ્રવાસીભાઈઓને ઉતરવા માટેનું એક સગવડતાભર્યું સુંદર સ્થાન છે

૫ **કાર્યક્રમ સમિતિ**—આ સમિતિ વર્ષ દરમિયાન આવતા તહેવારના દિવસોનો કાર્યક્રમ ઘડી કાઢે છે તથા મનોરંજન કાર્યક્રમો યોજીને સમાજ માટે આર્થિક ભંડોળ એકત્ર કરે છે તેમજ અહીં પધારતા અતિથિઓનું સન્માન આદિ કરે છે

૬ **સાધનસહાયક સમિતિ**—આ સમિતિ લગ્ન કે અન્ય કોઈ શુભ પ્રસંગ યોજાતા ભોજન સમારંભમાં જમવાના વાસણો વગેરેની વ્યવસ્થા કરી આપે છે અહીં જે વાસણો રાખેલા છે તેનો લાભ ઠરાવેલ ભાડું આપીને કોઈ પણ લઈ શકે છે

૭ **પ્રગતિ પુસ્તકાલય**—તેમાં ૪૦૦ પુસ્તકો છે દૈનિક અઠવાડિક પખવાડિક અને માસિક મળી ૩૧ નંગો આવે છે વાચનાલયનો હૉલ સુંદર બનેલો છે

૮ **બાંધકામસમિતિ**—સમાજનું ભવન, શાળાનું ભવન અતિથિગૃહ તથા અન્ય સ્થળે જ્યાં બાંધકામની જરૂર હોય ત્યાં આ સમિતિ દ્વારા બાંધકામ થાય છે

ચાલે છે, તે આ બાલમંડળનુ સંચાલન કરે છે તેની સગવડ તથા વ્યવસ્થા નમૂનેદાર છે

૧૦ કલામંડળ—વિવિધ પ્રકારની કલાઓને ઉત્તેજન આપે છે

સમાજની અંતર્ગત ચાલતુ ગુજરાતી સેવામંડળ નીચેની પ્રવૃત્તિઓ સંભાળે છે —

૧ શિક્ષણ-સ્વાસ્થ્ય સહાયક પ્રવૃત્તિ
૨ સેવાદળ-સ્વયંસેવક પ્રવૃત્તિ
૩ સાહિત્ય પ્રવૃત્તિ
૪ સંગીત પ્રવૃત્તિ
૫ કલબ પ્રવૃત્તિ
૬ સમૂહભોજન-પર્યટન પ્રવૃત્તિ
૭ મનોરંજન પ્રવૃત્તિ
૮ ગૂર્જર બાલમંડળ
૯ સહાયક ફંડ

સમાજની અંતર્ગત ચાલતો શ્રી ગુજરાતી ભગિની સમાજ નીચેની પ્રવૃત્તિઓ સંભાળે છે —

૧ નૃત્યકલા વર્ગ
૨ શીવણકલાના વર્ગ
૩ ડ્રગ બેંક
૪ પ્રાથમિક સારવારના વર્ગ
૫ પર્યટન પ્રવૃત્તિ
૬ મનોરંજન પ્રવૃત્તિ

આ પ્રવૃત્તિઓ ઉપરાંત ગુજરાતના કોઈ પણ નેતા

હૈદરાબાદ પધારે ત્યારે તેમને સત્કારવા–સાંભળવાની પ્રવૃત્તિ પણ રાખવામાં આવી છે અને તેમાં એ ખાસ રસ લીધેલો છે આ રીતે ગુજરાતના મુખ્ય મંત્રી શ્રી જીવરાજ મહેતા શ્રી બળવંતરાય મહેતા શ્રી હિતેન્દ્ર દેસાઈ તથા ગુજરાતના રાજ્યપાલ શ્રી મહેદી નવાઝજંગ તેમજ અન્ય પ્રધાનોને સત્કારવાનો તથા સેવાકાર્યમાં જોડાયેલ ભારતના અનેક કસાયેલ કાર્યકર્તાઓના અનુભવપૂર્ણ ભાષણો સાંભળવાનો લાભ સમાજને મળેલો.

સને ૧૯૬૪માં પૂજ્યશ્રી રવિશંકર મહારાજ હૈદરાબાદ પધારતા સમાજ તરફથી તેમનું ભાવભીનું સ્વાગત થયું હતું અને તેમની નિખાલસ નિર્મળ વાણી સહુએ એક ચિત્તે સાંભળી હતી

તે સિવાય શાળાના નવા મકાનના ઉદ્ઘાટન માટે ભારતના નાણાપ્રધાન શ્રી મોરારજી દેસાઈને બોલાવવામાં આવ્યા, ત્યારે તેમના વિચારો સાંભળવાની તક મળી હતી. આ વખતે આંધ્રના મુખ્ય મંત્રી તેમજ કેટલાક પ્રધાનોએ પણ હાજરી આપી હતી. અને તેમણે ગુજરાતી પ્રગતિ સમાજની પ્રવૃત્તિઓને અભિનંદી હતી. ત્યારબાદ ભારતના ઉદ્યોગમંત્રી શ્રી મનુભાઈ શાહ પધાર્યા ત્યારે પણ સમાજે તેમનું ઉમળકાભેર સ્વાગત કર્યું હતું અને તેમનું ઉદ્બોધન ઘણા રસપૂર્વક સાંભળ્યું હતું

પુસ્તકાલયને પચીસ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તે તા. ૭–૨–૬૪ના રોજ રૌપ્ય મહોત્સવ ઉજવાયો, ત્યારે મુખ્ય



ગુજરાતી પ્રગતિ સમાજમાં શ્રી મોરારજી દેશાઈ સાથે





ગુજરાતી પ્રગતિ સમાજમાં કેન્દ્રના ભારતના નાયબપ્રધાન શ્રી મોરારજી દેસાઈ પધાર્યા ત્યારે મણિબહેન પટેલ



રોટરી ક્લબના ડીસ્ટ્રીકટ નં ૩૧૫ ના ગવર્નર શ્રી સુદર્શન સાથે ગમનપહાડ
ગામમા શ્રી ટોકરશીભાઈ જમણી બાજુથી ત્રીજા ઊભેલા છે સને ૧૯૬૨-૬૩

અતિથિ સૌરાષ્ટ્રના શાહસોદાગર શેઠ નાનજીભાઈ કાલિદાસ પધાર્યા હતા તે વખતે નવા મકાન માટે રૂા ૩ લાખ એકત્ર કરવાનો સંકલ્પ કર્યો હતો અને ત્યારબાદ મિત્રો સાથે રોજ ઉઘરાણા નિમિત્તે ફરવા જતા રૂા સવા બે લાખ એકત્ર કર્યા હતા વળી આ નિમિત્તે અમારા જુના સ્નેહી ગુજરાતના રાજ્યપાલ નવાબ મેહેદીજગે આમંત્રણ આપતા સમાજના પ્રમુખ શ્રી પ્રેમજીભાઈ લાલજી, ઉપપ્રમુખ શ્રી છબીલદાસ મહેતા, મેનેજીગ ટ્રસ્ટી શ્રી વલ્લભદાસભાઇ તથા બાધકામ સમિતિના ચેરમેન શ્રી ચંદુલાલભાઈ ડગોરિયા વગેરે સાથે મારે અમદાવાદ જવાનુ થયુ હતુ કે જ્યા અમારો સુંદર સત્કાર થયો હતો અને મકાનના ફંડમા રૂપિયા વીશ હજાર જેટલી રકમ પ્રાપ્ત થઈ હતી હાલ મિલકતો તથા સાધનો મળી રૂપિયા આઠ લાખથી વધુ સમાજના સેવાકાર્યોમા પ્રાપ્ત થયા છે

અહી વિનમ્ર ભાવે એટલુ સ્પષ્ટ કરવા ઈચ્છુ છુ કે ઉપર્યુક્ત સમિતિઓ સમાજના બધા કાર્યોની સહાયતા માટે રચાયેલ છે અને તેના સંચાલકો તેમા સારો રસ લે છે તેથી માનદ મંત્રીઓ એકતાનુ માધ્યમ બની જાગ્રત સેવક તરીકે બધી ફરજો ઉત્સાહથી બજાવવાની હોય છે

આજે તો પ્રગતિ સમાજ મારા જીવનમા જડાઈ ગયો છે અને નિરંતર તેની પ્રગતિનાજ વિચારો આવે છે જ્યારથી મે આ સંસ્થાનુ મંત્રીપદ સંભાળ્યુ, ત્યારથી વચ્ચેના દોઢ વરસ સિવાય હુ આ હોદ્દાપર સ્થિર રહ્યો છુ દરમિયાન

ઠારાઆરીએ આ સમાજના પ્રમુખ તરીકે માગી બે વાર ચૂંટણી કરેલી નવું સ આગેવાન બનવા કરતા વિપક્ષ બનવામાં જ હતું એનું વિશેષ સાધન થઈ શકશે એમ માનીને તેનો સ્વીકાર કર્યો ન હતો.

છેલ્લા ૧૬-૧૭ વર્ષમાં સમાજ માટે હું જે કંઈ કરી શક્યો તેમાં અનેક વ્યક્તિઓનો સાથ અને સહકાર સાંપડ્યો હતો, તેમજ તેમની સાથે મારા અંગત સંબંધો બંધાયા હતા. જેમ કે શ્રી પ્રમોદભાઈ લાલજી, શ્રી વલ્લભદાસભાઈ, શ્રી ચંદુલાલભાઈ ડ ઓસ્થિયા, શ્રી છબીલદાસભાઈ મહેતા, શ્રી ગોવિંદદાસભાઈ મહેતા, શ્રી બાલકિશનભાઈ તથા તેમના બંધુઓ, શ્રી ભીમશીભાઈ ડુંગરશી, શ્રી બાબુજી-ભાઈ મેરાજ, શ્રી ડી. આર. દેસાઈ, શ્રી લક્ષ્મીશંકર ભટ્ટ, શ્રી રમણલાલભાઈ જે. શાહ, શ્રી વિષ્ણુપ્રસાદ, શ્રી નવીનભાઈ, શ્રી ધીરુભાઈ, શ્રી વસંતભાઈ પારેખ, શ્રી નટવરલાલ કોઠારી, શ્રી લક્ષ્મીચંદ ઠેવૂલીઆ, શ્રી પ્રફુલ્લભાઈ દેસાઈ, શ્રી પ્રબોધભાઈ ઉદાણી, શ્રી કુસુમબહેન નાયક, શ્રી નલિની બહેન ગાંધી વગેરે વગેરે.

આજે ગુજરાતી પ્રગતિ સમાજ હૈદરાબાદના ગુજરાતી સમાજનું પ્રતિનિધિત્વ ધરાવનારી એક અતિ ઉપયોગી સંસ્થા બની ગઈ છે અને તેનું ભાવી ઉજ્જવલ છે.

[ ૨૬ ]

## ધી હૈદરાબાદ ચિલ્ડ્રન એઈડ સોસાયટી

સને ૧૯૪૮-૪૯મા હૈદરાબાદ જીલ્લાના ક્લેકટર મી. રીબેલો સાથે શ્રી રામકૃષ્ણ ધૂતજીને એક મહત્ત્વનો વાર્તાલાપ થયો તેનો સાર એ હતો કે જે બાળકો એક યા બીજા કારણે નાનપણથી ગુનો કરવા ટેવાઈ જાય છે અને જેમને જેલની શિક્ષા કરવામા આવે છે, તેઓ ત્યા સુધરવાને બદલે બગડે છે અને જેલમાથી છૂટયા પછી મોટા લાગે એવા જ ગુનાઓ કરે છે આમ કરતા તેઓ રીઢા બની જાય છે અને છેવટે સમાજવિરોધી તત્ત્વો તરીકે કામ કરે છે વળી તેમને હાલ એક સાથે મોટી વયના કેદીઓની સાથે જ રાખવામા આવે છે તેમને જુદા સારા વાતાવરણમા ઉછેરવા 'ચિલ્ડ્રન એઈડ સોસાયટી' જેવી એક સસ્થા ઊભી કરવી જોઈએ કે જે આવા બાળકોનો કબજો લઈ તેમને ઘર જેવા વાતાવરણમા ઉછેરે અને સારી કેળવણી આપી આદર્શ નાગરિક બનાવે

ત્યારપછી શ્રી રામકૃષ્ણ ધૂતજીએ આ વાત મને કરી એટલે મે તેનુ સમર્થન કર્યું અને 'ધર્મના કામમા ઢીલ કરવી નહિ,' એ સૂત્રને આગળ કરી તેની તરત સ્થાપના કરી દેવા પર ભાર મૂકયો તેમજ તેનો પ્રારભ કરવા માટે રૂ ૧૦૦૦૦ દશ હજાર જેટલી રકમ આ સસ્થાને જીવનભર સહાય કરે તેવા કેટલાક સભ્યો, તેમજ ચાલુ વાર્ષિક સભ્યો બનાવીને મેળવી આપી પરતુ આ કાર્ય મોટુ હતુ અને તેનો પાયો સગીન થાય તો જ મુખ્ય

પ્રેમ પાર પડે, એટલે અમે કેટલાક અધિકારીઓ તથા પ્રધાનોનો સંપર્ક સાધ્યો. તેમા એટલુ જાણી શકાયુ કે તેઓ આવી કોઈપણ સંસ્થા સ્થપાય તેને આવકારે છે અને તેને સરકાર તરફથી યોગ્ય પ્રમાણમા અનુદાન (ગ્રાંટ) મળતુ રહે તે માટે જરૂર મદદ કરશે. તેની પ્રાથમિક તૈયારી માટે મારી ઓફિસે અવારનવાર સભાઓ થતી તેમા કલેક્ટર શ્રી રીબેલો શ્રી ખુતજી તથા અન્ય મિત્રો હાજરી આપતા

પછી તો હૈદરાબાદ સ્ટેટમા ચીલ્ડ્રન એક્ટ પસાર થયો અને તે વખતના ચીફ એડમીનીસ્ટ્રેટર શ્રી વેલોડીના ધર્મપત્ની શ્રીમતી કુન્તી વેલોડીએ આ પ્રવૃત્તિમા રસ દાખવતા તેમના પ્રમુખપદે 'ધી હૈદરાબાદ ચીલ્ડ્રન એઈડ સોસાયટી' ની સ્થાપના થઈ તે સાથે જ આ સંસ્થાના સંચાલન અર્થે એક લાગવગવાળી સારી કમીટી નીમવામા આવી. હૈદરાબાદ જીલ્લાના કલેક્ટર જેલોના ઈન્સ્પેક્ટર જનરલ કમીશ્નર ઓફ પોલીસ મેડીકલ ખાતાના ડીરેક્ટર કેળવણી ખાતાના ડીરેક્ટર વગેરે એક્સ ઓફિસિયો સભ્ય નિમાયા અને તેનુ ખજાનચી પદ આપવામા આવ્યુ અને મે એ તેનો ખુશીથી સ્વીકાર કર્યો.

આ બનાવ સને ૧૯૪૮ મા બની. એ વખતે જેલમા મોટા ઉંમરના સાથે ૯ થી ૧૮ વર્ષના ગુનાહીત બાળકો આશરે ૬૭ હતા તે સરકારે ચીલ્ડ્રન એઈડ સોસાયટીને સોંપ્યા. આ બાળકોને ભણાવવા તેમજ તેમના ગુનાહીત માનસનુ પરિવર્તન કરવા એક હોમ શરૂ કરવામા આવ્યુ અને તે

હોમને શ્રીમતી કુન્તી વેલોડી ચીલ્ડ્રન હોમ નામ આપ્યુ પછીથી સરકારે એ હોમનો કબજો લીધો હાલ તેમા ૬૦૦થી વધુ બાળકો છે

ધીમે ધીમે ચીલ્ડ્રન એઈડ સોસાયટીનો વિકાસ થવા લાગ્યો અને તે બાળકોના આશીર્વાદ લેવા લાગી

સને ૧૯૫૩–૫૪ની સાલમા હૈદરાબાદ રાજ્યના ગૃહ-પ્રધાન શ્રી દિગબર રાઓ બિન્દુજી આ સસ્થાના પ્રમુખ હતા તે વખતે વ્યવસ્થાપક સમિતિમા મે પ્રસ્તાવ મૂક્યો કે જે બાળકો કોઈ પણ કારણે માબાપના કબજામા રહેતા ન હોય, રખડુ બની ગયેલા હોય, ભીખ માગતા હોય, માબાપના ગુજરી જવાથી કે જેલ વગેરેમા જવાથી નિરાધાર બની ગયા હોય તથા માતાપિતા માનસિક રોગોનો ભોગ થઈ પડતા કફોડી હાલતમા આવી પડ્યા હોય, તેમને આપણે અપનાવી લેવા જોઈએ અને તે માટે એક છાત્રાલય અર્થાત્ બાલનિવાસ ઊભો કરવો જોઈએ આ શુભ કાર્યની શરૂઆત કરવા માટે મે રૂ ૧૦૦૦૦ દશ હજાર ભેટ આપવા ઈચ્છા દર્શાવી

સહુને આ વિચાર ગમ્યો અને બાલનિવાસ શરૂ કરવાનો નિર્ણય તે જ સભામા લેવાયો તા ૨–૧૦–૫૪ના રોજ આનદ તથા ઉત્સાહભર્યા વાતાવરણ વચ્ચે તેની શરૂ-આત થઈ તે બાલનિવાસ માટે પેટા સમિતિ નીમાઈ અને તેનો પ્રમુખ મને નીમ્યો તે કાર્ય જવાબદારી સાથે મે હર્ષથી સભાળ્યુ

ત્યારબાદ આ બાલનિવાસ સાથે નામ જોડવાનો પ્રશ્ન ઉદ્ભવ્યો અને તેમા મારુ નામ જોડવાની દરખાસ્ત થઈ ર હુ તેનો મે સવિનય અસ્વીકાર કર્યો મારા જીવનમા ઘણી સસ્થાઓ ઊભી કરવાનો અવસર મળ્યો છે તેમજ નાના-મોટા દાનો દેવાનો લાભ પણ મળ્યો છે પરતુ તેમા મારુ નામ જોડવાના વિચારથી હુ દૂર રહ્યો છુ અન્ય લોકોનો વિચાર કે અનુભવ ગમે તે હોય પણ મને પોતાને આવા પ્રસગે પોતાની ફરજ સમજીને નિખાલસ ભાવે કામ કરવામા જ વધારે આનદ આવ્યો છે અને તેથી આત્માને સતોષ થયો છે

પાચ વર્ષ પછી ઉપરોક્ત બાલનિવાસ માટે મારા માતુશ્રી વેજબાઈનુ નામ જોડવાની દરખાસ્ત આવી. કુટુબી જનો એવો વિચાર ધરાવતા હતા કે પૂજ્ય માતુશ્રી વેજબાઈના સ્મરણાર્થે આવુ કઈક કરવુ જોઈએ. સસ્થાના ઉત્સાહી મત્રી શ્રી વી કે ડો તેમજ બીજા કાર્યકર્તાઓએ તેમના આ વિચારને સગીન ટેકો આપ્યો, એટલે છેવટે તે માટે મારે સમતિ આપવી પડી અને તે જ વખતે અમારા કુટુબીજનો તરફથી આ સસ્થાને હપ્તાથી રૂ ૨ વીશ હજારનુ દાન આપવામા આવ્યુ

તા. ૩૧-૭-૬ ના રોજ ભારતના રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્ર બાબુના હાથે આ બાલનિવાસને વિધિસર વેજબાઈ બાલનિવાસ નુ નામ અપાયુ ત્યારે એક ભવ્ય સમારભ

કારીઓ, તેમજ અન્ય સભાવિત ગૃહસ્થોએ મોટી સખ્યામા હાજરી આપી હતી ડૉ રાજેન્દ્રપ્રસાદે આ સસ્થાની ઉપયોગિતા અગે સુદર પ્રવચન કર્યુ હતુ અને કાર્યકર્તાઓને ધન્યવાદ આપ્યા હતા

આ સસ્થાને મારા પૂજ્ય માતુશ્રીનુ નામ અપાયુ એ તો ઠીક, પણ મારી ભાવના એવી હતી કે આ સસ્થાના બાળકો પર પૂજ્ય મહાત્મા ગાધીજીના જીવનની ઉડી છાપ પડે તે માટે તેમના કેટલાક ચિત્રો તૈયાર કરાવીને અહી લટકાવવા તે માટે મે પૂજ્ય ગાધીજીના પ્રપુત્ર શ્રી કનુગાધીનો સપર્ક સાધ્યો કે જેઓ પૂજ્ય ગાધીજીના સપર્કમા સારી રીતે આવેલા હતા તથા ઉત્તમ કોટીના કલાકાર હતા તેમણે ગાધીજીના જીવનને આવરી લેતા ચિત્રો એટલે કે ફોટો એન્લાર્જ તૈયાર કરી આપ્યા, જેને આ પ્રસગે 'ગાધીદર્શન' તરીકે ડૉ રાજેન્દ્રપ્રસાદજીના શુભ હસ્તકે ખુલ્લા મૂકવામા આવ્યા

અહી પ્રસગોપાત્ત એ પણ જણાવી દઉ કે આ ચિત્રમાળા ઘણી આકર્ષક બનેલી છે અને અહીં પધારનાર લગભગ દરેક દેશનેતાએ તેના મુક્તકઠે વખાણ કર્યા છે સ્વ શ્રી લાલબહાદુર શાસ્ત્રીએ આ સસ્થાની મુલાકાત લીધેલી, તે વખતે તેમણે આ ચિત્રો જોઈને પોતાનુ મસ્તક ડોલાવ્યુ હતુ અને પોતે ઉત્તર પ્રાતમા સ્થાપેલા એક આશ્રમ માટે આના જેવી જ એક ચિત્રમાળા તૈયાર કરાવી આપવાની માગણી કરી હતી આ પરથી તેની ઉપયોગિતા સમજી શકાશે

વેજાભાઈ બાળનિવાસ નાનાલાલનગરમાં આવેલું છે. તેને રહેવા, ક્લાસ અને બીજી બધી સગવડો ધરાવતું પોતાનું સ્વતંત્ર મકાન છે. હાલ ૧૧ વિદ્યાર્થીઓને સરકારી શાળાઓમાં મોકલવામાં આવે છે અને બાકીના સમયમાં કેટલીક ઔદ્યોગિક તાલીમ આપવામાં આવે છે. બાળનિવાસમાં પૂ. ગાંધીજીનાં પુસ્તકો તથા બીજું બાળકો ઉપયોગી સારું સાહિત્ય વસાવેલ છે. બાળકો પૂ. ગાંધીજીએ પસંદ કરેલ પ્રાર્થના રોજ કરે છે.

આ બાળનિવાસમાંથી જે વિદ્યાર્થીઓ બહાર પડ્યા છે તેમાંના કેટલાકે સરકારી નોકરીઓનો સ્વીકાર કર્યો છે તો કેટલાકે ખાનગી નોકરી સ્વીકારી છે અથવા તો નાના પાયે પોતાના ધંધા શરૂ કરેલ છે. અહીંના વિદ્યાર્થીઓની વર્તણૂક અંગે તેમજ અભ્યાસની કક્ષા અંગે શાળાધિકારીઓના અભિપ્રાયો ઘણા સારા આવેલા છે.

આ સંસ્થાનો વાર્ષિક ખર્ચ આશરે રૂ. ૪૭ છે. તે અંગે હૈદરાબાદ રાજ્ય તરફથી રૂ. ૧૪ આશરેનું તેમજ સેન્ટ્રલ સોશ્યલ વેલ્ફેર બોર્ડ તરફથી રૂ. ૫ આશરેનું અનુદાન મળે છે. બાકીની રકમ ફાળો, વેપારી પેઢીઓ તથા પરગજુ વ્યક્તિઓ તરફથી મળે છે.

મીરપુર ખો. ડિ. સોસાયટીની છાયામાં બીજી પણ ત્રણ અગત્યની પ્રવૃત્તિઓ વિકાસ પામી છે. તેનો અહીં ટૂંક પરિચય કરાવીશ.

આ પ્રવૃત્તિઓ પૈકી પહેલી પ્રવૃત્તિ 'રાધાકિશન હોમ

ની છે કે જ્યા સયોગોનો ભોગ બનીને સગર્ભા થયેલી કુમારિકાઓને ગુપ્ત રીતે પ્રસૂતિની સગવડ આપવામા આવે છે અને તેઓ જે બાળકોને જન્મ આપે તેને કેળવાયેલી આયાઓના હાથ નીચે ઉછેરવામા આવે છે વિશેષમા સતતિ વિહોણા જે ગૃહસ્થોને બાળકોની જરૂર હોય તેમને યોગ્ય બાહેધરીથી આ બાળકો ખોળે આપવામા આવે છે અને બાકીના બાળકો પાચ થી છ વર્ષની ઉમરના થાય ત્યા સુધી તેમને અહી રાખીને ઉછેરવામા આવે છે ત્યારબાદ તેમને શિક્ષણ વગેરે માટે વેજબાઈ બાલનિવાસ કે રાધાકિશન બાલિકા હોમમા મોકલી આપવામા આવે છે

સમાજની અમુક પ્રકારની રચના, કેટલાક કુરિવાજો, વૈલાસી વાતાવરણ, ધાર્મિક તથા નૈતિક સસ્કારની ખમી ગેરે કારણોને લીધે કેટલીક કુમારિકાઓ સગર્ભા બને છે તેઓ સગર્ભા થયા પછી પોતાની આબરુ બચાવવા આપઘાત કરે છે અથવા ગર્ભપાતનો આશ્રય લે છે અથવા પ્રસૂતિ બાદ બાળકોને મૃત અથવા જીવત અવસ્થામા જ્યા ત્યા રખડતા મૂકી દે છે જે બાળકોને દેવના દીધેલા સમજીને સ્નેહથી ઉછેરવા જોઈએ, તેમની આવી કરુણ હાલત જોઈને કોને લાગી ન આવે? તાત્પર્ય કે બાળકો પ્રત્યેના મમત્વ ભાવથી આ પ્રવૃત્તિ શરૂ કરવામા આવી છે અને તેને દેશ-નેતાઓ તથા સામાજિક કાર્યકર્તાઓના આશીર્વાદ સાપડયા છે

આ સસ્થાનુ મકાન વેજબાઈ બાલનિવાસ નજીક સુનિર-

કામ તેની ચાવી પર આવ્યું છે એટલે ત્યા આવનારાની સુખતા બરાબર જળવાઈ રહે છે

સંસ્થાના ઉત્સાહી મંત્રી શ્રી વી કે ઠક્કરે આ પ્રવૃત્તિ શરૂ કરવા માટે સંસ્થાને પ્રાથમિક દાન રૂ. ૧ દશ હજારનુ આપ્યુ હતુ તેમના માતાનુ નામ રાધા અને પિતાનુ નામ કિશન હતુ તે પરથી આ વિભાગને રાધા કિશન હોમ એવુ નામ આપવામા આવ્યુ છે

આ રાધાકિશન હોમનુ ઉદ્ઘાટન તા ૬-૧-૫૨ના રોજ ભારતના ઉપરાષ્ટ્રપતિ ડૉ એસ રાધાકૃષ્ણનના હાથે થયુ હતુ તેનો વાર્ષિક ખર્ચ આશરે રૂ. ૪ આવે છે તે અંગે મુંબઈ સ્ટેટ ગવર્મેન્ટ રૂ. ૮૩ નુ તથા સેન્ટ્રલ સોશ્યલ વેલ્ફેર બોર્ડ રૂ ૪૬ નુ વાર્ષિક અનુદાન આપે છે બાકીની રકમો સમાજ તરફથી પ્રાપ્ત થાય છે હાલ આ સંસ્થા ૭૫ જેટલા બાળકોને ઉછેરી રહી છે

વર્ષ દરમિયાન ૧૫ થી ૨ કુમારિકાઓ આ વિભાગનો લાભ લે છે સંસ્થાના અધિકારી બહેનોની ઓળખાણ લઈ શકતા નથી. તેમની આબરૂ સાચવવા પૂરતી તકેદારી રખાય છે

ત્રણ પ્રવૃત્તિઓ પૈકી બીજી પ્રવૃત્તિ 'રાધાકીશન બાલિકા ભવન' ની છે કે જ્યા નિરાધાર બાલિકાઓને આશ્રય આપવામા આવે છે અને તેમને યોગ્ય શિક્ષણ-સંસ્કાર આપી જીવનયાત્રા માટે તૈયાર કરવામા આવે છે શ્રી વી. કે ઠક્કર તરફથી આ પ્રવૃત્તિ શરૂ કરવા માટે રૂ. ૧ ૦ દશ હજારનુ પ્રાથમિક દાન મળ્યુ હતુ



વેજબાઈ બાલનિવાસમાં

પંડિત શ્રી જવાહરલાલ નહેરૂ સાથે વાર્તાલાપનો એક પ્રસંગ, સને ૧૯૬૨



ને ૧૯૬૨ માં પંડિત જવાહરલાલ નહેરૂ ચીલ્ડ્રન એઈડ સોસાયટી જોવા
યાયા તે વખતનું દૃશ્ય તેમની જમણી બાજુ સોસાયટીના પ્રમુખ શ્રી
નિતાદેવી મચ્ચર અને ડાબી બાજુ શ્રી ટોકરશી લાલજી કાપડિયા ગાંધી
દર્શન રૂમ બતાવી રહ્યા છે

આ વિભાગનુ ઉદ્‌ઘાટન તા ૪–૨–૬૧ ના રોજ ભારતના મહામાન્ય વડાપ્રધાન પં શ્રી જવાહરલાલ નહેરૂના હાથે કરાવવાનો નિર્ણય થયો, ત્યારે હુ મુબઈ હતો અહીં મને શ્રી ડગેજી તરફથી એક અર્જન્ટ તાર મળ્યો કે 'મારે કોઈ પણ રીતે તા ૪–૨–૬૧ ના રોજ સવારના વિમાનમા હૈદરાબાદ પહોચવુ પં જવાહરલાલ પ્રથમ વેજબાઈ બાલ-નિવાસમા પધારશે તેમને સર્વ હકીકત આપે સમજાવવાની છે'

આ સદેશો મળતા જ હુ તા ૪–૨–૬૧ના રોજ વિમાનમા હૈદરાબાદ આવ્યો પં ડિતજી પણ સવારના વિમાનમા દિલ્હીથી હૈદરાબાદ આવ્યા અને એરોડ્રોમથી સીધા વેજબાઈ બાલનિવાસમા પધાર્યા સાથે આધ્ર પ્રદેશના રાજ્યપાલ, ચીફ-મીનીસ્ટર તેમજ અન્ય અગ્રગણ્ય નેતાઓ પણ હતા તેમણે સસ્થામા ફરી સર્વ કઈ જોયુ અને કેટલાક ઝીણવટભર્યા પ્રશ્નો પૂછ્યા મે તે બધાના વિગતવાર ઉત્તરો આપ્યા પછી તેઓ પિતૃવાત્સલ્યથી બાળકોને મળ્યા આથી બાળકોને ખૂબ જ આનદ થયો

સને ૧૯૩૭માં બ્રહ્મદેશ–મોલમીન ખાતે પં ડિતજી પધાર્યા હતા સાથે તેમની પુત્રી ઈન્દિરા ગાધી પણ હતા ત્યારે તેમની અગત સભાળ રાખવામા હુ પણ હતો પરિણામે તેમની સાથે વાર્તાલાપ કરવાનો તથા તેમની સેવા કરવાનો લાભ મળ્યો હતો ફરી ૧૯૫૩મા હૈદરાબાદ ખાતે મહાસભાનુ અધિવેશન ભરાયુ ત્યારે, તેમજ સને ૧૯૫૮મા હૈદરાબાદમા ઑલ ઇન્ડિયા કોગ્રેસ કમીટીની સભા મળી ત્યારે વ્યવસ્થાનુ તત્ર માગ હાથમા હોઈને નેહરુજી સહવાસમાં

લાભ મળ્યો હતો. અને ૧૯૬૨મા તેમણે ફરી હૈદરાબાદ પધારી સાલારજંગ મ્યુઝિયમના નવા મકાનનું ઉદ્ઘાટન કર્યું ત્યારે ફરી દર્શન થયા. તે વખતે તેમની શારીરિક તથા માનસિક સ્થિતિ જોઈ હું અત્યંત દુઃખી થયો. ચીને દોસ્તીમા અચાનક દગો આપી જે જાલીમ હુમલો કર્યો તે બાદ પંડિતજીનું દિલ ભાગી ગયું હતું અને શરીરની સ્થિતિ બગડતી ચાલી હતી. છેલ્લા ૩૦ વર્ષથી હું તેમનો જુસ્સો જોતો આવ્યો હતો. તેમની ખુમારી યુવાનને શરમાવે તેવી હતી, પણ તે આજે ઓસરી રહી હતી. તા. ૨૭–૫–૬૪ ના તેઓ વિશ્વ છોડી જશે એવી તો કલ્પના પણ ક્યાથી આવે ? પરંતુ ભવિતવ્યતાના યોગે તેમ બન્યું અને આખો દેશ શોકમા ડૂબી ગયો. ભારતના એ લાડીલા નેતાને હજાર હજાર વંદન હો !

આ વિભાગનું મકાન વેન્ગાર્ડ બાલનિવાસ નજીક જ નાનકનગરમા આવેલું છે તેનું વાર્ષિક ખર્ચ આશરે રૂ. ૩ ત્રીશ હજારનું આવે છે તે અંગે આંધ્ર પ્રદેશ સ્ટેટ ગવર્નમેન્ટ તરફથી રૂ. ૮૧ નું તથા સેન્ટ્રલ સોશ્યલ વેલ્ફેર બોર્ડ તરફથી રૂ. ૫ નું અનુદાન મળે છે

ત્રણ પ્રવૃત્તિઓ પૈકી ત્રીજી પ્રવૃત્તિ રાધાકિશન બાલ સ્વાસ્થ્યાલયની છે આ વિભાગમાં જે બાળકો લાંબા સમયની બિમારી ભોગવતા હોય અને જેમને બીજો આધાર ન હોય, તેમને અહીં રાખી તેમની યોગ્ય ઔષધોપચાર વગેરે દ્વારા સારવાર કરવામા આવે છે

શ્રી વી કે ડગે એન્સેસ્ટ્રલ ટ્રસ્ટ તરફથી મળેલી રૂા. ૭૦૦૦ની પ્રાથમિક સહાયથી આ વિભાગ તા ૨–૧૦–૧૯૬૨ના રોજ ચાલુ કરવામા આવ્યો હતો અને તેનુ ઉદ્ઘાટન તા ૧૫–૧૦–૬૪ના રોજ ભારતના રાષ્ટ્રપતિ ડૉ એસ રાધા-કૃષ્ણનના વરદ હસ્તે કરવામા આવ્યુ હતુ

આ વિભાગને પોતાનુ સ્વતત્ર મકાન છે અને તેનો ૨૦ કદીઓ લાભ લઈ શકે તેવી વ્યવસ્થા છે તેનો વાર્ષિક ખર્ચ આશરે રૂા ૧૩૦૦૦ આવે છે તે અગે આધ્ર પ્રદેશ સ્ટેટ ગવર્નમેન્ટ રૂા ૪૮૦૦નુ વાર્ષિક અનુદાન આપે છે વિશેષ અનુદાન મેળવવા પ્રયત્નો ચાલુ છે

હૈદરાબાદ શહેરમા સમાજ–કલ્યાણની જે પ્રવૃત્તિઓ ચાલી રહી છે, તેમા આ સસ્થા સહુનુ ધ્યાન ખેચે તેવી છે અત્યાર સુધીમા ડૉ રાજેન્દ્રપ્રસાદ, ડૉ એસ રાધાકૃષ્ણન, શ્રી જવાહરલાલ નહેરુ, શ્રી લાલબહાદુર શાસ્ત્રી, શ્રી મોરારજી દેશાઈ, ડૉ બી રામકૃષ્ણ રાઓ, શ્રી મહેદી નવાબ જગ, મીસીસ વાયોલેટ આલ્વા, શ્રી વી કે આર વી રાઓ વગેરે તથા શ્રીમતી દુર્ગાબાઈ દેશમુખ, શ્રીમતી અમ્ભુમ્મા મથાઈ, શ્રી તારાઅલી બેગ, શ્રીમતી શ્યામાદેવી આદિ અગ્ર-ગણ્ય સામાજિક કાર્યકરોએ પણ આ સસ્થાની મુલાકાતો લીધી છે અને સસ્થાના કાર્યની પ્રશસા કરી છે

અહી જ્યારે શ્રી ચદુલાલ ત્રિવેદી રાજ્યપાલ હતા, ત્યારે તેમના પત્ની શ્રી કુસુમ ત્રિવેદી આ સસ્થાના પ્રમુખ હતા ત્યાર બાદ છેલ્લા પાચ વર્ષથી ડૉ એન સજીવ રેડ્ડી

કે જેઓ મધ્યસ્થ સરકારના મંત્રીમંડળમાં વાહનવ્યવહાર તથા વિમાનખાતાના મંત્રી છે તેઓ સંસ્થાનું પ્રમુખપદ સંભાળે છે. આ સંસ્થાને પાંચ ઉપપ્રમુખો છે. તેમાં મારું નામ છેલ્લાં સાત–આઠ વર્ષથી મૂકાતું આવે છે. તેના મંત્રી શ્રી વી. કે. જોશી છે અને સહાયક મંત્રીઓમાં શ્રીમતી વહેમીનાબાઈ જોશી તથા ડૉ. એ. કે. શાહ છે. શ્રી વી. કે. જો અને મીસીસ તમીનાબેન જોશી બંને આ સંસ્થાના પ્રાણ છે. તેઓ બાળકોને પોતાનાં જ સમજી આ સંસ્થાને તન–મન–ધન સમર્પિત કરી રહ્યાં છે.

જે વૃક્ષ આપણા હાથે વવાયું હોય તે કાળાંતરે મોટું થાય અને મધુર ફળો આપવા લાગે ત્યારે તેને જોઈને આપણો આત્મા પ્રસન્ન થાય, એ સ્વાભાવિક છે.

આ સંસ્થા હજી પણ વધુ વિકાસ પામશે અને સમસ્ત ભારતની એક નમૂનેદાર સંસ્થા બનશે, એવી મારી આંતરિક શ્રદ્ધા છે.

આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં એ પણ જણાવી દઉં કે જેમાં ૧૮ વર્ષ સુધીનાં બાળકો હોય ૬૦ આશરે છે તે માટે જવમે ૮ સર્ટીફાઈડ સ્કૂલ ચાલે છે. તેની સમિતિમાં આ મ પ્રદેશ સરકાર મને શરૂથી અત્યાર સુધી ચૂંટે છે. તે સમિતિ ઉપરાંત પ્રીઝનર એઈડ સોસાયટી ની કારોબારી સમિતિમાં વર્ષોથી કામ કરું છું. તે સોસાયટી આમની બધી જેલોમાંથી છૂટા થતા નાના તેમ મોટા કેદીઓને સારી ચાલચલગત માટે સમજાવવાનું તથા ફરી

કામધંધે લગાડવાનું કામ કરે છે. તેના તરફથી કેળવાયેલ પ્રતિનિધિઓને પૂરા પગારથી આ કામમાં રોકેલ છે. આ કાર્યમાં હું રસ લેતો હોવાથી મોટી જેલમાં પણ જેલના સુપરિન્ટેન્ડેન્ટ સાથે જવાનું અવારનવાર થયેલ છે.

આમ સમાજમાં સૌથી છેલ્લી સ્થિતિના ગણાતા માનવતાના કાર્યમાં જોડાયો છું, તેનો બધો અનુભવ આ નાનકડા ગ્રંથમાં શી રીતે વર્ણવાય?

## [ ૨૭ ]
## વ્યાપારી મંડળો વગેરે

રાષ્ટ્રીય, શૈક્ષણિક તથા સામાજિક પ્રવૃત્તિઓ સાથે હું કેવી રીતે સંકળાતો ગયો, તેનું વર્ણન પાછલા પ્રકરણોમાં કર્યું છે. હવે આ પ્રકરણમાં વ્યાપારી હિત ધરાવનારી સંસ્થાઓ અંગે મેં જે પ્રવૃત્તિઓ કરી, તેનું દિગ્દર્શન કરાવીશ.

સને ૧૯૪૨માં હું હૈદરાબાદ આવ્યો, ત્યારે અનાજ તેલીબીયાં વગેરેના વ્યાપારીઓ ભેગા મળીને સંગઠિત કાર્ય કરે એવી પદ્ધતિ ન હતી. પરિણામે ઘણી બાબતોમાં મુશ્કેલી પડતી અને ધારણા મુજબ છૂટથી વ્યાપાર થઈ શકતો ન હતો. આ પરિસ્થિતિ દૂર કરવા માટે સને ૧૯૪૪–૪૫માં 'ધી હૈદરાબાદ સ્ટેટ ગ્રેઈન એન્ડ સીડ્સ મર્ચંટ એસોસીએશન' ની સ્થાપના કરવામાં આવી. તેમાં મુખ્ય ભાગ લેનારા શ્રી લછમનદાસ ગુપ્તા બી. એ. એલ્‌એલ્. બી., શ્રી ભીમશી ભાઈ ડુંગરશી તથા હું એમ ત્રણ જણ હતા. તેની ઑફિસ

પ્રથમ અમારી બ્રહ્મ-ક્ષત્રિય કંપનીની ઓફિસમા જ રાખવામા આવી હતી અને તે પછી ભીમશી ડુંગરશીની પેઢીની બાજુમા મકાન ભાડે રાખી ત્યા લઈ જવામા આવી હતી. સને ૧૯૫૭-૫૮મા તેની ઓફિસ ઓસમાનગંજમા ગઈ ત્યા સુધી હુ તેનો મંત્રી કે પ્રમુખ રહ્યો હતો.

સને ૧૯૫૫ પછી હૈદરાબાદ સ્ટેટની જગ્યાએ આંધ્ર પ્રદેશ એવુ નામ યોજાયુ અને આ એસોસીએશને પૂરા પ્રદેશની ફેડરેશન જેવુ રૂપ ધારણ કર્યુ હવે તો સરકાર દ્વારા નીમાતી જુદી જુદી અગત્યની સમિતિઓમા તેના પ્રતિનિધિઓને ખાસ સ્થાન આપવામા આવે છે તથા રેલ્વે ખાતામા પણ તેનુ ઘણુ વજન પડે છે

સને ૧૯૪૯-૫ મા તેલીબીયાના વાયદાના કામકાજ અંગે હૈદરાબાદ ઓઈલ ટ્રેડ એસોસીએશન ઊભી થઈ તેમા મે પ્રારંભથી જ રસ લીધો હતો વધારે સ્પષ્ટ કહુ તો તેને ઊભી કરવા માટે કેટલાક દિવસ સુધી સખ્ત પરિશ્રમ કર્યો હતો. તેનુ પ્રમુખપદ શ્રી બંકટલાલ બંકાએ શોભાવ્યુ હતુ અને મંત્રીપદની જવાબદારી મે સંભાળી હતી.

આ જવાબદારી સામાન્ય ન હતી કારણ કે રોજ લાખોની લેતી-દેતી થતી. તેના [illegible] પર ધ્યાન રાખવુ પડતુ તથા સોદાઓ અંગે જે ઝઘડાઓ ઊભા થતા તેની પતાવટ કરવી પડતી તેમા સમય ઘણો જતો.

આ પ્રવૃત્તિ તેમજ બીજી ધંધા આદિ સિવાયની અન્ય પ્રવૃત્તિ દરમિયાન ખાવાની અનિયમિતતા વધારે પ તો

પરિશ્રમ વગેરે કારણે મને મરડાનો રોગ લાગુ પડયો અને તબિયત સુધારવા માટે મહાબળેશ્વર જવુ પડયુ ત્યા એક મહિનો રહેવાની ગણતરીએ કુટુબ સાથે ગયો હતો, પરતુ મારી ગેરહાજરી સહુને સાલવા લાગી અને સોદાની પતાવટો અગે અહી પત્રો તથા તારો આવવા લાગ્યા છેવટે મારે થોડા જ દિવસમા મહાબળેશ્વરની શીતળ છાયા છોડીને હૈદરાબાદ પાછુ ફરવુ પડયુ જાહેર કામોની જવાબદારી એ ઘણી મોટી જવાબદારી છે અને તે અદા કરવા માટે શરીર, સમય તથા નાણા એ ત્રણેયનો પૂરતો ભોગ આપવો પડે છે

હૈદરાબાદ આવ્યા પછી એક અનુભવી વૈદ્યરાજની દેખરેખ નીચે 'દૂધકલ્પ' ચાલુ કર્યો, એટલે કે અનાજ, ફળ, પાણી વગેરે બધ કરીને માત્ર દૂધ ઉપર જ રહેવા માડયુ તેની સાથે થોડી દવા પણ લેવાની હતી વૈદ્યરાજની સૂચના એવી હતી કે મારે હાલ પૂરતો આરામ લેવો તથા વધારે બોલવુ નહિ, પરતુ ઉપર્યુક્ત એસોસીએશનનુ કામ એટલુ વધી ગયુ હતુ કે દર ચાર દિવસે મારે ત્યા તેની સભા ભરવી જ પડતી અને વિવિધ પ્રશ્નોની ચર્ચા-વિચારણા અગે મારે ઘણુ બોલવુ પડતુ આ બધી ભાંજગડમા ૪૦ દિવસના દૂધકલ્પનુ જે પરિણામ આવવુ જોઈએ, તે આવ્યુ નહિ તાત્પર્ય કે મરડાની કેટલીક અસર રહી ગઈ અને જ્યારે ખાવા-પીવામા અનિયમિત થાઉ કે તેનો હુમલો થવા લાગ્યો જો કે પછીથી ખાસ ઇલાજ કરતા આ તકલીફ આજે રહી નથી

'બહુ તે થોડા માટે' એ કહેવત ઘણા અનુભવ પછી પ્રચલિત થયેલી છે આ બાબતમા મને એવો જ અનુભવ

થયો. વાયદાનુ કામ ખૂબ વધી જતા અને કેટલાક અંશે કાબૂ બહાર જતા કેન્દ્રીય સરકાર તરફથી ખાસ કમીશન નિમાયુ તેણે અહીંની પરિસ્થિતિનો અભ્યાસ કર્યા પછી વાયદાનુ કામ બધ કરવાની ભલામણ કરી, એટલે આ એસોસીએશન સમેટાઈ ગઈ

ત્યારબાદ ધી હૈદરાબાદ ઓઈલ્સ એ સીડ્સ એક્સચેન્જ લીમીટેડ નામની બીજી સસ્થા મુબઈના ધોરણે શરૂ કરવામા આવી, જે આજ સુધી ચાલુ છે તેમા હુ પ્રથમ ડાયરેક્ટર નિમાયો હતો અને પછીથી પ્રમુખ તરીકે ચૂટાયો હતો. છેલ્લા સાત–આઠ વર્ષથી તો પ્રમુખપદની જવાબદારી મિત્રો મને સોપે છે અને હુ તેને અનુરૂપ પ્રવૃત્તિ કરી મારી ફરજ બજાવતો રહ્યો છુ

હૈદરાબાદ સ્ટેટ ફેડરેશન ઓફ ચેમ્બર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝમાં ઘણી વ્યાપારી સસ્થાઓ જોડાયેલી હતી. પછીથી તે ફેડરેશન ઓફ આધ્ર પ્રદેશ ચેમ્બર ઓફ કોમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝ બની. તેની કાર્યવાહક સમિતિમા સને ૧૯૪૮ થી ૧૯૬૩ સુધી તેમ ૧૯૬૬/૬૭ માટે રહેવાનો પ્રસગ આવ્યો છે અને તેના દ્વારા નિમાયેલી જુદી જુદી પેટાસમિતિઓમા કોઈ વાર કન્વીનર તરીકે તો કોઈ વાર સદસ્ય તરીકે મારી ફરજ યથાશક્તિ બજાવી છે

હૈદરાબાદ સ્ટેટ ઓઈલમીલ્સ ઓનર્સ એસોસીએશન પણ એક મહત્ત્વની સસ્થા ગણાય. સરકારે તેને માન્યતા આપી હતી અને સને ૧૯૪૯–૫૦મા તેની ભલામણ અનુ-

સારૂ તેલ તથા ખોળની પરમીટો અપાતી હતી શ્રી બંકટ-લાલ બદ્રુકા ઘણા વર્ષ સુધી તેના પ્રમુખ રહ્યા હતા અને ૧૯૬૦–૬૧થી શ્રી ડંકુમાલ નરસઈયા આ સંસ્થાના પ્રમુખ તરીકે અને હુ મંત્રી તરીકે ફરજ બજાવુ છુ આ સંસ્થા તેલના વ્યાપારને લગતી નીતિ ઘડે છે તથા રેલ્વે આદિની જે તકલીફો હોય તેને દૂર કરવાનો પ્રયાસ કરે છે હાલ સરકાર સાથે તેનુ કામ ઓછુ થઈ ગયેલુ છે

હવે હુ વ્યાપારી જીવનના એક રોમાચક પ્રકરણ પર આવુ છુ અહીની મ્યુનિસિપાલિટીએ હૈદરાબાદ શહેરમા આવતી સખ્યાબંધ વસ્તુઓ પર ઓકટરૉય ડયુટી નાખવાનો નિર્ણય કરતા હૈદરાબાદ શહેરનો વ્યાપાર અન્યત્ર ખેચાઈ જાય તેવા સંયોગો ઊભા થયા વળી તેના તરફથી 'પ્રોફેશન ટેક્સ' નખાયો હતો, તે ઘણો કઢગો હતો કોઈ પાસેથી તે વધુ લેવાતો, કોઈ પાસેથી તે ઘણો ઓછો લેવાતો અને કોઈ તેમાથી સાવ છટકી જતુ આ બંને વસ્તુઓ વ્યાપારી દષ્ટિએ અનિષ્ટ હોઈ તેનો વિરોધ કરવા માટે શહેરના ૯૧ એસોસીએશનો તથા ફેડરેશન વગેરે મળી 'આંધ્રપ્રદેશ ઓકટરૉય એન્ડ પ્રોફેશન ટેક્સ પ્રોટેસ્ટ કમીટી' બની તેનો હુ કન્વીનર નિમાયો પાછળથી પ્રમુખ ચૂટવાનો પ્રશ્ન આવ્યો, ત્યારે સહુએ મારા તરફ આગળી ચીધી, પણ એ પદ પારસી ગૃહસ્થ શ્રી ડી ડી ઈટાલિયાને આપી હું ઉપપ્રમુખ થયો, જો કે પાછળથી પ્રમુખ તરીકેની જવાબદારી પણ સંભાળી

આ પ્રશ્ન અંગે સભાઓ ભરવી, પ્રચાર કરવો, હડ-

તાલીમ પા વી, સત્તાવાળાઓને મળવુ તથા તેમની સા વાટાઘાટો કરવી વગેરે પ્રવૃત્તિઓ જોરથી ચાલી હતી. હકતામા ઉદ્યોગ, ધંધા હોટેલ તથા પાનવાળા આદિ બધાજ સમિલિત થયા હતા. પરિણામે મ્યુનિસિપાલીટીને યોજન સીસ્ટમ કે જેમા ૨૦૦ જેટલી વસ્તુઓ પર ઓક્ટરોય કસુટી લેવાની યાલી હતી તેનો હમેશ માટે અમલ કરવાનુ મુલતવી રાખવુ ન ડ્યુ હતુ જે થોડી વસ્તુઓ ઉપર ઓક્ટરોય કસુટી રહી ગઈ હતી તે પણ હાલમા એટલે સને ૧૯૬૫મા ખૂતે કાઢી નાખેલ છે

આજ રીતે પ્રોફેશન ટેક્સમા પણ ઘણો સુધારો કરી અમારી મા ણી મ તોલવી પડી [illegible] ન્યાયભરી તેમ જ સગઠિત લડત હોય તો હાલના સમાન નીચ શાસનમા સફળતા મળી શકે છે તે માટે આપણે પણ ઘણી મોટી તૈયારી કરવી પડે છે

આ કમીટી સને ૧૯૬૧ સુધી ચાલુ રહી હતી. પછી તેનુ કામ ફેડરેશન તેમ અન્ય એસોસીએશનોએ સભાળ્યુ હતુ

ભારત સરકારના ખેતીવાડી ખાતા ત રફથી ધી સે ટ્રલ બોર્ડ ઓફ કમીટી નિમાઈ તેનુ મુખ્ય કામ તેલીબીયાના પાકને વધારવો, સશોધનનુ કામ કરવુ બીયાની નવી સારી જાતો તૈયાર કરવી પ્રયો ા કરવા તેની આયાત-નિકાસ માટે તથા તેના બજારો અને ભાવનિયમન માટે સરકારને સલાહ આપવી વગેરે હતુ તેના બધા સભ્યોના ડિરેક્ટર ઓફ એગ્રીકલ્ચર ભારત સરકારના નિષ્ણાતો લોકસભાના સભ્યો તથા તેલઉદ્યોગ અને વ્યાપારના પ્રતિનિધિઓ મળી



ઇન્ડિયન સેન્ટ્રલ ઓઇલ સીડ કમીટીની બેઠક હૈદ્રાબાદમા તા ૮–૧૦–૬૪ ના રોજ મળી તે વખતનુ દૃશ્ય
શ્રી ટોકરશી લાલજી કાપડિયા જમણી બાજુના છેડે ત્રીજા બેઠેલા છે

કુલ ૬૭ સભ્યોની નિમણૂક થઈ હતી આ કમીટીમા ચેઈન એન્ડ સીડ્સના આધ્રપ્રદેશના પ્રતિનિધિ તરીકે સને ૧૯૬૦–૬૧ થી મારી પસદગી થતી આવે છે

ત્યારબાદ ભારત સરકારે તેની નાણાકીય સમિતિમા પણ મારી નિમણૂક કરી હતી અને તેના મ ત્રી સાથે સ યુક્ત રીતે સહી કરવાની સત્તા પણ આપી હતી આ સમિતિનો વાર્ષિક વહીવટ રૂપિયા એક કરોડથી સવા કરોડનો છે તેની વડી કચેરી હૈદરાબાદ શહેરમા છે કે જેને રૂપિયા ૫ દર લાખના પોતાની ઓફિસના તેમ સ્ટાફને રહેવાના મકાનો છે આજે પણ હુ આ કમીટીનો સદસ્ય છુ

સને ૧૯૫૯–૬૦ થી 'ધી યુનાઈટેડ કોમર્સિયલ બે ક લીમીટેડ'ની હૈદરાબાદ–સિકદરાબાદ ખાતેની સ્થાનિક સલાહકાર સમિતિનો સદસ્ય ચૂટાયો

આ ઉપરાત ઓલ ઈન્ડિયા ફુડ ગ્રેઈન ફેડરેશનની કારોબારી કમીટીમા આધ્રપ્રદેશના પ્રતિનિધિ તરીકે રહેવાનો પ્રસ ગ આવ્યો છે તથા રેલ્વે એડવાઈઝરી કમીટી, પોસ્ટ એન્ડ ટેલીગ્રામ એડવાઈઝરી કમીટી, સેલ્સ ટેક્સ એડવાઈઝરી કમીટી વગેરેમા પણ સભ્ય તરીકેની કામગીરી બજાવી છે.

ટુકમા હૈદરાબાદ શહેર અને આધ્રરાજ્યમા વ્યાપાર અ ગે જે મહત્ત્વની સ સ્થાઓ સ્થપાઈ, તેની પ્રવૃત્તિમા બનતા સુધી ભાગ લીધો છે અને મારા ફાળે જે જે ફરજો આવી, તે વિનમ્ર ભાવે પણ ઉત્સાહથી બજાવી છે

અહી એટલી નોધ કરવી ઉચિત સમજુ છુ કે

શરીરને પોતાની મર્યાદા તેની પાસેથી ગજા ઉપરાંત કામ લેવા જતા તબિયત બગડે છે અને તે જલ્દી ઠેકાણે આવતી નથી, એટલે પ્રવૃત્તિનો વિસ્તાર એટલો તો ન જ કરવો કે જે આપણી શારીરિક મર્યાદાને ઓળંગી જાય. મે આ સંબંધમાં બે ત્રણ વાર ભૂલો કરી તે અંગે મારે ઘણુ સહન કરવું પડ્યુ છે

બીજુ વ્યાપારી જીવન એટલે પૈસા કમાવાનુ ક્ષેત્ર. તેમા ગમે તેટલુ સુંદર કામ કરીએ તો પણ બીજાને વહેમ આવે કે રખે તે પોતાનો સ્વાર્થ સાધતો હશે. કેટલીક વિરોધી વ્યક્તિઓ તે અંગે આક્ષેપો પણ કરે. એટલે તેમા સર્વના હિતની દૃષ્ટિ રાખી ઘણી સાવધાનીથી વર્તવાની જરૂર છે

સાચો રૂપિયો આખરે સાચો જ ઠરે છે અને ખોટા રૂપિયાને ચલણમાંથી નીકળી જવુ પડે છે એ અનુભવ કોને નથી?

[૨૮]

## વ્યવસાય અંગે વિશેષ હકીકત

મારા વ્યવસાય અંગે સં. ૨૦૦૪—અને ૧૯૪૮–૪૯ સુધીની હકીકત સોળમા પ્રકરણમા જણાવી ગયો છુ. તે પછીની વિશેષ હકીકતો આ પ્રકરણમા જણાવવા ઈચ્છુ છુ

સં. ૨૦૦૫ પછી દિવાળીએ બટુકા–કાપડિયા કંપનીમાંથી શ્રી લક્ષ્મનદાસ ગુપ્તા રાજીખુશીથી છૂટા થયા. તેનુ ખાસ કારણ એ હતુ કે તેમને આ ભાગીદારીમાંથી જોઈતા પૈસા

મળી ગયા હતા અને તેઓ કોઈ મોટુ જોખમ ખેડવા તૈયાર ન હતા

તેમણે કંપનીમાંથી છૂટા થયા પછી બીડ તરફ પ્રોજેક્ટ-કોન્ટ્રેક્ટનું કામ રાખ્યું ત્યાં તેઓ અમુક અમુક દિવસે જતા હતા એવામાં રસ્તામાં મોટરનો અકસ્માત થયો પંજાબી જુવાન, મજબૂત શરીર, છતાં થોડા જ કલાકમાં તેમનું પ્રાણ-પંખેરુ ઊડી ગયું ખરેખર! મૃત્યુનું તેડું આવે છે, ત્યારે તે સ્થાન, સમય કે પરિસ્થિતિ કશા તરફ નજર કરતું નથી

૨૨૫ માઈલ દૂરથી તેમનું શબ હૈદરાબાદમાં લાવવામાં આવ્યું આ વખતે તેમના પત્ની સુશીલાદેવી ઉત્તર પ્રાંતના ગોરખપુર શહેરની એક હોસ્પીટલમાં દમનો ઉપચાર કરાવી રહ્યા હતા કેવી નશીબની લીલા! તેમના નાનાભાઈ ચુનીલાલ મુંબઈથી આવ્યા, તેમજ મિત્રો અને સંબંધીઓએ તેમના અગ્નિસંસ્કારની ક્રિયા કરી અને તેમની ભલમનસાઈને હાર્દિક શ્રદ્ધાંજલિઓ આપી

શ્રી લછમનદાસ છૂટા પડ્યા પછી અદુકા-કાપડિયા કંપનીનું કામ બે વર્ષ ચાલ્યું, પણ વ્યાપારના સંયોગો પલટાયા હતા કંટ્રોલ જતાં ભાવમાં મંદી આવી હતી અને નફાનું પ્રમાણ ઘણું ઘટી ગયું હતું આમ છતાં સં ૨૦૦૬ની સાલમાં અમે ત્રણથી ચાર લાખ રૂપિયાનો નફો કર્યો હતો, પણ તે બધો ઓફિસખર્ચ તથા ગંજાવર સ્ટાફને નિભાવવામાં જ પૂરો થયો હતો

'સાથરા પ્રમાણે સોડ કરવી' એ ગ્રાહકસીઓની

શિખામણ છે જેઓ તે તરફ બેદરકારી કે ઉપેક્ષા બતાવે છે તેમને ઘણું નુકશાન સહન કરવું પડે છે મેં આ પરિસ્થિતિથી સાવધ થઈને સં. ૨ ની આખરે શ્રી બકરલાલજીને કહ્યું કે હાલ વેપારના સંયોગો ઉજળા નથી, માટે આપણે કંપનીનું કામકાજ સંકેલી લઈએ

પરંતુ શ્રી બકરલાલજીનું મન માન્યું નહિ. તેમણે કહ્યું કે સ્ટાફ ઘટાડી નાખો અને ધંધો ખૂબ મર્યાદિત કરી પણ આપણી ભાગીદારીમાં કામકાજ ચાલુ રાખો.

જેણે વિશાળ સરોવરમાં સહેલ કરી હોય તેને ખાબોચિયું પસંદ કેમ પડે? તાત્પર્ય કે કોડિનો ધંધો કર્યો એટલે તદ્દન નાનો ધંધો કરવામાં મારું મન માન્યું નહિ પરંતુ તેમને મારા પર અથાગ પ્રેમ અને વિશ્વાસ હતો એટલે તેમના આ પ્રસ્તાવને હું અવગણી શક્યો નહિ

સં. ૨૦ ની સાલમાં સ્ટાફ ઘટાડીને કામ ચાલુ રાખ્યું પરંતુ તેમાં ખાસ નફો થયો નહિ તેમ નુકશાન પણ આવ્યું નહિ. એમ કરતા દીવાળીનો સમય નજીક આવ્યો ત્યારે મેં બકરલાલજીને કહ્યું કે હજી ધંધામાં નુકશાન નથી અને આપસમાં પ્રેમ છે ત્યારે જ છૂટા પડીએ તે ઠીક છે હવે હું સ્વતંત્ર ધંધો કરવા ઇચ્છું છું તેને તમે તમારો જ સમજો. ઇચ્છા હોય તો તેમાંથી ભાગ પણ લઈ શકો છો.

ત્યારે બકરલાલજીએ બર્ડ્સ-કંપનીને કંપનીને સંકેલી લેવાની સંમતિ આપી અને અમે રાજીખુશીથી છૂટા પડયા. ખરેખર! સંયોગ અને વિયોગ એ કુદરતનો નિયમ છે તેને આજ સુધી કોણ ટાળી શક્યું છે!

સં ૨૦૦૮ના કારતક સુદિ ૧થી મારુ સ્વતંત્ર કામ 'શા ટોકરશી લાલજીની કંપની'ના નામથી શરૂ કર્યું, જે આજ પર્યંત ચાલે છે આ કંપની મુખ્યત્વે અનાજ, કઠોળ, તેલીબીયા તથા ખોળ વગેરેનુ કામ કરે છે તેની ઓફિસ સુલતાન બજારમા આવેલી છે

અને ૧૯૫૪-૫૫મા શા ટોકરશી લાલજી કંપનીમા મારા વડીલ બંધુ શ્રી શામજીભાઈના પુત્ર હીરાલાલને તથા મારા મોટા પુત્ર ધીરજલાલને ભાગીદાર તરીકે લીધેલ છે અને ત્યા સુધી સગાવહાલાઓને તથા સ્ટાફના વફાદાર માણસોને ભાગીદાર બનાવી કામ કરવુ, એ મારી નીતિ રહી છે તેથી તેઓને ધંધામા મારાપણુ રહે છે અને એ ધંધો બરકતવાળો નીવડે છે

હૈદરાબાદની બાજુમા ચન્દ્રગુટામા બહુકા-કાપડિયા કંપનીની એરંડાની ખરીદીનુ તેમજ ટ્રાન્સપોર્ટ માટેની કંપનીનુ કામ બસાપા નામના તેલુગુભાઈ સંભાળતા હતા તેનો હિસાબ પણ તેઓ તેલુગુ ભાષામા જ રાખતા હતા અને હૈદરાબાદ નજીકના ૬૦ માઇલમા ૩૦ થી ૪૦ ગામોમા એરંડા ખરીદવા માટે કાંટો માંડતા હતા તે કામ શા ટોકરશી લાલજી કંપનીના નામથી ચન્દ્રગુટામા તેલુગુ ભાષાથી ચાલુ રાખ્યુ

સં ૨૦૦૮મા મુંબઈ-દાણાબંદર ખાતે મદનલાલ ધીરજલાલની કંપનીના નામથી કામ ચાલતુ તેમા મદનલાલ એ શ્રી બંકટલાલજી બહુકાના સુપુત્રનુ નામ અને ધીરજલાલ એ મારા સુપુત્રનુ નામ હતુ તે બદલી ધીરજલાલ ટોકરશીની

ફર્મ નામથી કામ ચલાવ્યું અહીં દેશાવરો ખાતે માલ, અનાજ તેલીબીયા આદિ વેચાણનું કામ જ મુખ્ય હતું

પરલી—વૈજનાથમાં પણ સં. ૨ ... આ જ રીતે શા. ટોકરશી લાલજી કંપનીના નામે કામ ચાલતું હતું તેના તેલીબીયાની ખરીદી તેમજ તેલની મીલ ભાડે લઈ તેલીબીયામાંથી તેલ કાઢી દેશાવરોમાં મોકલવાનું હતું તે કામ ચાલુ રાખ્યું

ઉપયુક્ત છેલ્લી ત્રણ કંપનીઓમાંથી પાછળથી મુક્ત થયો છું આથી સાર્વજનિક કાર્યોમાં પ્રથમ કરતા વધુ સમય આપી શકું છું

નીચેના ત્રણ કામોમાં અનુભવ ન હોતાં નુકશાન વેઠી મારી જવાબદારી પુરી કરી મુક્ત થયો છું

(૧) સને ૧૯૫૨માં ધી હૈદરાબાદ કેમીકલ એન્ડ સોપ લીમીટેડ નામની મોટી ફેક્ટરી લીધી અને તેના મેનેજીંગ એજન્ટ તરીકે કામ સંભાળ્યું આ વખતે આ ફેક્ટરી નુકશાનીમાં હતી પણ મને આશા હતી કે થોડા વખતમાં જ હું તેને ઊંચી લાવી શકીશ. આથી ઉત્સાહથી કામ શરૂ કર્યું અને નહાવા માટેનો સેન્ડલ સોપ (ચંદનનો સાબુ) ધોવા માટેના સાબુ તથા બીજી પણ કેટલીક વસ્તુઓ બહુ સુંદર કાઢી. પરંતુ વર્ષોથી પ્રખ્યાત બનેલા માલની હરિફાઈમાં ઊભા રહેવાનું મુશ્કેલ જણાયું સામેથી માગણી આવ્યા પછી જ માલ વેચાય. કમિશન એડવર્ટાઈઝ વગેરેનો ઘણો ખર્ચભોગવવો પડે. તાત્પર્ય કે આ ખાતાને વસ્તુ

કરવા માટે ઘણો સમય જોઈએ અને ઘણો ભોગ આપવો પડે તે માટે હું તૈયાર ન હતો, એટલે રૂા ૮૧૦૦૦ની નુકશાની વેઠીને આ ફેકટરી કાઢી નાખી આજે પણ તેના બનાવેલા સેન્ડલ સોપના ઓર્ડરો આવે છે, પણ તેમા રાજી શુ થવાનુ ?

(૨) એક વાર લેણા પેટે કચ્છ-ભુજમા સીનેમા આવ્યો તે પરથી મોડર્ન ટોકીઝ પ્રાઈવેટ લીમીટેડ ઊભી કરી, તેનું કામ ચલાવ્યુ તેમા નફાનુ ધોરણ ઠીક જણાતા બીજા પણ ત્રણ સ્થળે સીનેમા ખોલી કામનો વિસ્તાર કર્યો પરતુ એવામા હરિફાઈ જાગી અને નફાના બદલે નુકશાન થવા લાગ્યુ આ કઈ મારો ખાસ વ્યવસાય ન હતો, એટલે વિશેષ હરિફાઈમા ઉતારવાનુ માંડી વાળ્યુ અને જે નવા સીનેમા ચાલુ કર્યા હતા, તે બધ કરી દીધા આ રીતે મોડર્ન ટોકીઝ પ્રાઈવેટ લીમીટેડ બધ થઈ મેં મારી જવાબદારી નુકશાની સાથે પૂરી કરી

મશીનરી તો અગાઉ જ વેચી નાખેલી અને બીજી મશીનરી ભાડે લઈ ચલાવવા બાદ આખરે એક ભુજનો સીનેમા શેર હોલ્ડરો તથા મશીનરીના માલેકને સોપાયો તે હવે તેઓએ ભાડે આપી દીધેલ છે

(૩) એકવાર મોટરો રીપેર કરવાનુ તથા ડ્રાઈવીગ શીખવવાનુ ખાતુ ‘ કીર્તિ ઓટોમોબાઈલ્સ ’ના નામથી ચાલુ કરેલુ, પરતુ તેમા ફાવટ ન આવતા એક વર્ષ પછી બધ કરી દીધેલુ

વ્યવસાયમા જ્યારે પણ સારો નફો મળ્યો છે ત્યારે તેનો મોટો ભાગ સાર્વજનિક પ્રવૃત્તિઓમા તથા દીન-દુખીઓને સહાય કરવામા વાપર્યો છે તેમા નાત-જાતનો કે નાના-મોટાનો ભેદ જોયો નથી. આ રીતે જે પૈસો વપરાયો, તેજ મારી સાચી કમાણી છે

વ્યવસાયમાં સારા અને ખોટા સમયો આવે છે આ વખતે મન પર કાબૂ રાખીને ચાલવુ અને આવકને જપ લાગવા દેવો નહિ એ શાણા-સમજુ મનુષ્યનુ કર્તવ્ય છે

વ્યવસાયમા મારે ઘણા પરિવર્તનો કરવા પડ્યા છે તથા બુદ્ધિ સાહસ અને પુરુષાર્થ અજમાવવા છતા કેટલાક ધધાઓમા નુકશાન પણ સહેવુ પડ્યુ છે તેનો દોષ કોને દઉ ? સયોગોને કે ભાગ્યને ? બધા સયોગો ઉપર આપણો કાબૂ હોતો નથી અને ભાગ્યની અજમાયશ તો પુરુષાર્થ એ વાળી જ જાય છે

હાલ મારા સ્નેહીઓ તથા કુટુંબીઓ નીચે મુજબ કારોબાર ચલાવવા વ્યવસ્થિત પ્રયાસ કરી રહ્યા છે મારી તેમા જવાબદારી તથા મહેનત નથી, પરતુ એક શુભેચ્છક તરીકે એટલી આશા રાખુ છુ કે તેઓ નૈતિક તેમજ સાર્વજનિક હિત જાળવી સફળતા મેળવે અને તેમાથી થતી કમાણીનો કેટલોક ભાગ સાર્વજનિક હિત માટે અર્પે

હૈદરાબાદમાં કાપડીઆ સ્ટોર્સ નામની પેઢી શરૂ કરી. તેમા મે કુટુંબીઓ તથા સાત સ્ટાફના ભાઈઓ ભાગીદાર તરીકે લેવાયા. આ સ્ટોર્સ આજના કહેવાતા સહકારી [illegible]



હૈદરાબાદ કોંગ્રેસ અધિવેશનના પ્રસંગે કચ્છના આગેવાન કાર્યકર્તાઓ સાથેનું એક દૃશ્ય, સને ૧૯૫૩
બેઠેલી વ્યક્તિઓમાં વચ્ચે શ્રી ભવાનજી અ. ખીમજી છે, તેમની જમણી બાજુ શ્રી પ્રેમજીભાઈ ભવાનજી ઠક્કર છે

નહિ, પરંતુ લગભગ તેના જેવી જ પદ્ધતિથી ચાલે છે મેનેજર, કેશીઅર, ગોડાઉનકીપર, મીલવિભાગ, હિસાબીખાતું, આ બધા કામો તેઓ પોતે જ સંભાળે છે

નામ પરથી આ કોઈ જનરલ કે પ્રોવીઝન સ્ટોર્સ હશે તેવુ લાગે, પણ તે તેલીબીયા, કઠોળ, અનાજ વગેરેનું કામ કરે છે એક વખત તે મોટી મીલ ભાડે લઈ રીફાઈન્ડ શીંગતેલ બનાવતા તેમાં સાત એકસપીલર હતા અને લગભગ ચાલીશથી પચાશ લાખનું તેલ કાઢતા હવે એક એકસ-પીલરવાળી નાની મીલ ભાડે લઈને ચલાવે છે ક્યારેક ચોખાની મીલ ભાડે લઈને તે પણ ચલાવે છે હાલમાં ચોખા ફક્ત સ્ટેટ ટ્રેડીંગ કું.ને જ વેચી શકાય છે તેમાં મુખ્ય કાર્યકર્તા તથા ભાગીદારો ભાઈ પ્રેમજી જગશી, ભાઈ ઉમરશી કુંવરજી, ભાઈ ભાણજી મુલજી, ભાઈ રમણીકલાલ લખમશી, ભાઈ ચુનીલાલ જગશી આદિ છે

પરલી–વૈજનાથમાં કાપડીઆ ઈન્ડસ્ટ્રીઝના નામે, તેમ કીર્તિકુમાર કંપનીના નામે કામ શરૂ કરેલ તેમાં કુટુંબીઓ તથા મુખ્ય કાર્યકર્તા–ભાગીદારો ભાઈ રતિલાલ કેશવજી તથા ભાઈ દેવજી ધરમશી તથા ભાઈ ભોજરાજ ચાપશી છે ત્યાં ઓઈલ મીલ ભાડે લઈને, તેમજ તે બાદ પોતાની મીલ નાખી ઓઈલ બનાવીને દેશાવરોમાં ચડાવે છે તે સાથે ત્યાંના સ્થાનિક લોકોના સુખ–દુઃખમાં પણ 'ભાઈ રતિલાલ કેશવજી સારો' ભાગ લે છે

પ્રથમ 'ચાન્દ્રાગુંટામાં બસોપા કામ કરતો હતો, ત્યારબાદ ત્યાંની જગ્યા ફેરવી 'સીતમ્બર બજારમાં ગંપોત' છે ત્યાંની મારા

કુટુંબીઓ સાથે કેટલાક સ્થાનિક તેલુગુભાઈઓ કામ કરે છે તેઓ ૩-૪ જગ્યાએથી ઓર ખરીદે છે અને બધો વહીવટ તેલુગુ ભાષામા રાખે છે

સનતનગરમા મારા મોટા પુત્ર ધીરજલાલ તેમજ બીજા ભાગીદારોએ મળીને આર-રીરોલીંગ નામની લોખંડની મીલ સળીઆપટ્ટી તેમજ એંગલ બનાવવાની નાખી છે તેમા ૮ માણસોને રોજી મળે છે બે વરસથી આ સાહસિક કામ શરૂ થયેલ છે

વ્યવસાયના આ બધા કાર્યોમા તેઓ સફળ થાય એ જ શુભેચ્છા.

## [ ૨૮ ]

## મારુ માનસિક ઘડતર

બાલ્યવયમા બારથી પદર વરસની વયમા આર્થિક મુશ્કેલીઓને પહોચી વળવા પુરુષાર્થનો આશ્રય લીધો અને અપસરથી જેવા કામથી શરૂઆત કરી. શેઠ ડાગજી પ્રેમજીની કંપની કે જે લાખ-સવા લાખ ટન ચોખા બર્માથી એક વરસમા નિકાસ કરતી હતી તેમા પ્રથમ દરજ્જાના કામ કર્તા તરીકે સ્થાન મેળવવામા મારો પુરુષાર્થ કામ આવ્યો

બ્રહ્મદેશની અંદરના મથકોમા ખરીદ કરવાનુ કામ પંદરથી સોળ વર્ષની ઉમરમા જ સભાળ્યુ હતુ તેમા કામની અત્યત ચીવટ, ઇમાનદારી તથા ઝડપી નિર્ણય કરવાની ટેવ સહાયક થયા હતા. આ

શેઠ હાસમ પ્રેમજીની કપની કે જે બ્રહ્મદેશથી વિશ્વના બધા ભાગમા આશરે દોઢ લાખ ટન ચોખાની વાર્ષિક નિકાસ કરતી હતી, તેમા એક માસ માટે ચીફ એકાઉન્ટન્ટ તરીકે કામ કર્યું હતુ અને ત્યારબાદ તરત બ્રહ્મદેશના મૌલમીન બદરમા તેમની પેઢીમા વડા તરીકેની જવાબદારી સભાળી હતી

ત્યાથી વાર્ષિક બે લાખ ગુણીનો નિકાસ થતો હતો, તે પ્રથમ વરસે જ મારી ખત તથા મહેનતથી ત્રણ લાખ ગુણી પર પહોચ્યો હતો અને નિકાશના ક્ષેત્રમા વિક્રમ સ્થપાયો હતો તે પછી ત્યા ઉત્તરોત્તર કામની વૃદ્ધિ થઈ હતી, તેમજ મીલોના કામમા પણ નોધપાત્ર વિકાસ થયો હતો છેલ્લા સને ૧૯૩૯ થી ૪૧ મા જાપાન સાથેની સખત લડાઈ જોઈ ઓગ્ગ્ગી ગમા પણ કામ ચાલુ રાખ્યુ મોતની પરવા કર્યા વગર સુકાન સભાળી ફત્તેહ મેળવી

બ્રહ્મદેશથી નીકળી ભારતમા આવ્યા બાદ વ્યાપાર તેમજ ઉદ્યોગના ક્ષેત્રમા સમયે સમયે મારે ઝડપી નિર્ણયો કરવા પડ્યા છે જો મે આ રીતે ઝડપી નિર્ણયો ન કર્યા હોત, તો વ્યાપાર-ધધામા જે વિકાસ સાધી શક્યો, તે ભાગ્યે જ સાધી શક્યો હોત એક નિર્ણય ઝડપથી લેવાય માટે તે ભૂલભરેલો હોય અને બીજો નિર્ણય આસ્તેથી લેવાય માટે તે સાચો હોય, એ વસ્તુ માનવા જેવી નથી ઘણી વાર એ જ મીનીટમા કરેલા નિર્ણયો દિવસોની માથાકૂટ પછી કરેલા નિર્ણયો કરતા વધારે ફાયદેમદ પૂરવાર થયા છે.

મૂળ વાત એ છે કે નિર્ણય સ્વસ્થ મને કરવો જોઈએ અને પછી તેને દૃઢતાથી વળગી રહેવું જોઈએ.

નફો લાગે ત્યાં ચીટકી જવું અને નુકસાન લાગે ત્યાં ઝડપથી ખસી જવું એ નીતિને હું બરાબર વળગી રહ્યો છું. તેથી એકંદર લાભ થયો છે અને મોટા નુકસાનોમાંથી બચી જવાયું છે.

વ્યાપારનું વ્યવસ્થાતંત્ર ગોઠવતાં ૨ કે ૩ ઓફિસો ખોલવી હોય તો બીજા માણસો મહિનાઓ લગાડે છે જ્યારે મેં એ નિર્ણય મીનીટોમાં કરેલ છે અને તેમાં સફળતા પણ મેળવી છે. આજ રીતે શરૂ કરેલી ઓફિસો બંધ કરવી હોય તો ઘણા લોકો તેમાં ખચકાટ અનુભવે છે અને લોકો શું કહેશે? તે વિચાર કરે છે. મેં આ પ્રકારના નિર્ણયોમાં જરાય ખચકાટ અનુભવ્યો નથી. જરૂર લાગી, સંયોગ પલટાયો અથવા નુકસાની થવા માંડી કે તે અંગે તુરત જ ઝડપી નિર્ણયો કર્યા છે.

ઉદ્યોગમાં કંઈક વાર ઓઈલ મીલો તથા ચોખાની મીલો ચલાવવા લીધી અને કાઢી પણ નાખી. હૈદરાબાદમાં સાબુનું કારખાનું લીધું અને કાઢી પણ નાખ્યું. મોટરલૉરી માટે સર્વીસ સ્ટેશન ખોલેલ તથા વેજીટેબલ કારખાનાની એક માસ મેનેજમેન્ટ લીધેલી પણ નુકસાન જણાતાં એ જ વખતમાં છોડી દીધી. ઓક્સઓરેન્જ લીમીટેડ, તેમ કેમીકલ ફર્ટી-લાઈઝર્સના મોટા કામને લેવામાં મહિનાઓ સુધી મહેનત કરેલી, પણ પરિસ્થિતિ પારખ્યા કરતાં જુદી જણાતાં થોડા દિવસ સંભાળ્યા બાદ છોડી દીધેલ.

સત્તાવીશ-અઠ્ઠાવીશ વર્ષની વયે લાગીદારીમા ઘણુ મોટુ કામ કરવાનુ આવ્યુ, તેમા મુશ્કેલીઓ પાર વિનાની હતી પ્રથમ તો ધારી પરમીટો મળે નહિ કદાચ પરમીટ મલે તો વેગનો મળે નહિ વગેરે પરતુ ધૈર્ય રાખી, કુનેહથી આ મુશ્કેલીઓને પાર કરી ત્રણ-ચાર વર્ષમા જ વેગનોથી લાખ-દોઢ લાખ ટન માલ ચઢાવવાનો વિક્રમ સ્થાપ્યો

મે વરસો સુધી ૨૦ થી ૨૫ ઓફિસો, તેમજ ૨૦ થી ૨૫ એજન્ટો મલી ૫૦ કે ૭૫ જગ્યાએ ખરીદી-વેચાણનુ કામ સભાળ્યુ છે તથા નાણાકીય બાબતમા પણ, એકલા હાથે કામ કર્યું છે વળી હેજીગ કે ખુલ્લા વાયદાના કામમા પણ બહુ મોટા પ્રમાણનુ સાહસ કરતા અચકાયો નથી તેથી વરસો સુધી દૈનિક અઢાર કલાકનુ કામ કરવુ પડ્યુ છે જમતા પણ ફોન ચાલુ હોય સૂવાનુ બાર પહેલા ભાગ્યે જ બને ઘણી વાર એક પણ વાગી જાય ફરી સવારના પાચ-છ વાગ્યે કામ શરૂ થઈ જાય

આટલા વ્યવસાયી જીવનમા પણ સામાજિક સેવા, તેમજ રાજકીય સેવા નિયમિત આપતો રહ્યો છુ સ્પષ્ટ કહુ તો મે તેને મારા અગત કારોબાર જેટલુ જ મહત્ત્વ આપ્યુ છે સામાજિક કાર્યોમા મિત્રો સાથે કામ કરવામા આનદ આવ્યો છે અને તેથી કામનો થાક ઉતરી ગયો છે જો કે આવા પ્રસગે મારી ગેરહાજરીથી ધધામા નુકશાન થવાના બનાવો બન્યા છે, પણ મે તેની દરકાર કરી નથી

બાલ્યવયમા અગિયાર-બાર વર્ષની વયે સેવાપ્રવૃત્તિ

શરૂ કરેલ, તેમા વૃદ્ધિ થતી જ ગઈ છે સમોગવશાત્ મારુ જીવન એકધારુ રહ્યુ નથી, પણ જેમ વ્યવસાય અને ઉદ્યોગમા અનેકગણી જવાબદારી ઉઠાવતો ગયો છુ તેવી રીતે સામાજિક સેવામા પણ અનેકગણી જવાબદારી ઉઠાવતો રહ્યો છુ જો મારા હૃદયમા ઊડી લાગણી સમજ શ્રદ્ધા, પ્રેમ કરુણા વગેરે તત્ત્વોએ સ્થાન જમાવ્યુ ન હોત તો આમ ભાગ્યે જ બની શક્યુ હોત. મારા, મન અને શરીર જેમ એક બીજા સાથે જોડાઈ ગયેલા હોવાથી બધી ક્રિયાઓ સ્વાભાવિક બની જાય છે તેમ મારા જીવનમા આ બધી વસ્તુ એકમેક સાથે જોડાઈ ગયેલી હોવાથી સેવામય પ્રવૃત્તિ સ્વાભાવિક બની ગઈ છે

અમે તેવા નુકસાનો કે મુશ્કેલીઓના સમયે ગભરાયા વગર થોડા સમયમા કે થોડી જ મીનીટોમા જે સૂઝ્યો તે માર્ગ કાઢી લઈ સ્વસ્થ રહ્યો છુ અન્ય શબ્દોમા કહુ તો દુ ખના સમિઓને હસતા હસતા સહી લેવાનુ બન્યુ છે તેમા ક્યારે પણ રોવાનુ પસદ કરેલ નથી. પરંતુ સામાજિક સેવાની પળોમા જ્યારે નગ્ન દુ ખ-દર્દ જેવા મળ્યા, ત્યારે ઘણી વખત અતર રડ્યુ છે સખ્ત આખો કે જેમા આસુ આવવા મુશ્કેલ, ત્યા બહુ સહેલાઈથી અતરના નીચોના આસુ ટપક્યા છે આજે પણ મનની આવી જ સ્થિતિ છે

સસારમા મનુષ્યોને અનેક પ્રકારના દુ ખો ભોગવવા પડે છે આપણે ભલે તેવી ઇચ્છા કરીએ તો પણ તેમના આ દુ ખો સર્વાંશે દૂર કરી શકતા નથી. કેટલાક દુ ખોમા તો માત્ર સહાનુભૂતિ બતાવીને જ સતોષ માનવો પડે

અહી એ પણ જણાવી દઉં કે મને તન-મન-ધનની જે શક્તિ સાંપડી છે, તેનો બહુ થોડો અંશ જ સેવામા આપી શકાયો છે હજી ધારુ તો આ બાબતમા ઘણુ વધારે કરી શકુ, પણ તેટલી હિંમત ચાલતી નથી તેમા વ્યવહાર પણ આડો આવતો જ રહ્યો છે

કડવા-મીઠા અનેક પ્રકારના અનુભવો થવા છતા જવાબદારીમાથી છુટી જવુ નહિ, એમ લાગ્યા જ કરે છે કુદરતની મહેરબાની અને સંકેત હોય તો કામમા વૃદ્ધિ કરવાની ફરજ છે, એ વિચાર મનમાથી ખસતો નથી, કારણ કે વહોળો વ્યવસાય હોય તો જ અનેક ભાઈ-બહેનોને તે અંગે ધંધો મળી શકે છે અને આપણને પણ ફાયદો થાય છે દેશ પ્રત્યે પણ આપણુ એ કર્તવ્ય છે કે ઉદ્યોગ-ધંધાની વૃદ્ધિ કરી તેનાથી બેકારીનુ નિવારણ કરવુ જો આપણે માલનુ ઉત્પાદન વધારે કરીએ તો દેશ આબાદ થાય. આવા વિચારોથી જ મે જમીન તથા કારખાનાનુ ઉત્પન્ન વધારવામા દીલચસ્પી દાખવી છે

પરંતુ મારી ધર્મપત્નિ મારા આ વિચારો અંગે સંમત ી નથી તેનુ કહેવુ એમ છે કે કુદરતે રોટલો આપ્યો તો રાત-દિવસ મહેનત શા માટે કરવી? વળી આ ાલમા શરીરને સાચવવાનુ પણ સૂઝતુ નથી માટે હવે . સંતોષ કરી, કામમાથી પૂર્ણ નહિ તો અર્ધી નિવૃત્તિ રૂર લઈ લેવી

પૂજ્ય વ્હાલા માતુશ્રી તો વરસો થયા સ્વર્ગવાસી થયા

છે પણ તેઓ પોતાની છેલ્લી અવસ્થામાં મને એમ કહેતા કે તું ગરીબીમાંથી ઊંચે આવ્યો છે હવે દરેક રીતે સંતોષ લઈ શકાય એવું છે તેથી વિશેષ મહેનત કરવાની છોડી દે. પરંતુ મારો ઉત્તર એ હતો કે હું વિશેષ કામ ક્યાં કરું છું ? મજૂરો તથા ખેડૂતો ગરમીમાં, ઠંડીમાં, વરસાદમાં કેટલું બધું કામ કરે છે ? તે લોકો કરતા હું વિશેષ કામ કરતો નથી. જો હું કામ નહિ કરું તો આટલો બહોળો વ્યવસાય કેમ ચાલશે ? અને કામ તદ્દન ઓછું કરી નાખીશ તો મારી મનોભાવના શી રીતે સંતોષાશે ?

અહીં એટલી સ્પષ્ટતા કરવી જરૂરી છે કે સમય અનુસાર મારે બહુ ઝડપી પરિવર્તનો કરવા પડ્યા છે પરંતુ આવા પરિવર્તનો બધાને માટે શક્યકેમ ન જ થાય, કારણ કે દરેક કામની ફેરબદલીમાં કામની પદ્ધતિઓ વિચારવી પડે, સૂઝ બધો નવેસરથી બાંધવા પડે વગેરે. આ બધું દરેક માટે સહેલું નથી સહુએ પોતાની શક્તિ અને પોતાના સંયોગોનો વિચાર કરીને વર્તવું એ જ ઇષ્ટ છે

## [ ૩૦ ]
## સંતતિનો પરિચય

ગૃહસ્થજીવનની શરૂઆત નામના પ્રકરણમાં મે જણાવ્યું હતું કે સંતતિનો પરિચય હું આગળ પર એક સ્વતંત્ર પ્રકરણમાં આપીશ, તે અનુસાર મે આ પ્રકરણમાં સંતતિનો પરિચય આપેલો છે

આ પ્રકરણ લખતા મનમા થોડી ભાજગડ તો થઇજ છે, કારણ કે મારા મુખે મારા પુત્ર–પુત્રીઓના વખાણ કરવા તે ઠીક નહિ તે જ રીતે તેમનામા જે ગુણો હોય તેના પ્રત્યે ઉપેક્ષા કરવી, એ પણ યોગ્ય નહિ છેવટે બને તેટલો તટસ્થ ભાવ રાખીને લખવુ એવા નિર્ણયપૂર્વક મે અહી બે શબ્દો લખેલા છે

મારો મોટો પુત્ર ધીરજલાલ મોલમીન (બર્મા)મા તા ૭–૮–૧૯૩૮ના રોજ જન્મ્યો, ત્યારે શરીરે નબળો હતો પાચ વર્ષની ઉમરમા તેણે એક–બે મોટી માદગી પણ ભોગવેલી, પરતુ ત્યારબાદ તેનુ શરીર ઠીક ઠીક સુધરતા અમે ચિતામુક્ત થયા હતા

તેનો ચાર ગુજરાતી સુધીનો અભ્યાસ હૈદરાબાદ ગુજરાતી પ્રગતિ સમાજ તરફથી ચાલતી શાળામા થયો હતો પાચમી ગુજરાતી છ મહિના ધરશાળા–ભાવનગરમા અને છ મહિના પ્રીમિયર સ્કૂલ–માટુગામા રહીને પૂરી કરી હતી ત્યારબાદ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીના પરિચયમા આવતા તેમની ભલામણથી જુન ૧૯૫૦મા તેને મુબઈ–અધેરીની શ્રી હસરાજ મોરારજી હાઇસ્કૂલમા માધ્યમિક શિક્ષણ માટે મોકલવામા આવ્યો હતો ત્યા તે હાઇસ્કૂલની બોર્ડીંગમા જ રહેતો હતો અને રજાના દિવસોમા હૈદરાબાદ આવતો હતો તે એપ્રિલ ૧૯૫૬ સુધી ત્યા રહ્યો અને મેટ્રીકની પરીક્ષામા ૫૯ ટકા ગુણ મેળવી બીજા વર્ગમા ઉત્તીર્ણ થયો.

અભ્યાસમાં તેની ચીવટ સારી હતી એટલે વર્ગ એકંદર ઊંચી કક્ષા રાખતો અને છઠ્ઠા તથા દસમા ધોરણ તો તે પહેલો આવ્યો હતો.

અહીં તેણે વ્યાયામમાં સારો રસ લીધો હતો. આ ઘોડેસ્વારી, હોકી આદિમાં ઠીક ઠીક કાબૂ મેળવ્યો હતો. પણ રમતોની સર્વાંગી સ્પર્ધામાં તેણે ચેમ્પીયન કપ મેળવ્યો હતો. વિશેષમાં તે રાઈફલ ક્લબનો સભ્ય બન્યો હતો અને નેશનલ કેડેટ કોર્પ્સ (N C C.)માં કમા નિભાવ્યું હતો. આ બધી પ્રવૃત્તિથી તેનું આરોગ્ય પણ સુધરી ગયું હતું.

ત્યારબાદ હૈદરાબાદ આવી પી. યુ. સી. કોમર્સ બદ્રુકા કોલેજ તથા નિઝામ કોલેજમાં શિક્ષણ લીધું અને સને ૧૯૬ ની સાલમાં બી. કોમ. એટલે વ્યાપારવિદ્યાનો સ્નાતક થયો. અહીં બદ્રુકા કોલેજમાં સર્વાંગી રમતોમાં ચેમ્પીયનશીપ મળેલી તથા નિઝામ કોલેજમાં રમતોમાં મોખરે રહેલો. તે રેલ્વે સ્પોર્ટ્સ-ક્લબ વગેરેનો સભ્ય બનેલો અને વળી મહેનત કરીને આન્ધ્રસ્ટેટની બેડમીન્ટન રમતની ચેમ્પીયનશીપ મેળવેલી

કોલેજ છોડ્યા પછી તેણે આન્ધ્ર-રીરોલીંગ મીલની વ્યવસ્થાનું કામ સંભાળ્યું છે. આ મીલનું ઉદ્‌ઘાટન આન્ધ્ર પ્રદેશના ઉદ્યોગપ્રધાન ડૉ. એમ. લક્ષ્મી નરસય્યાના શુભ હસ્તે થયું તે પ્રસંગે તેણે ખૂબ જ મહેનત કરેલી.

તેના લગ્ન તા. ૨૬-૧-૧૯૬૭ના રોજ હુબલી ખાતે શ્રીમાન્ કેશવજી દેવજી ઝવેરીની પુત્રી સૌભાગ્યવતી લીલમ સાથે થયા. તેણે કર્ણાટક યુનિવર્સિટીની બી. એસસી. ની



પ્રયાગમાં પર્વના પુનિત પ્રસંગે
ચીલ્ડ્રન એઈડ સોસાયટીના બાળકો સાથે સને ૧૯૬૬



પૂજ્ય માતુશ્રી વેજબાઈના સ્મરણાર્થે પત્રામા
કુટુંબીજનો તરફથી બંધાયેલ માતૃછાયા

પરીક્ષામાં પ્રથમ વર્ગમાં ત્રીજો નંબર તથા પોતાની કોલેજમાં પ્રથમ નંબર પ્રાપ્ત કર્યો હતો. છેલ્લા સાત-આઠ વર્ષથી તે પોતાના વર્ગમાં પહેલી જ રહેતી હતી.

આ લગ્નથી અમારા સમાજમાં થોડો સુધારો થયો. અમે વીસા ઓસવાલ અને સૌ. લીલમનું કુટુંબ દશા ઓસવાલ. અમારા બંને કુટુંબની સંમતિ અને શુભાશિષ-પૂર્વક પ્રથમ આ સંબંધ જોડાયો. ત્યારબાદ સમાજમાં આવા બીજા ઘણા સંબંધો જોડાયા.

સૌ. લીલમે તા. ૪-૧૧-૬૩ના પુત્રી વર્ષાને જન્મ આપ્યો, તેથી ગૃહમાં આનંદ અને સંતોષ ફેલાયો.

ધીરજલાલ હંમેશા ખાદી પહેરે છે. ચા-બીડીની આદત નથી. આ બાબતમાં તેણે મારો વારસો લીધો છે. સાદગી, નમ્રતા તથા કલાપ્રિયતાને લીધે તે સ્વજન-સંબંધીઓ તથા પરિચયમાં આવનાર સહુમાં પ્રિય છે.

કાંતાનો જન્મ સં. ૧૯૯૮ના આસો વદિ ૫ ના રોજ કચ્છ-પત્રીમાં થયેલો. નામ પ્રમાણે ગુણ બહુ ઓછી વ્યક્તિઓમાં હોય છે, પણ મારી આ પુત્રીમાં નામ પ્રમાણે જ ગુણ હતા, એટલે કે તે ખરેખર કાંતિમાન હતી. તેનું આરોગ્ય પણ સારું હતું. તેણે હૈદરાબાદ-ગુજરાતી પ્રગતિ સમાજની શાળામાં મેટ્રીક સુધીનું શિક્ષણ લીધેલું છે.

તેના લગ્ન મુંબઈનિવાસી સૂર્યકાંત સાથે થયા. તેમના પિતાશ્રી ડુંગરશી સ્વરૂપભાઈ ઉચ્ચ કોટિના પુરુષ છે. તેમના

પર ગાંધીવાદની છાયા પૂરેપૂરી ફેલી છે હાલ પોતાનો ઘણો સમય નિઃસ્વાર્થ ભાવે સર હરકીશનદાસ હોસ્પીટલમાં બિમારોની સેવા પાછળ આપે છે તેમાં આઈબેંક માટે ચક્ષુ મેળવવાનો વિશેષ પ્રયત્ન કરે છે જેથી અંધત્વને પામેલા અનેક મનુષ્યોને આંખની રોશની પુનઃ પ્રાપ્ત થાય છે તેઓ સંસારમાં રહેવા છતાં સંત જેવું જીવન ગાળે છે તે હું ઘણા વર્ષના નિકટ પરિચયથી જાણી શક્યો છું અમારા બંને કુટુંબનું જોડાણ થતા મને ખૂબ આનંદ થયેલો.

શ્રી સુશાંતે ઈન્ટર પાસ કરી બી. એ. સુધી અભ્યાસ ચાલુ રાખેલો, પણ ત્યાર પછી મલબારમાં રબ્બરના બગીચા તેમજ લાકડાના કામમાં જોડાતા તેઓ બી. એ.ની પરીક્ષા આપી શકેલ નહિ હાલ હૈદરાબાદમાં રહે છે અને મુખ્યત્વે આર–રીશાહીલ મીલમાં ભાગીદાર તરીકે અગત્યનું કામ સંભાળે છે તેઓ વિદ્યાપ્રેમી માયાળુ અને શાંત પ્રકૃતિના છે

ચિ. લતાએ પ્રથમ પુત્રી સ્મિતાને તા. ૧૧–૪–૬૧ના રોજ જન્મ આપ્યો. બાદ તા. ૧૬–૧ –૬૪ના પુત્ર પીયૂષનું મુખ જોવા ભાગ્યશાળી બની. સ્મિતા તદ્દન નાની હતી, ત્યારે અસાધારણ શાંત, હસમુખી તેમજ મળતાવડી હોવાથી પાડોશી તેમજ બીજાઓ તેને લગભગ નીચે મૂકતા જ નહિ. શ્રી શાંતા બહેન એમ. એલ. એ. સાથે રહેતા. તેમણે તો પોતાની દીકરી કરતા પણ વધુ સ્નેહ દર્શાવેલો ને આજ પર્યંત દર્શાવી રહેલ છે પૂર્વભવના ઋણાનુબંધ સિવાય આમ ભાગ્યે જ બને

કીર્તિકુમારનો જન્મ હૈદરાબાદમાં તા ૨૦–૬–૧૯૪૭ના રોજ થયેલો તેની તદુરસ્તી પ્રથમથી જ સારી હતી તેણે પણ પ્રાથમિક તથા માધ્યમિક અભ્યાસ હૈદરાબાદ ગુજરાતી પ્રગતિ સમાજની શાળામાં જ કરેલો

ગઈ સાલ તે મેટ્રીક પાસ થયો અને ઉચ્ચ શિક્ષણ માટે ન્યુ સાયન્સ કોલેજમાં દાખલ થયો હાલ તે પ્રથમ વર્ષનો અભ્યાસ કરે છે અભ્યાસ માટે તેની રુચિ જોઈએ તેવી તીવ્ર ન ગણાય બનતા સુધી વગર મહેનતે પરીક્ષાઓ આપે જાય છે અને મોટા ભાગે ત્રીજા વર્ગમાં, તો કોઈક વાર બીજા વર્ગમાં આવે છે પરંતુ અન્ય કામોમાં તેની રુચિ ઘણી સારી છે મેળાવડા વગેરેમાં તે એકલો બે માણસનું કામ કરે છે ઓફિસના દરેક ખાતામાં કામ કરવાની રુચિ બતાવે છે

તે સ્વભાવે માયાળુ છે અને ઘરમાં કોઈ મહેમાન આવે તો તેની સુંદર સરભરા કરે છે તેમજ મારા કાર્યમાં હંમેશ મદદ કરવાની વૃત્તિ રાખે છે

તે પણ ખાદી પહેરે છે અને ચા–બીડીના વ્યસનથી મુક્ત છે, પરંતુ મોટાના જેટલો શાંત નથી તેને ઘણી વાર ગુસ્સો આવી જાય છે મારો સ્વભાવ પણ ઉગ્ર તો છે જ કદાચ મારો આ ગુણ તેનામાં ઉતર્યો હોય પરંતુ થોડી વારમાં પાછો શાંત થઈ જાય છે માનવમાં પ્રેમ, નમ્રતા અને જીભે મીઠાશ હોય તો જ કાર્યમાં સફળતા મળે છે 'સ્વભાવ પર કાબૂ રાખવો,' એ એક 'જાતની' તપશ્ચર્યા છે અને તે આપણે 'અવશ્ય કરવી' જોઈએ

\

નાની પુત્રી દેવયાની હૈદરાબાદમાં તા. ૧-૯-૫૦ના રોજ જન્મી એટલે હાલ તે નવ વર્ષની છે. તેની બુદ્ધિ તીવ્ર છે અને અભ્યાસમાં સારી પ્રગતિ કરી રહેલ છે. અનાયાસે આ છેલ્લું સંતાન હોઈ અમે તેને ખૂબ જ પ્યાર કરીએ છીએ અને તે એક કુલદીવડી નીવડશે એવી આશા રાખીએ છીએ.

એકંદર ચારેય સંતાનો વિનયી અને સુશીલ હોઈ અમારી આંખ ઠરે છે અને તેઓ ભવિષ્યમાં તંદુરસ્ત તથા સુખી રહે અને સારાં સારાં કામો કરે એવી પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ.

[ ૩૧ ]

## રાષ્ટ્રભાષા-પ્રચાર

સામાન્ય રીતે બહુભાષી દેશને પોતાની એક રાષ્ટ્રભાષા હોય છે. જેના દ્વારા તે દેશના લોકો પોતાના વિચારોની આપ-લે કરી પોતાની ઉન્નતિ સાધી શકે છે.

જે દેશને પોતાની રાષ્ટ્રભાષા ન હોય તેને પૂર્ણ સ્વતંત્ર માની ન શકાય. તેથી જ પૂજ્ય ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમના ઓગણીશ મુદ્દાઓમાં બારમો મુદ્દો રાષ્ટ્રભાષાનો રાખ્યો હતો.

સને ૧૯૧૮માં ઈંદોર ખાતે હિન્દી સાહિત્ય સંમેલનનું આઠમું અધિવેશન તેમની અધ્યક્ષતામાં મળ્યું ત્યારે તેમણે અધ્યક્ષસ્થાનેથી અખિલ ભારતને માટે એક સામાન્ય ભાષાની આવશ્યકતા દર્શાવી હતી અને તે માટે હિન્દીને ઉપયુક્ત

ગણાવી હતી. તેમના આ વિચારને ઠરાવનું રૂપ અપાયું હતું અને તે ઠરાવ ઉક્ત અધિવેશનમાં સર્વાનુમતે પસાર થયો હતો. બાબુ પુરુષોત્તમદાસ ટંડન, શ્રી જમનાલાલ બજાજ, પંડિત રામનરેશ ત્રિપાઠી વગેરેએ આ ઠરાવનું જોરથી સમર્થન કર્યું હતું.

પૂજ્ય મહાત્માજી એક સુદક્ષ અને કર્મઠ નેતા હોવાથી તેમણે આ નિશ્ચયને તરત સક્રિય રૂપ આપવાનો પ્રયાસ કર્યો હતો અને દક્ષિણ ભારતમાં હિન્દીનું પ્રચારકાર્ય કરવાને પોતાના સુપુત્ર શ્રી દેવદાસ ગાંધીને એક પ્રચારકના રૂપમાં મદ્રાસ મોકલી આપ્યા હતા. જ્યાં 'હિન્દી સાહિત્ય સંમેલન પ્રચાર કાર્યાલય' શરૂ કરવામાં આવ્યું હતું. ત્યારબાદ એ કાર્ય માટે સ્વામી સત્યદેવ પરિવ્રાજકને મોકલવામાં આવ્યા હતા. સ્વામીજીએ મદ્રાસમાં હિન્દીના વર્ગો ચલાવવા ઉપરાંત પાઠ્ય પુસ્તકો પણ તૈયાર કર્યાં હતાં.

સને ૧૯૨૦-૨૧-૨૨ની સાલમાં અસહકારનું આંદોલન સર્વત્ર વ્યાપી ગયું હતું. આ વખતે રાષ્ટ્રીય મનોવૃત્તિવાળાં યુવક-યુવતીઓ હિન્દી ભાષા તરફ સારા પ્રમાણમાં વળ્યાં. ત્યાર પછી હિન્દીની પરીક્ષાઓ શરૂ થઈ અને પ્રચારકો માટે મદ્રાસમાં એક વિદ્યાલય શરૂ કરવામાં આવ્યું.

સને ૧૯૨૭માં પૂજ્ય ગાંધીજીની સલાહથી ઉક્ત કાર્યાલયનું નામ 'દક્ષિણ ભારત હિન્દી પ્રચારસભા' રાખવામાં આવ્યું અને તેનું રીતસરનું બંધારણ ઘડવામાં આવ્યું. તેઓ આ સભાના આજીવન અધ્યક્ષ રહ્યા.

સને ૧૯૩૫મા કાકા કાલેલકર હિન્દીના પ્રચાર નિમિત્તે દક્ષિણમા આવ્યા. તેમની સૂચના પરથી સભાના નિયમોમા કેટલુક મહત્ત્વનુ પરિવર્તન કરવામા આવ્યુ અને આંધ્ર, તામિલ કેરલ તથા કર્ણાટકમા પ્રાન્તીય હિન્દી સભાઓ કાયમ કરવામા આવી. આ રીતે સને ૧૯૩૬મા વિજયવાડા ખાતે આંધ્રરાષ્ટ્ર હિન્દી પ્રચારસંઘની સ્થાપના થઈ અને તેના દ્વારા આંધ્ર પ્રાંતમા હિન્દીનો પ્રચાર જોરથી થવા લાગ્યો.

જ્યારે ભારતમા ભાષાવાર પ્રાંતોનુ પુનઃસંગઠન થયુ ત્યારે આંધ્ર પ્રદેશની સ્થાપના થઈ અને આ સભાનુ કાર્યાલય આંધ્રપ્રદેશની રાજધાની હૈદરાબાદમા લાવવામા આવ્યુ. તે સમયે હૈદરાબાદ શહેરમા હૈદરાબાદ હિન્દી પ્રચારસભાના નામે તે જ પ્રવૃત્તિ ચાલુ હતી. તેનો પણ ત્રણ વર્ષથી હુ ખજાનચી હતો. આમ બનતા તે સભા તેમ જ આ પ્રાંતની સભા કે જેનુ મુખ્ય મથક વિજયવાડામા હતુ તે બન્નેને જોડી દેવામા આવી. ત્યારથી એનુ નામ દક્ષિણ ભારત હિન્દી પ્રચારસભા—આંધ્ર રાખવામા આવ્યુ.

પૂજ્ય ગાંધીજીની પ્રવૃત્તિઓમા મને પહેલેથી જ રસ હતો; એ રીતે આ પ્રવૃત્તિમા પણ મે રસ લીધો અને સને ૧૯૫૯મા આ સભાના કોષાધ્યક્ષ (ખજાનચી) તરીકે મારી વિધિસર નિમણૂક થઈ. અનેક મહાનુભાવોના સક્રિય સહકારથી આ સભાનુ કામ ઉત્તરોત્તર વિકાસ પામતુ ગયુ.

પૂજ્ય ગાંધીજીના મહાપ્રયાણ પછી ભારતના રાષ્ટ્રપતિ

શ્રી રાજેન્દ્રબાબુ આ સભાના અધ્યક્ષ બન્યા અને તેમણે સભાના કાર્યમા ભારી દિલચસ્પી દાખવી

પંડિત જવાહરલાલ નહેરુએ એક વાર આ સભાની પ્રવૃત્તિઓને ઉદ્દેશીને હતુ કહ્યુ કે—

'હિન્દીનુ પ્રચારકાર્ય મહાત્મા ગાધીએ શરૂ કર્યું અને તેને ચાલુ રાખવુ, તે હુ મારી ફરજ સમજુ છુ

'દક્ષિણ ભારતની ભાષાઓ પ્રાચીન અને સુદર છે આ ભાષાઓની તેના સ્થાને જરૂર છે, પણ આખા ભારતને માટે એક સામાન્ય રાષ્ટ્રભાષાની પણ જરૂર છે

'હુ માનુ છુ કે હિન્દી પ્રચારસભાનુ કાર્ય દેશની' એકતા અને મજબૂતીના ખ્યાલથી પાયાનુ તથા કાયદેમદ કામ છે એ જોઈને હુ ખુબ ખુશી છુ કે હિન્દી પ્રચાર-સભાએ ઘણુ કામ કર્યું છે અને અત્યારે પણ ઘણા જોશથી કાર્ય કરી રહી છે'

શ્રી રાજેન્દ્ર બાબુનો સ્વર્ગવાસ થયા પછી ભારતના પ્રધાનમત્રી શ્રી લાલબહાદુર શાસ્ત્રી આ સભાના અધ્યક્ષ થયા

૧ આ સભા પોતાના વિવિધ અને વિસ્તૃત કાર્યક્રમના નિભાવ અર્થે વાર્ષિક રૂ ૩૦૦૦૦૦ ત્રણ લાખથી પણ અધિક ખર્ચ કરે છે

૨ આ સભા દ્વારા લેવામા આવતી પરીક્ષાઓમા દર વર્ષે ૪૦૦૦૦ ચાલીશ હજાર જેટલા વિદ્યાર્થીઓ' બેસે છે આ પરીક્ષાઓ આશના ૩૦૦ કેન્દ્રોમા વર્ષ દરમિયાન બે વાર લેવાય છે એક વાર ફેબ્રુઆરીમા અને બીજી વાર ઓગસ્ટમા.

૩ આ સભા દ્વારા રાષ્ટ્રભાષાવિશારદ રાષ્ટ્રભાષા-પ્રવીણ અને હિન્દી પ્રચારક એ રીતે ત્રણ જાતની પરીક્ષા લેવાય છે તેને કેન્દ્ર સરકારે તથ દક્ષિણની ચારેય પ્રાતની સરકારોએ માન્ય રાખી છે

૪ આ સભા સાથે લગભગ ૧૧૫ જેટલી સ્થાનીય સસ્થાઓ સબધ રાખે છે કે જે હિન્દી પ્રેમી મડળી ના નામથી ઓળખાય છે અને તે હિન્દી વર્ગો વગેરેનુ સચાલન કરે છે તેમાની ૪૪ હિન્દી પ્રેમી મડળીઓને પચવર્ષીય યોજના અતગત સરકાર તરફથી અનુદાન મળે છે અને ૨ જેટલી મડળીઓને સભા પોતે અનુદાન આપે છે

૫ આ સભા પોતે તથા હિન્દી પ્રેમી મડળીઓની સહાયથી ૧૭ હિન્દી મહાવિદ્યાલયો ચલાવી રહી છે જેમા સુવ્યવસ્થિત રૂપથી ઉચ્ચ શિક્ષણ આપવાનો પ્રબધ છે આમાના ૧૧ હિન્દી મહાવિદ્યાલયને પચવર્ષીય યોજનાની રૂએ આર્થિક સહાય મળે છે

૬ આ સભા હિન્દી અધ્યાપકોના પ્રશિક્ષણ માટે આખા પ્રદેશના ભિન્ન ભિન્ન ભાગોમા સમય સમય પર હિન્દી પ્રચા ૨૬ વિદ્યાલયોનુ સચાલન કરે છે અત્યાર સુધીમા આ વિદ્યાલયો દ્વારા ૨ ૦ થી અધિક અધ્યાપકો હિન્દી પ્રચારકનુ પ્રશિક્ષણ પામી ચૂક્યા છે અને હમણા ૧૫ થી વધારે વિદ્યાર્થીઓ એ શિક્ષણ લઈ રહ્યા છે

૭ આ સભા બે ભાષાઓમા સગતી નામનુ એક સાહિત્યિક માસિક પત્ર ચલાવે છે અને

થયો હતો તે પોતાના ઉચ્ચ કોટીના સાહિત્ય દ્વારા એક લોકપ્રિય માસિક સાબીત થયુ છે

૮ આ સભા પુસ્તક-પ્રકાશનનુ કાર્ય પણ કરે છે. તેણે આજ સુધીમા ૨૧ પુસ્તકો હિન્દી અને તેલુગુમા પ્રકાશિત કર્યા છે

૯ આ સભાને હૈદરાબાદમા પોતાનુ કેન્દ્રિય ગ્રંથાલય છે, જેમા હિન્દી, તેલુગુ અને અંગ્રેજી ભાષાના મળી ૩૦૦૦ જેટલા પુસ્તકો છે તેની સાથે વાચનાલય પણ છે કે જ્યા ૫૦ પત્ર-પત્રિકાઓ મંગાવવામા આવે છે આ રીતે આ સભાના વિજયવાડા ખાતેના શાખા-કાર્યાલયમા પણ ગ્રન્થાલય તથા વાચનાલયનો પ્રબંધ છે

૧૦ આ સભા પોતાના તરફથી બે છાપખાના ચલાવે છે એક હૈદરાબાદમા તથા બીજુ વિજયવાડાના તેમા હિન્દી તેલુગુ, સંસ્કૃત તથા અંગ્રેજી ભાષામા છપાઈનુ કામ થાય છે

૧૧ ભારતની ભાષા તથા ભાવનાત્મક એકતાને સુદૃઢ બનાવવાના ઉદ્દેશ્યથી આ સભા સમય સમય પર કેટલાક મુખ્ય કેન્દ્રોમા હિન્દી પ્રચાર સંમેલન, હિન્દી પ્રચારક શિક્ષણ શિબિર તથા સાહિત્યિક અને સાસ્કૃતિક કાર્યક્રમોની યોજના કરે છે, જેમા ભિન્ન ભિન્ન ભાષાઓમા કવિસંમેલન, ગોષ્ઠી, ...ટક, નૃત્ય આદિને ખાસ સ્થાન અપાય છે

૧૨ આ સભા બૃહત્ હૈદરાબાદના પંદર મુખ્ય કેન્દ્રોમા ...ી અને પુરુષોને માટે અલગ અલગ હિન્દી વર્ગોનુ સંગઠન

છેલ્લાં દશ વર્ષથી હું આ સંસ્થાનો ખજાનચી રહ્યો છું અને તેના અનેકવિધ પ્રશ્નોના ઉકેલમાં રસ લઈને યથાશક્ય સહયોગ આપી રહ્યો છું

સને ૧૯૬૩માં દક્ષિણ ભારત હિંદી પ્રચારસભાએ પોતાનો રજત જયંતિ મહોત્સવ ઊજવ્યો તેમાં પણ મેં કોષાધ્યક્ષ તથા દ્વિતીય મંત્રીનું કામ કર્યું હતું આ મહોત્સવના અધ્યક્ષસ્થાને ભારતના ગૃહમંત્રી શ્રી લાલબહાદુર શાસ્ત્રી બિરાજ્યા હતા કે જેઓ સભાના વર્તમાન અધ્યક્ષ પણ હતા આ મહોત્સવનું ઉદ્ઘાટન ભારતના રાષ્ટ્રપતિ ડૉક્ટર સર્વપલ્લી રાધાકૃષ્ણનના હાથે થયું હતું કે જેમણે આ સભાના કામ પ્રત્યે પ્રારંભથી જ આદરભરી દૃષ્ટિ રાખેલી છે

આ પ્રવૃત્તિ અંગે ભારતના અનેક વિદ્વાનોને મળવાનો તથા તેમની સાથે વિચાર-વિનિમય કરવાનો પ્રસંગ આવે છે તથા ભારતના માન્ય વિદ્વાનોના સંપર્ક-સહવાસનો લાભ પણ મળે છે

હું મારી માતૃભાષાનું જ્ઞાન બહુ સારી રીતે લઈ શક્યો નહિ તેનો અફસોસ ઘણીવાર થાય છે પણ આવી પ્રવૃત્તિઓ દ્વારા બીજાના ભાષાજ્ઞાનની વૃદ્ધિમાં નિમિત્ત બનવાનો પ્રસંગ આવે છે ત્યારે એ અફસોસ ઓછો થઈ જાય છે અને રાષ્ટ્રીય આંદોલનમાં કંઈક પણ ઉપયોગી થઈ શકવા બદલ સંતોષ અનુભવાય છે

સને ૧૯૬ ના નવેમ્બર માસમાં હિંદીના માધ્યમથી



ગુજરાત પ્રગતિ સમાજની સને ૧૯૬૪-૬૫ ની વ્યવસ્થાપક સમિતિ સાથે



ગુજરાત રાજ્યના પ્રથમ મુખ્ય મંત્રી શ્રી જીવરાજ મહેતા હૈદરાબાદ આવ્યા ત્યારે સહકાર્યકર્તાઓ સાથે

આર્ટ્સ્ કૉલેજની સ્થાપના કરવા માટે એક સ્વતંત્ર હિન્દી મહાવિદ્યાલય સમિતિ બનાવવામા આવી ત્યારબાદ તેની પ્રબંધસમિતિની રચના થતા હું તેનો સદસ્ય તથા ખજાનચી નિમાયો છુ આ હિન્દી મહાવિદ્યાલયને આંધ્ર પ્રદેશ સરકારે છ એકર જમીન ભેટ આપી છે અને આશરે રૂપિયા પાચ લાખના ખર્ચે તેનુ પોતાનુ ભવ્ય મકાન તૈયાર થઈ રહ્યુ છે તે સંસ્થાના અધ્યક્ષ શ્રી પનાલાલ બગીલાલ પીત્તી છે

[ ૩૨ ]

## ગ્રામવિસ્તારની સુધારણા

ભારતની વસ્તીનો મોટો ભાગ ગામડાઓમા વસે છે, એટલે ગામડાઓની પરિસ્થિતિ પરત્વે આપણે લક્ષ આપવુ જોઇએ

પ્રથમ આપણા ગામડાઓ લગભગ સ્વાશ્રયી હતા તે ખેતીવાડી દ્વારા પોતાને જોઈતાં અનાજ તથા શાકભાજી પકવી લેતા, ગાય-ભેંસ વગેરે પાળીને દૂધ, દહીં, છાશ તથા ઘી મેળવી લેતા, તેલ માટે તલ વાવતા અને ઘાણીનો ઉપયોગ કરતા, તથા એરંડામાથી એરંડિયુ તૈયાર કરી તેનો દીવો પ્રકટાવતા તે જ રીતે બળતણ માટે પોતાના સ્થાનમાથી કે આસપાસના વિસ્તારમાથી જોઈતી વસ્તુઓ મેળવી લેતા

દરજી, સુથાર, લુહાર, મોચી, કુંભાર, વણકર વગેરે પોતપોતાનો કસબ કરતા અને તેના દ્વારા જીવનની અન્ય જરૂરીઆતો સંતોષાતી

જ્યાં કપાસ પાકતો ત્યાં કાંતવા કૈલાના ચરખા ચાલતા, રૂમાંથી પૂણીઓ બનાવવાનું કામ થતું રેંટિયાઓ દ્વારા સૂતર તૈયાર કરવામાં આવતું અને વણકરો તેનું કાપડ વણી આપતા. તેને રંગવાની જરૂર હોય તો ઘણાં ભાગે લોકો પોતે જ તેને રંગી લેતા અથવા રંગરેજનો ઉપયોગ કરતા.

વસ્તુની લે-વેચમાં વ્યાપારી ઉપયોગી થતો. વળી તે શરાફનું કામ પણ કરતો અને અણીના વખતે સલાહ-સૂચના આપીને ખેડૂત કારીગર વગેરેને ઊભા રાખતા.

પરંતુ યંત્રોનું આગમન થયા પછી હાથઉદ્યોગોને ફટકો પડવા લાગ્યો અને તેની અસર ગામડાંઓને પણ થઈ વધારામાં બહારની વસ્તુઓ પ્રત્યે આપણું આકર્ષણ વધ્યું એટલે ગામડાંના કારીગરો બેકાર બનવા લાગ્યા અને તેમને પોતાની રોજી રળવા માટે મોટાં શહેરોનો આશ્રય લેવો પડ્યો. દુકાળ ચાલવાને આવ્યા પછી ગામડાંઓની સ્થિતિ દિન-પ્રતિદિન કથળવા લાગી અને તેની સુધારણાનો પ્રશ્ન ઊભો થયો.

આજે ગામડાંઓમાં નિરક્ષરતાનું પ્રમાણ વધારે છે બેકારી પણ વ્યાપેલી છે અને ગંદી ટેવોને લીધે રોગના પ્રકાર તથા પ્રમાણમાં ઘણો વધારો થયેલો છે વળી અનેક પ્રકારના વહેમો અને કુરિવાજોને લીધે તેઓ ઊંચા આવી શકતા નથી તથા જીવનનો વિકાસ સાધી શકતા નથી.

પૂજ્ય ગાંધીજીએ લખાણો અને ભાષણો દ્વારા આ તરફ આપણું ધ્યાન ખેંચ્યું અને રચનાત્મક કાર્યના

ઓગણીસ મુદ્દાઓમા તેને ખાસ સ્થાન આપ્યુ પૂજ્ય વિનોબાએ પણ આ વસ્તુ પર ખૂબ ભાર મૂક્યો પરિણામે કેટલાય સેવાભાવી માણસો ગામડામા પહોચી ગયા અને તેની સુધારણા માટે બનતો પ્રયત્ન કરવા લાગ્યા

મારી ભાવના પણ આ જ પ્રકારની હતી, પરતુ સયોગોએ મને શહેરમા ધકેલ્યો અને છેવટે ત્યા જ સ્થિર થયો આમ છતા ગ્રામવિસ્તારની સુધારણા માટે મારે કઈક પણ કરવુ જોઈએ, એ વિચાર મનમાથી ખસ્યો ન હતો પત્રીમા ગાધીવિદ્યાલય તેમજ અન્ય પ્રવૃત્તિઓ કરી, તથા અહી ખાતે સર્વોદય ટ્રસ્ટ બનાવી શિવરામપલ્લીમા ગ્રામ-સેવાકેન્દ્ર શરૂ કર્યું તેની પાછળ પણ આ જ ઉદ્દેશ્ય રહેલો હતો

પરતુ આ બાબતમા વધારે વ્યવસ્થિત પ્રવૃત્તિ હું હૈદરાબાદની રોટરી ક્લબમા જોડાયા પછી કરી શક્યો અને તેનો જ અહી કિચિત્ પરિચય આપવા ઇચ્છુ છુ

રોટરી ક્લબ એ શિક્ષિત-સભ્ય સમાજની એક વિશિષ્ટ પ્રવૃત્તિ છે તેના દ્વારા વ્યાપાર, ધધા તથા કલા-કૌશલ્યમા આગળ વધેલા લોકો અરસપરસનુ મિલન સાધી શકે છે, વિચારોની આપ-લે કરી શકે છે અને કેટલીક સમાજ-કલ્યાણની પ્રવૃત્તિઓ પણ ચલાવી શકે છે આવી ક્લબો આજે દુનિયાના દરેક મોટા શહેરમા ચાલે છે

હૈદરાબાદ શહેરમા રોટરી ક્લબ સને ૧૯૪૯-૫૦ની સાલમા શરૂ થઈ હતી, પણ હુ તેમા સને ૧૯૫૯-૬૦મા

જોડાયો હતો. આ ક્લબ સામાજિક સેવા માટે નાની-મોટી અનેક પ્રકારની સમિતિઓ નીમી તેના દ્વારા કામ લેતી હતી. તેમાંની એક સમિતિ અર્બન એન્ડ રૂરલ વેલ્ફેર નામની હતી, એટલે કે તેણે શહેરી અને ગ્રામવિસ્તારમાં કલ્યાણકારી પ્રવૃત્તિઓ કરવાની હતી. તેનો ભાર પ્રથમ વર્ષે જ મારા માથે નાખવામાં આવ્યો. એટલે કે મને તેનો ચૅરમૅન નીમ્યો. ત્યાર પછી ત્રીજા, પાંચમા અને છઠ્ઠા વર્ષે મારી એ જ પ્રમાણે નિમણૂક કરી.

અમે આ પ્રવૃત્તિ અંગે સહુથી પ્રથમ રાજેન્દ્રનગર-વિભાગનાં ૯ ગામડાંઓની તપાસનું કામ હાથ ધર્યું. તો ત્યાં અક્ષરજ્ઞાનની ઘણી જ ખામી જણાઈ. આ વિભાગમાં લોકોને અક્ષરજ્ઞાન આપવા માટે શાળાઓ ઘણી જ ઓછી હતી. તે પરથી અમે આ વિભાગમાં ત્રણ રાત્રિશાળાઓ શરૂ કરી. એક કટેખનમાં, બીજી સાથમરાયમાં અને ત્રીજી જગનપહાડમાં. તેનું પરિણામ સારું આવ્યું. ગામના નાના મોટા બધા લોકોએ તેમાં ખૂબ ઉત્સાહથી ભાગ લીધો.

આ પરથી અમે રાજેન્દ્રનગર-વિભાગમાં બીજી શાળાઓ ખોલવાનો વિચાર કર્યો. પણ ત્યાં મોટી અગવડ મકાનની હતી, એટલે શાળાઓ માટે મકાનો બાંધવાની પ્રવૃત્તિ હાથ ધરી અને તે માટે અમે એવી યોજના કરી કે આરંભ માટે થોડા પૈસા ક્લબે આપવા તથા સરકાર પાસેથી મેળવવા અને બાકીનું કામ સ્થાનિક લોકોએ શ્રમદાન કરીને તથા શક્ય એટલી બીજી મદદ મેળવીને પૂરું કરવું. આ યોજના



રોટરી કલબ તરફથી હસમતપોરમા શાળાના મકાનનુ ઉદ્ઘાટન થયુ તેનુ દૃશ્ય વચ્ચે ઈંગ્લાંડના
રોટરીના પ્રમુખ છે ડાબા છેડે પંચાયત-રાજ્યના પ્રધાન ડો લક્ષ્મી નરસૈયા ઊભેલા છે

સફળ નીવડી પાચ વર્ષના ગાળામા અમે નીચેના ૧૨ ગામોમા શાળાના મકાનો ઊભા કરી શક્યા – (૧) ભવાનપલ્લી, (૨) લક્ષ્મીગુડા, (૩) કાટેધન, (૪) શાલગુડા, (૫) જલ્લપલ્લી, (૬) મુસાપેઠ, (૭) સાથમરાય, (૮) ગલ્વગુડા, (૯) અનતરેડ્ડીગુડા, (૧૦) શકરપુર, (૧૧) હમિદૌલનગર અને (૧૨) મૈલરાદેવપલ્લી

રોટરી કલબે આ મકાનો બાધવામા કુલ રૂા ૩૧૦૦૦નો ફાળો આપ્યો હાલ આ શાળાઓનો લાભ ૧૩૪૦ વિદ્યાર્થીઓ લઈ રહ્યા છે

વિશેષમા ગત વર્ષે બીજા પણ છ ગામોમા આ જ રીતે શાળાઓના મકાનો બાધી આપવાની યોજના અમલમા મૂકવામા આવી છે તેમ ચાલુ સાલે પાચ શાળાના મકાન તેમજ મુસાપેઠમા એક કોમ્યુનીટી હોલ બનાવવાનુ ચાલુ છે

આ સિવાય અમારી કમીટી તરફથી કાટેધન ગામમા એક યુથકલબ પણ ચાલુ કરવામા આવી છે કે જ્યા યુવાનો ભેગા મળીને વર્તમાનપત્રો વાચે છે, દેશના પ્રશ્ન અગે ચર્ચા વિચારણા કરે છે તથા સપ અને સગઠનની ભાવના કેળવે છે

અહી એટલી નોધ કરવી ઉચિત ગણાશે કે અમે આ વિભાગમા શાળાઓ સ્થાપીને જ સતુષ્ટ થયા નથી આ વિભાગની સ્વચ્છતા, તદુરસ્તી તથા ઉન્નતિકારક બીજી યોજનાઓ અગે પણ ચોકસ કાર્યક્રમ અમલમા મૂકવા તત્પર થયા છીએ કાટેધનમા પ્રસુતિગૃહ, શિશુવિહાર તથા અલવાલ રોટરીક્લબે દવાખાનુ શરૂ કરેલ, તે બાદ સરકારે હોસ્પિટલ બનાવી છે

કોટેચન ગામની સ્કૂલના મકાનનું ઉદ્ઘાટન તા. ૧૬–૧–૬ ના રોજ તે વખતના આંધ્ર પ્રદેશના મુખ્ય મંત્રી શ્રી સંજીવય્યા રેડ્ડીના હાથે કરાવવામાં આવ્યું હતું. તે વખતે અમારી સમિતિના ઉપક્રમે શિવરામપલ્લીમાં ખાસ શમિયાણો બાંધવામાં આવ્યો હતો અને રોટરી ક્લબના તે વખતના પ્રમુખ શ્રી પન્નાલાલ ભંડારીએ મુખ્ય મંત્રીનું તેમજ ત્યાં પધારનાર અન્ય અતિથિઓ અને ગ્રામ્ય જનતાનું સ્વાગત કર્યું હતું.

મુખ્યમંત્રીએ શાળાના તંદુરસ્તીભર્યા ઉછેર માટે શરીર અને મનની સારી ટેવો પાડવાનો અનુરોધ કર્યો હતો અને હરિજનોને ભારપૂર્વક જણાવ્યું હતું કે જો તમારે આગળ વધવું હોય તો તમારાં બાળકોને આ શાળામાં જરૂર મોકલો અને તેમને બને તેટલા શિક્ષિત બનાવો. છેવટે તેમણે રોટરી ક્લબને આવી સુંદર પ્રવૃત્તિ ઉપાડવા માટે અભિનંદન આપ્યા હતા અને અમારી સમિતિને, તેમજ તેના ચેરમેન તરીકે મને યાદ કરીને આ કાર્યને વિશેષ વેગથી આગળ ધપાવવાનું પ્રેમભર્યું સૂચન કર્યું હતું. ત્યારબાદ દર વર્ષે ૨ મકાનો તૈયાર થયાં તેની જોડે રાજેન્દ્રનગર પંચાયત સમિતિને આપતાં, ગ્રામવિકાસને નવો વેગ મળે તે માટે ઉત્સવો કરવામાં આવ્યા છે.

રોટરીક્લબ લાગવગવાળી વિશિષ્ટ વ્યક્તિઓની એક સુસંગઠિત સંસ્થા છે એટલે તેના દ્વારા આ દિશામાં ઘણું કરી શકાશે, એવી મારી આંતરિક શ્રદ્ધા છે. ■

[ ૩૩ ]

## ચક્ષુદાનની પ્રવૃત્તિ

સેવાનુ ક્ષેત્ર ઘણુ વિશાળ છે તે માનવજીવનની અનેક બાજુઓને સ્પર્શે છે તેમાની કેટલીક બાજુઓને સ્પર્શવાનો અવસર આ ક્ષણભગુર જીવન દરમિયાન હુ પામી શક્યો, તેને મારુ અહોભાગ્ય માનુ છુ

ચક્ષુદાનની પ્રવૃત્તિ આમ તો જગતના જુદા જુદા દેશોમા તથા ભારતના ભિન્ન ભિન્ન ભાગોમા કેટલાક વખતથી ચાલે છે, પણ તે તરફ મારુ પોતાનુ ધ્યાન છેલ્લા બે વર્ષ દરમિયાન વિશેષ આકર્ષિત થયુ ખાસ કરીને મુબઈનિવાસી શ્રી ડુગરશી રવજીભાઈ કે જેઓ મારા મિત્ર અને સગા પણ છે, તેમને મે આ પ્રવૃત્તિમા પડેલા જોયા, ત્યારથી મારા મન પર આ પ્રવૃત્તિએ ઘણી જ અસર કરી અને મને થયુ કે મારે પણ આ દિશામા યથાશક્ય ફાળો જરૂર આપવો જોઈએ ત્યારબાદ હૈદરાબાદમા મારી પાડોશમા રહેતા મારા સ્નેહી મુરબ્બી શ્રી જેઠાભાઈ દામજીએ પોતાનુ ચક્ષુદાન કરેલ અને તેમના સ્વર્ગવાસ પછી તેમના ચક્ષુઓ દ્વારા બે જણને પ્રકાશ સાપડતો જોયેલ, તેણે પણ મને આ કાર્યની પ્રેરણા આપેલ

આજે ભારતમા લગભગ ૪૦ લાખ મનુષ્યો ચક્ષુની રોશની વિનાના છે, જેમાના ૪ લાખ મનુષ્યો આંધ્રપ્રદેશમા છે જ્યારે મનુષ્યોની ચક્ષુ આગળની પારદર્શક કીકીનુ તેજ ચાલ્યુ જાય છે, ત્યારે તેને અધત્વ આવે છે પછી તે કોઈ

પણ વસ્તુ જોઈ શકતો નથી. આપણે થોડી વાર અંધારામાં રહીએ છીએ, ત્યારે શું જોઈ શકીએ છીએ? કોઈ પણ વસ્તુ ન દેખવાને લીધે આપણને એક પ્રકારની અકળામણ થાય છે અને જાણે આપણી સામેની આખી રંગીન સૃષ્ટિ ભુંસાઈ ગઈ હોય એવું જણાય છે. તો પછી જેની ચક્ષુની રોશની કાયમને માટે ચાલી જતી હશે તેમને કેવું લાગતું હશે? જો આ મનુષ્યોને ચક્ષુની રોશની પુનઃ પ્રાપ્ત થાય તો તેઓને નવું જીવન મળ્યા જેટલો આનંદ થાય છે અને તેમનો જીવનવ્યવહાર સરળતાપૂર્વક ચાલી શકે છે.

શીતળા, ઉપદંશ (સીફીલીસ), મીઠી પેશાબ, હિસ્ટીરિયા વગેરે કારણે મનુષ્યની ચક્ષુની રોશની ચાલી જાય છે. તેમજ વધારે પડતા તડકા કે વિજળીના પ્રકાશનું સેવન કરવાથી પણ ચક્ષુની રોશની ચાલી જાય છે. કેટલીક વાર ક્વીનાઈન, આયોડોફોર્મ તથા સોમલ વગેરેની બનાવટોનો વગર સમજ્યે ઉપયોગ કરવાથી પણ ચક્ષુની દૃષ્ટિનાડીને મોટો ધક્કો પહોંચે છે અને તે વિકલ બની જાય છે. આ સિવાય અકસ્માત થવાથી, ચોટ વાગવાથી કે બીજા કારણે પણ મનુષ્ય પોતાના ચક્ષુની રોશની ગુમાવી બેસે છે.

આધુનિક વિજ્ઞાને અશક્ય ગણાતી અનેક વસ્તુઓને શક્ય બનાવી છે. તેમ અંધ મનુષ્યોને દેખતા કરવાનું પણ શક્ય બનાવ્યું છે અને તેમાં એકની ચક્ષુ બીજાને બેસાડવાની (Cornea grafting) મુખ્ય છે.

એક મનુષ્યનું મરણ નીપજ્યા પછી છ કલા

તેની ચક્ષુઓ સારી સ્થિતિમા રહે છે જો આ ચક્ષુઓ કાઢી લેવામા આવે અને યોગ્ય વિધિથી તેનુ સંરક્ષણ કરવામા આવે તો અંધ મનુષ્યની ચક્ષુઓના સ્થાને તેને બેસાડી શકાય છે અને તેથી તેઓ દેખતા થાય છે અને ૧૯૬૫ની સાલમા થયેલી તપાસ મુજબ ભારતમા ૪૦ લાખ મનુષ્યો આધળા છે તેમાનો ચોથો ભાગ આ ઉપચારથી સારો થઈ શકે એમ છે

મરણ પામ્યા પછી આપણુ શરીર થોડી વારમા જ ભસ્મીભૂત થાય છે અથવા તો તેને દાટી દેવામા આવે છે અને તે થોડા જ દિવસમા માટીમા મળી જઈ માટીરૂપ બની જાય છે તેના બદલે આપણી ચક્ષુઓનુ આ રીતે દાન કરીએ તો માનવ-જાતની કેટલી મહાન સેવા થાય? પશુઓ કે જેને આપણે હલકી કોટીના પ્રાણીએ છીએ, તેમના મરણ પછી તેમના ચામડા, શીગડા, નખ, વાળ વગેરે વસ્તુઓ કામમા આવે છે, ત્યારે માનવશરીર મરણ બાદ શુ કામમા આવે છે? આ સંયોગોમા જો તેની ચક્ષુઓ કામમા આવતી હોય તો એ ખરેખર! ઇચ્છવા યોગ્ય છે

કેટલાકનો ખ્યાલ એવો છે કે મૃત મનુષ્યની ચક્ષુઓ કાઢી લેતા તેનો ચહેરો વિકૃત બની જાય છે, એટલે એમ કરવુ ઠીક નથી, પણ આ ખ્યાલ ભૂલભરેલો છે ચક્ષુના નિષ્ણાત ડૉક્ટરો મૃત મનુષ્યની ચક્ષુઓ ઘણી સીફતથી દશ મિનીટમા કાઢી લે છે અને તેના પર પોપચા ઢાકી દે છે, તેથી તેનો ચહેરો પૂર્વવત્ જ લાગે છે તેમા વિકૃતિનુ કોઈ પણ ચિહ્ન માલમ પડતુ નથી તાત્પર્ય કે આ બાબતમા જરા

પણ લાગણીવશ થયા વિના ચક્ષુદાન માટે તૈયાર થવાની જરૂર છે

આંધ્રપ્રદેશ સરકારે ઈ. સ. ૧૯૬૬માં પહેલા જ કોર્નિયલ ગ્રેફ્ટિંગ એક્ટ પસાર કર્યો તેની રૂએ તેણે એવો અધિકાર પ્રાપ્ત કર્યો છે કે તે કોઈ નધણિયાતા શબની અથવા દાન આપનાર વ્યક્તિના મરણ પછી તેની ચક્ષુઓ કાઢી શકે છે

આ રીતે પ્રાપ્ત થયેલ ચક્ષુઓનો સંગ્રહ કરવા માટે તેણે વિશાખાપટ્ટનમ, કર્નુલ, વરંગલ, કાકીનાડા, ગુંટુર, તિરુપતિ અને હૈદરાબાદ એમ સાત સ્થળોએ ચક્ષુ બેંક ખોલવાની યોજના કરી છે તે પૈકી હૈદરાબાદ ખાતેનું કામ સરોજિનીદેવી આંખ હોસ્પીટલને સોંપવામાં આવ્યું છે

આ હોસ્પીટલને હજી પૂરતા પ્રમાણમાં ચક્ષુઓ મળતી નથી કારણ કે લોકો તેનું મહત્ત્વ સમજ્યા નથી એટલે તે માટે સરોજિની દેવી આંખ હોસ્પીટલના સુપરીન્ટેન્ડેન્ટ ડૉ. પી. શિવારેડ્ડી એમ. બી. બી. એસ. એમ. એસ. ડી. ઓ. ની અધ્યક્ષતામાં સને ૧૯૬૬ના ઓક્ટોબર માસમાં પાંચ સભ્યોની આઈ બેંક કમીટી નીમવામાં આવી છે અને તેના માનદ મંત્રીપદની જવાબદારી મેં સંભાળી છે, એટલું જ નહિ પણ આ પ્રવૃત્તિ અંગે સ્ટેશનરી, છાપકામ, ટપાલ, સભા બસ્તી વગેરેનો જે કંઈ ખર્ચ કરવો પડે, તે માટે ટોકરશી લાલજી કાપડિયા પબ્લીક ચેરીટેબલ ટ્રસ્ટે રૂા. ૧૦ હજારની જોગવાઈ કરી છે ટ્રસ્ટ તરફથી જ તે સમિતિમાં ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી (મારા પુત્ર) મીઠાલાલ સદસ્ય તરીકે પણ જોડાયા છે.

આ પ્રવૃત્તિમા પ્રથમ જરૂર સાહિત્યની હોઈ તે અંગે અંગ્રેજી, તેલુગુ, હિન્દી, ઉર્દૂ, કર્ણાટકી, મહારાષ્ટ્રી તથા ગુજરાતી ભાષામા કેટલુંક સાહિત્ય છપાવ્યુ છે અને તે મહત્વના સ્થાનોએ મોકલવામા આવે છે વિશેષમા આ કાર્ય વેગવતુ બને તે માટે જુદા જુદા સ્થળે સમિતિઓ નિમવાનુ આવ્યુ છે, જે આ બાબતનો પ્રચાર કરે છે અને ચક્ષુદાન આપનારાઓની પાસેથી દાનપત્ર ભરાવી લે છે

ગુજરાત પ્રગતિ સમાજ કે જેને હુ મારી સસ્થા કહી શકુ તેના કાર્યવાહકોએ આ પ્રવૃત્તિને સુદર સહકાર આપ્યો છે અને ચક્ષુદાતાઓના ૧૫૧ દાનપત્રો મેળવ્યા છે સિકંદરાબાદ ગુજરાતી સેવામંડળે પણ આ પ્રવૃત્તિને સક્રિય સાથ આપી અમારા ઉત્સાહમા વૃદ્ધિ કરી છે આ રીતે ગ્રામસેવાકેન્દ્ર શિવરામપલ્લી, સર્વોદય વિચાર પ્રચાર ટ્રસ્ટ નેચર ક્યોર હોસ્પીટલ, જીવરક્ષા જ્ઞાન પ્રચારક મડળી, નવજીવન મહિલા મડળ, મહારાષ્ટ્ર મડળ, રાજસ્થાન પ્રગતિ સમાજ, જૈન મડળ, રોટરી ક્લબ, લાયન ક્લબ, યુથ ક્લબ, ભારત સેવક સમાજ, દક્ષિણ ભારત હિન્દી પ્રચારના કાર્યકર્તા, આન્ધ્રપ્રદેશ ગ્રેઈન એન્ડ સીડ્સ મરચન્ટ એસોસીએશન, ચાર મીનાર સીગારેટ ફેક્ટરી, ઉષા મશીન ઈન્ડસ્ટ્રીઝ, આન્ધ્ર રીરોલીન્ગ વર્કસ, સર્વોદય મંડળ—આન્ધ્ર પ્રદેશ આદિ હૈદરાબાદ શહેરની મહત્વની સામાજિક સસ્થાઓ હોસ્પીટલો તથા ઉદ્યોગો, ક્લબો મળી ૩૯ સમિતિઓ બની ચૂકી છે અને તેણે ૬૧૫ ચક્ષુદાતાઓના દાનપત્રો મેળવ્યા છે, જેમાં પ્રધાનો, અધિકારીઓ, શિક્ષકો, સામાજિક કાર્યકર્તાઓ,

આ ધારીઓ ઉદ્યોગપતિઓ, યુવાનો, યુવતીઓ વગેરેનો સમાવેશ થાય છે

અહીં એ પણ જણાવવું જોઈએ કે આ પ્રવૃત્તિના પરિણામે તા. ૯-૪-૬૯ સુધીમાં કુલ ૧ વ્યક્તિઓને ચક્ષુની નવી રોશની પ્રાપ્ત થઈ છે

તા ૯-૧-૬૯ના રોજ સરોજિની દેવી આય હોસ્પીટલમા એક ખાસ સેમિનારનું આયોજન કરવામા આવ્યું હતું જેનું ઉદ્ઘાટન કેન્દ્રના સ્વાસ્થ્યપ્રધાન શ્રીમતી ડૉ. સુશીલા નાયરે કર્યું હતું આ અવસરે આ પ્રદેશના નાયબ પ્રધાન તથા સ્વાસ્થ્યપ્રધાન પધાર્યા હતા તેમજ આખા ભારતમાથી આંખના મોટા મોટા ડૉક્ટરોએ તેમા હાજરી આપી હતી. આ વખતે સ્વાસ્થ્યપ્રધાને શ્રી ગુજરાતી પ્રગતિ સમાજની આય બેંક કમીટીને તેની ઉત્સાહભરી કામગીરી માટે અભિનંદન આપ્યા હતા.

આ કામ માટે હું સતત જાગ્રત રહું છુ ને જ્યા જરૂર પડે ત્યા જાતે જાઉં છુ તા ૨૧-૧૧-૬૫ના સ્વર્ગીય શ્રી પ્રેમચંદભાઈ કાનજીનો દેહાંત થતા તેમના કુટુંબીઓએ અમારી વિનંતિનો સ્વીકાર કરી ચક્ષુદાન કર્યું તા ૨૭-૧-૬૬ના રોજ શ્રી રામકૃષ્ણ પુતળીના ધર્મ પત્નીનો દેહાંત થયો, ત્યારે મે આ બાબત પ્રત્યે શ્રી રામકૃષ્ણપુતળીનુ ધ્યાન ખેંચ્યુ હતુ અને તેમણે વખત જ પોતાની વિદેહ પત્નીના ચક્ષુઓનુ દાન કર્યું હતુ

મને આશા છે કે થોડા જ વખતમા અમે આખા પ્રદેશમાં

'આય બેંક કમીટી' સાથે સબધ ધરાવતી આશરે ૧૦૦૦ આઈ બેંક સમિતિઓ ઊભી કરી શકીશુ, જે આંધ્રપ્રદેશની આય બેંકને જોઈતા ચક્ષુઓ આપી શકશે

વાસ્તવમા આ કાર્ય બહુ મુશ્કેલ છે આંધ્રના ૪ લાખ અ ધભાઈઓમાના એશી હજારથી એક લાખ અ ધ ભાઈઓને ચક્ષુદાન મારફતે કીકી મળે તો પ્રકાશ આપી શકાય એમ છે બાકી ૭૫-૮૦ ટકા અ ધભાઈઓના જ્ઞાનત તુ ખરાબ થયેલા હોઈ કોરનીઆ ગ્રાફટી ગ કામ આવે તેમ નથી, અર્થાત્ તેમનો અ ધાપો દૂર થઈ શકે એમ નથી બીજી તરફ અ ધાપાનો રોગ વધતો રહ્યો છે, તેથી મૃત્યુ પછી એક પણ વ્યક્તિની ચક્ષુ ગુમાવીએ નહિ તો જ આ કાર્યને મુશ્કેલીથી પહોંચી શકાય, પર તુ હમણા તો લોકલાગણી ચક્ષુદાનથી વિપરીત છે, એટલે પ્રચાર તેમજ સમજાવટથી આગળ વધવાનુ રહ્યુ

તા ૩-૪-૬૬ના રોજ ગાધીભવનમા આઈ બેન્ક કમીટીનુ ઉદ્ઘાટન આંધ્રના ચીફ મીનીસ્ટર શ્રી કે બ્રહ્માન દ રેડ્ડીના શુભ હસ્તે થયુ, તે વખતે રાષ્ટ્રપતિ, ઉપરાષ્ટ્રપતિ, વડાપ્રધાન શ્રી ઈન્દિરા ગાધી, આરોગ્યપ્રધાન શ્રી સુશીલા નાયર, પૂજ્ય વિનોબા, બ ગાળ, મહારાષ્ટ્ર આદિના રાજ્યપાલ તથા બીજા પણ ઘણા આગેવાનોના ઉત્સાહપ્રેરક સ દેશાઓ પ્રાપ્ત થયા હતા લોકોએ પણ મોટા પ્રમાણમા હાજરી આપી હતી.

મે આ પ્રસ ગે આઈ બેંક કમીટીને સહકાર આપનાર સ સ્થાઓ તથા વ્યક્તિઓનો જાહેર આભાર માન્યો હતો

અને આ કાર્યમાં સહુ ન્યાત-જાતના ભેદ વિના જોડાય તેથી દેશની એકતાને ખૂબ લાભ થશે એમ જણાવ્યું હતું.

ગુજરાતના માજી રાજ્યપાલ પદ્મભૂષણ શ્રી મહેદી નવાબજંગ બહાદુરે આ પ્રવૃત્તિને ટેકો આપવાનું પ્રવચન કર્યું હતું અને પોતે ગુજરાતમાં ચક્ષુદાન આપવાની જાહેરાત કરેલ તે મુજબ દાનપત્રમાં સહી કરીને આ આઈ બેંક કમીટીને ભેટ કરી હતી.

આ સમારંભમાં ચક્ષુદાન કરનાર ૯ જેટલા ભાઈ બહેનોને એડમીનીસ્ટ્રેટરના હાથે અભિનંદનપત્રો અપાયા હતા અને તેણે વાતાવરણમાં ખૂબ જ ઉત્સાહ પ્રેરી દીધો હતો.

વિશેષમાં આ પ્રસંગે તે જ દિવસે આમના એક વ્યો-વૃદ્ધના મૃત્યુ બાદ તેમના દીકરા શ્રી શરદભાઈએ તરત જ ચક્ષુદાન આપ્યું તેથી બે અંધજનોને પ્રકાશ મળ્યો હતો.

ઉદ્ઘાટન કરતા મુખ્યપ્રધાને પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે મારે અનેક પ્રકારના ઉદ્ઘાટન-પ્રસંગોમાં જવું પડે છે. તેમાં આજનો પ્રસંગ શ્રેષ્ઠ છે કારણ કે તે માનવતાના હેતુથી આ કાર્ય માટે યોજાયેલો છે. આવો દાન આપવાનો પ્રસંગ ત્યાં સામાન્ય રીતે પ્રેક્ષકો ઓછા આવે છે પણ આજની હાજરી જોઈને મને ખૂબ જ આનંદ થાય છે. શ્રી ટોકરશી કાપડીઆના અનેકવિધ જાહેર કાર્યોમાં આ કાર્ય સૌથી ઉત્તમ છે એમ હું માનું છું. અંધભાઈઓને ચક્ષુદાન કરવું એ તેમને નવું જીવન આપવા બરાબર છે. આનાથી ઊંચું દાન શું હોઈ શકે?



આન્ધ્રના ચીફ મીનીસ્ટર શ્રી બ્રહ્માનંદ રેડ્ડી આઈ બેંક કમીટીનુ
ઉદ્દઘાટન કરી રહ્યા છે તા ૩-૪-૬૬

આપ્ર રાજ્યના નાણા તેમ ઉદ્યોગપ્રધાન ડૉ એમ ચન્ના રેડી આ સમારભના પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. તેમણે પોતાના પ્રવચનમા પોતાની તેમજ પોતાના ધર્મપત્નીની ચક્ષુઓનુ દાન કરતા જણાવ્યુ કે આ નિર્દોષ કાર્યમા સહુએ મદદ કરવી જોઈએ ભારતમા મુબઈ આદિ સ્થળોએ આવી કમીટીઓએ વર્ષો અગાઉ પોતાની કામગીરી શરૂ કરેલ છે, જ્યારે આપ્ર માટે આ પહેલો પ્રસગ છે આ કમીટીની કાર્યપદ્ધતિ વહેવારૂ છે, એટલે તે આમ જનતા સુધી બરાબર પહોચી જશે અને ભારતના બીજા પ્રાતોને માર્ગ-દર્શક નીવડશે એવી આશા રાખુ છુ

[ ૩૪ ]

## આરોગ્યની જાળવણી

મનુષ્યમા બધી આવડત હોય, પણ આરોગ્યની જાળવણી કેમ કરવી? એની આવડત ન હોય તો એ જીવનની બાજી હારી જાય છે આજે એક વ્યાધિ, કાલે બીજો વ્યાધિ, ત્રીજા દિવસે ત્રીજો વ્યાધિ અને ચોથા દિવસે ચોથો વ્યાધિ એમ વ્યાધિ–રોગ–બિમારીના હુમલા ચાલુ જ હોય ત્યા મનુષ્યજીવનનો આનદ શી રીતે માણી શકે? અને કુટુબ, સમાજ, ધર્મ તથા દેશ પ્રત્યેના પોતાના કર્તવ્યો શી રીતે બજાવી શકે?

જે મનુષ્ય પોતાનુ આરોગ્ય જાળવતો નથી, તે પોતાની જાતને નુકશાન કરે છે, તથા પોતાના કુટુંબને પણ મોટુ

નુકસાન કરે છે. કુટુંબની એક વ્યક્તિ બિમાર હોય એટલે તેની સેવા-ચાકરી કરવી પડે અને અનેક જાતની પરેશાની ઉઠાવવી પડે. તે સાથે ઔષધ-ઉપચારોના નાણું ખર્ચ થાય, એટલે આર્થિક સ્થિતિને ફટકો પડે અને એ રીતે કુટુંબના ઉત્કર્ષ માટે જે યોજનાઓ વિચારી રાખી હોય કે અમલમાં મૂકવા ધારી હોય તેમાં મોટો અંતરાય ઊભો થાય.

તાત્પર્ય કે આરોગ્યની જાળવણી એ મનુષ્યના હિતનો મોટો પ્રશ્ન છે અને તેથી જ મેં આ પ્રકરણમાં તે અંગે મારા કેટલાક અનુભવો તથા વિચારો રજૂ કરવા ધાર્યા છે.

૧૩ વર્ષની ઉંમરે મુંબઈમાં મારી તબિયત ઘણી બગડેલી હતી, માથાનો દુખાવો આદિ અઠવાડિયામાં એક વાર તો જરૂર થાય, પણ અમદાવાદ ગયા પછી નિયમિત કસરત કરવા માંડી, તેથી આ ફરિયાદ દૂર થયેલી એ હું નહિ પણ મારું શરીર એકંદર સશક્ત અને સ્ફૂર્તિવાળું બનેલું. આ પરથી હું એવા અભિપ્રાય પર આવ્યો છું કે નિયમિત કસરત કરવાથી આરોગ્ય જાળવવામાં ઘણી મદદ મળે છે. તેથી સહુએ પોતાની વય અને મર્યાદા અનુસાર નિયમિત કસરત કરવી જોઈએ.

હું અનેક શૈક્ષણિક સંસ્થાઓ સાથે જોડાયેલો છું ત્યાં નાના-મોટા જે વિદ્યાર્થીઓ ભણવા આવે છે તેમને નિયમિત કસરત કરાવવા માટે મેં હંમેશા આગ્રહ દાખવ્યો છે અને મને જણાવતાં આનંદ થાય છે કે મારા અન્ય સહકાર્યકર્તા બંધુ-ભગિનીઓએ તેનું સમર્થન કર્યું છે.

મે અનુભવથી એ પણ જોયુ છે કે જે સમાજે કસરત જાળવી રાખી છે અને વ્યાયામશાળા કે અખાડાની સાથે મોહોબ્બત બાંધી છે, તે સમાજના આરોગ્યનુ ધોરણ ઘણુ સારુ છે અને તેની તમામ વ્યક્તિઓના શરીર બીજા વર્ગ કરતા વધારે સશક્ત તથા વધારે સપ્રમાણ છે

હૈદરાબાદમા હનુમાન વ્યાયામશાળા સૌથી જુની અને વ્યવસ્થિત સસ્થા છે તેમા અખાડા તથા કસરતના દરેક સાધનો છે સાથે સુદર સ્વીમીંગ બાથ પણ છે વિશેષમા બાલમદિર અને પ્રાથમિક શાળા પણ ચલાવે છે આ સસ્થામાથી હજારો યુવાનોએ લોખડી તદુરસ્તી મેળવી છે, તેથી અનેક પહેલવાનો પણ પાક્યા છે તેની કારોબારી સમિતિમા વર્ષોથી સદસ્ય રહ્યો છુ, તેમ હાલમા ઉપપ્રમુખ તરીકે સેવા આપવાનુ સૌભાગ્ય મળેલ છે

વિદેશી લોકોની બધી બાબતો ભલે અનુકરણ કરવા જેવી ન હોય, પણ તેમની એક બાબત તો અવશ્ય અનુકરણ કરવા જેવી છે અને તે આરોગ્યની જાળવણી લાખો-કોડો રૂપિયાનો ધધો કરનાર પણ સમય થયો કે ઓફિસમાથી બહાર નીકળી જાય છે અને ક્રિકેટ, ફુટબોલ, હોકી આદિ રમતો રમે છે, અથવા સ્વીમીંગ બાથમા જઈ કલાક-બે કલાક તરવાનુ રાખે છે, અથવા ઘોડેસવારી કે એવુ જ કઈ પણ કરીને શરીરને પૂરતી કસરત આપે છે અને એ રીતે પોતાનુ આરોગ્ય બરાબર જાળવી રાખે છે

બ્રહ્મદેશ છોડ્યા પછી હુ હૈદરાબાદ આવ્યો અને

ધંધામાં સ્થિર થયો પરંતુ ખાવા-પીવાની અનિયમિતતાથી તથા શરીર અને મન પરના વધારે પડતા બોજાથી મે અસીમ રોગનો ભોગ થઈ પડ્યો. તેમાંનો રહેલો રોગ તે શરદી જે કેમે કરી મારો કેડો મૂકે નહિ.

ડૉક્ટરોની દવા લીધી, વૈદ્યોની પડીકીઓ ફાકી તથા ઘરગથ્થુ ઉપચારો પણ ઘણા કર્યાં પરંતુ આ સવ ટેવની જેમ મે જરા પણ મચક આપે નહિ. આખર મુંબઈ ગયો અને ત્યાંના ચાર નિષ્ણાત ડૉક્ટરો પાસે મારું શરીર તપાસાવ્યું તે બધાનો અભિપ્રાય એક જ થયો કે તમને એવી હઠીલી શરદી લાગુ પડી છે કે જે જીવનભર નાબુદ થશે નહિ. પરંતુ તમે અમુક દવાઓ પીઓ તથા અમુક દવા સૂંઘો તો તેના પર કાબૂ રહેશે. પછી તેમણે એ દવાના નામો લખી આપ્યા.

આ વખતે મને મારી ભૂલોનું ભાન થયું અને મે મફતી માટે કેવી ગુમાવી છે એનો સ્પષ્ટ ખ્યાલ આવ્યો. પરંતુ હવે શું થાય? આમ છતાં જીવનની અનેક લીલી-સૂકી જોતા જોતા મે એ વાત મનથી નક્કી કરી દીધી કે કદી હિંમત હારવી નહિ તથા કાર્યસિદ્ધિ માટેના પ્રયત્નો છેલ્લી ઘડી સુધી છોડવા નહિ. એટલે શરદી દૂર કરવાના પ્રયત્નો ચાલુ રાખ્યા અને તેનું પરિણામ સુંદર આવ્યું.

એક અનુભવી ડૉક્ટરની સલાહથી નાકના હાડકાનું ઓપરેશન કરાવ્યું તેનાથી કેટલોક ફાયદો થયો. ત્યારબાદ એક મહિલા ડૉક્ટર કે જે પોતે વયોવૃદ્ધ માતા જેવી જ

શરદીથી પીડાતા હતા અને જેમને એક જર્મન બનાવટની ગોળીઓથી ફાયદો થયો હતો, તેમણે મને આ ગોળીઓ વાપરવાની સલાહ આપી એ ગોળીઓ મે તાબડતોબ મગાવી અને તેની એક જ બાટલી એટલે કે માત્ર ૨૫ જ ગોળીઓ વાપરી કે સાપ કાચળી મૂકીને ભાગે તેમ ગઢી મારુ શરીર છોડીને ભાગી ત્યાર પછી ફરી તેનુ આગમન થયુ નથી

એક રોગ આપણા શરીરમા ઘર કરી ગયા પછી તેને દૂર કરવાનુ કામ કેટલુ અઘરુ છે, તે આ પરથી સમજી શકાશે આ તો ટેકી લાગી ગઈ અને રોગ દૂર થયો, પરતુ દરેક વખતે તેમ બનતુ નથી, તેથી હિતાવહ તો એજ છે કે આરોગ્યના સિદ્ધ નિયમો પાળીને રોગને દાખલ થવા દેવો નહિ અને કદાચ દાખલ થઈ ગયો હોય તો તેને હઠાવવા માટે શરૂઆતથી જ પ્રબળ પ્રયાસો કરવા નીતિકારોએ કહ્યુ છે કે 'ઉગતા શત્રુને તથા રોગને તરત જ દબાવવા, અન્યથા તે આપણો નાશ કરનારા થાય છે'

હવે સગ્રહણીની કથા કહુ થોડો પણ ખોરાક લીધો કે તરત દસ્ત થાય આ દસ્તની સખ્યા કોઈ વાર પાચ-સાતની હોય, કોઈ વાર દશ-બારની હોય, તો કોઈ વાર ત્રીશ-ચાલીશ ઉપર પણ પહોચે તેથી શરીરમા શક્તિનુ નામ જણાય નહિ આ રોગને મટાડવા માટે એલોપથિક, આયુર્વેદિક તથા હોમિયોપેથિક દવાઓ કરી, પણ તેથી કાઈ ફાયદો થયો નહિ ત્યાર બાદ બે મહિના સુધી નિસર્ગોપચાર કર્યો તેમા ઉપવાસનો આશ્રય લીધો, માત્ર ફલરસ અને

શાક-ભાજી પર રહ્યો, પણ સંગ્રહણીએ મચક આપી નહિ. શરીર દિવસે દિવસે લેવાતું ગયું અને થાક ખૂબજ જણાવા લાગ્યો. પછી તો ઉઠવા-બેસવાનું પણ ભારે થઈ પડ્યું.

એવામાં એક આયુર્વેદના નિષ્ણાતનો ભેટો થઈ ગયો. તેમણે કહ્યું કે સુવર્ણપર્પટી એ સંગ્રહણીની સિદ્ધ દવા છે. તેનું સેવન કરવાથી તમારો રોગ જરૂર મટશે, પણ તે માટે તમારે ૪૦ દિવસ સુધી માત્ર છાશ ઉપર રહેવું પડશે. આ વખતે તમારાથી પાણી પણ લઈ શકાશે નહિ.

મારે તો યેન કેન પ્રકારેણ રોગ મટાડવો જ હતો, એટલે એ બધી વાત કબૂલ કરી અને ઉપચાર શરૂ થયો. શરૂઆતમાં થોડી નબળાઈ લાગી અને વજન પણ ઘટ્યું પરંતુ પાછળથી એમાં સારો સુધારો થયો અને વજન પણ વધવા લાગ્યું. પહેલાં છાશ થોડી લેવાતી એટલે કે ૧॥ શેર થી ૨ શેર દૂધની છાશ લઈ શકતો. (શેર એટલે બે રતલ) પણ ધીમે ધીમે તેનું પ્રમાણ વધ્યું અને છેવટે ૨॥ થી ૩ શેર દૂધની છાશ પર આવી ગયો. ૪૦ દિવસના આ ઉપચારથી હું સંગ્રહણીમાંથી મુક્ત થયો અને મારું વજન ૫ રતલ વધ્યું. આયુર્વેદમાં કેવી સુંદર વસ્તુઓ પડેલી છે તેનો ખરો ખ્યાલ મને આ જ વખતે આવ્યો.

એલોપથી, હોમિયોપથી આદિ પદ્ધતિઓ તો છેલ્લા એક-બે સૈકામાં જ અમલમાં આવી તે પહેલાં આપણા દેશમાં આયુર્વેદનો જ આશ્રય લેવાતો અને તેના સાદા સહજ ઉપચારો તેમજ કેટલીક વિશિષ્ટ પદ્ધતિઓથી લાખો-કરોડો મનુષ્યો પોતે ગુમાવેલા આરોગ્યની પુનઃ પ્રાપ્તિ કરતા.

કાયાકલ્પની પદ્ધતિ કે જે વૃદ્ધ મનુષ્યને યુવાન બનાવે છે, તે હું માનુ છુ કે માત્ર આયુર્વેદ જ બતાવી શકશુ છે કેટલાક વર્ષો પહેલા એક સ્વામીજીએ પંડિત મદનમોહન માલવિયને કાયાકલ્પનો પ્રયોગ કરાવેલો, પણ તે જોઈએ તેવો સફલ થયેલો નહિ આ પરથી કેટલાકે એમ માની લીધેલુ કે 'આ તો બધી એક જાતની ગપ છે! શુ વૃદ્ધ માણસ તે ફરી યુવાન થતો હશે?' પણ હમણા જ વજ્રેશ્વરી પાસે ગણેશપુરીમા મહારાષ્ટ્રની વૈદ્યમ ડળીએ વૈદ્યરાજ એન એમ જોશીની દેખરેખ નીચે વેલણકર નામના ૪૮ વર્ષના એક મનુષ્ય પર જે પ્રયોગ કર્યો હતો, તે સફળ થયેલો છે ૪૮ દિવસના પ્રયોગમા શ્વેત વાળની જગ્યાએ કાળા વાળ આવી ગયા છે, તેના દાતની પંક્તિઓ નવા જેવી શ્વેત બની છે, ત્વચામા વધારે કુમાશ અને રૂપ આવ્યુ છે તથા શરીરની સ્ફુર્તિમા અજબ ફેરફાર થઈ ગયો છે

આજે એલોપથીનો વ્યાપક પ્રચાર છે અને દેશની સર્વે હોસ્પીટલો મુખ્યત્વે તેને જ અનુસરે છે, પણ આપણી રાષ્ટ્રીય સરકારે તથા આપણા શિક્ષિત સમાજે આપણા દેશની આ પ્રાચીન વિદ્યાને ખાસ પ્રોત્સાહન આપવુ જોઈએ અને ગામડાઓ કે જ્યાના લોકો ઔષધોપચાર માટે વધારે પૈસા ખર્ચી શકે તેમ નથી, ત્યા તો આયુર્વેદિક દવાખાનાઓ જ શરૂ કરવા જોઈએ

આ સિવાય મારી બિમારીમા હરસ-મસાની તકલીફ થયેલી, પણ તેનુ ઓપરેશન કરાવ્યા પછી એ તકલીફ રહેલી નથી

જન્મ થતા અગાઉ મનુષ્યને નવ માસ માતાના ગર્ભમા રહેવુ પડે છે તે વખતની સ્થિતિ અનુસાર તેના શરીરનુ બધારણ થાય છે તાત્પર્ય કે એ વખતે જો ગર્ભને પૂરતુ પોષણ ન મળે તો બાળક દુબળા અને રોગીષ્ઠ જન્મે છે અને પૂરતુ પોષણ મળે તો તે સશક્ત અને નીરોગી જન્મે છે ત્યાર પછી પણ બાળક મોટી ઉમરનુ થાય ત્યા સુધી તેના શરીરની દેખરેખ માતાપિતાએ રાખવી પડે છે એ વખતે એક યા બીજા કારણે કચાશ રહી ગઈ તો એ બાળકના શરીરનુ બધારણ જોઈએ તેવુ સુદૃઢ થતુ નથી અને નાની મોટી અનેક બિમારીઓ તેને સતાવવા માટે આવી પહોચે છે

દશ-બાર વર્ષે બાળકની સમજ વિકાસ પામે છે આ વખતે વડીલોએ બાળકને શારીરિક તદુરસ્તી જાળવવાનુ જ્ઞાન આપવુ જોઈએ અને તેમા બ્રહ્મચર્યનુ મહત્ત્વ ખાસ સમજાવવુ જોઈએ જેથી તે કુટેવોનો ભોગ થઈ પડે નહિ ઉપરાત તેને સારી સોબત મળે તે પણ જોવુ જોઈએ, સમજુ માતા-પિતાઓ પોતાના બાળકને સારા મિત્રો શોધી આપે છે જેથી તે હમેશા સારી સોબતમા રહી શકે અને તેમની પાસેથી સારા વિચારો તથા સારા આચારો શીખી શકે

વિશેષમા તેમને વ્યાયામમા જોડવા જોઈએ અને ખેલ કૂદ તથા રમત ગમત માટે પૂરતી તક આપવી જોઈએ આ વખતે તેમના હાથમા જે સાહિત્ય મૂકાય તે નૈતિક પાયો મજબૂત તથા આરોગ્યના સામાન્ય નિયમોનો બોધ કરાવનાર હોવુ જોઈએ.

ચા, બીડી, દારૂ તેમ વધુ પડતા સ્વાદિષ્ટ ભોજનો આરોગ્યને નુકસાન પહોંચાડે છે મિષ્ઠાન તેમજ ફરસાણ પ્રમાણસર ક્યારેક લેવાય તેમા ખાસ વાંધો નથી

ભૂખ કરતા થોડુ ઓછુ ખાવાની ટેવ ખાસ પાડવા જેવી છે, કારણ કે તેથી આરોગ્યની જાળવણી કરવામા ઘણી મદદ મળે છે મિતાહારી મનુષ્યો વધારે ખાનાર મનુષ્યો કરતા વધુ લાબુ અને વધુ નીરોગી જીવન જીવે છે, એમા કોઈ શકા નથી

ભૂખ કરતા વધુ ખાવાથી અનેક બિમારીઓ આવે છે તેમ એક વખતના નાસ્તા અને બે વખતના ભોજન કરતા વધુ ખાઈએ તો પણ બિમારી આવે છે આપણુ પેટ ટપાલની પેટી જેવુ નથી કે તેમા ઘડી ઘડી ખોરાક નાખ્યા કરીએ, અને તે બધો પચી જાય તેમા નિયમનની ખાસ આવશ્યકતા છે

મનુષ્યનુ શરીર ૧૦૦ વરસ કે તેથી પણ અધિક ચાલી શકે તેવી યોજના કુદરતે કરી છે, પણ આપણે તેને બગાડી નાખીએ છીએ જો આપણે નિયમોનુ પાલન કરી આરોગ્ય જાળવી શકીએ, તો આપણે આપણા જીવનને અત્યત મધુર તથા સુખમય બનાવી શકીએ આ આપણા પોતાના હાથની વાત છે

મેં વરસોથી કસરતની આદત રાખી છે તેથી વધુ પડતુ કામ અને અનિયમિતતા છતા મારુ આરોગ્ય ઠીક ઠીક જળવાયુ છે વળી ચા, બીડી, દારૂ આદિ અનેક અપગુણોથી બચ્યો છુ, તેણે પણ સારુ આરોગ્ય જાળવવામા સારી મદદ કરી છે

માનસિક પરિશ્રમ વધારે પડતો થાય તો આરોગ્યને

હાનિ પહોંચે છે એમ મારા શરીરની મર્યાદા જોઈને માનસિક પરિશ્રમ કર્યો હોત તો આજે જુવાન જેટલી શક્તિ તેમજ સ્ફુર્તિ ચોક્કસ જાળવી શક્યો હોત અને ૧ વરસ જીવવા જેટલું શારીરિક બળ પ્રાપ્ત કરી શક્યો હોત તેમાં શંકા નથી આયુષ્યનો છેલ્લો દોર કુદરતના હાથમાં છે પણ શારીરિક સુખ-દુઃખો ઊભાં કરવાનું ઘણું ખરું આપણા જ હાથમાં છે એમ હું માનું છું

શારીરિક શક્તિનો મુખ્ય આધાર વીર્યની જાળવણી ઉપર છે તેથી ગૃહસ્થજીવનમાં ભોગવિલાસ અંગે ખાસ નિયમન હોવું જોઈએ. વધુ પડતા વીર્યસ્ખલનથી શરીર કમજોર બને છે તથા વેવલાપણું આવે છે તેથી કહેવાતા ભોગવિલાસ ભોગવવા જ હોય તો તેને માટે પણ સંયમની જરૂર છે જેમ ભૂખ કરતા વધુ ખાવાથી અજીર્ણ આફરો તેમજ પેટના અનેક દર્દો થાય છે તેમ વધુ પડતા વીર્યસ્ખલનથી પણ કમજોરી, હિસ્ટીરિયા વાઈ ક્ષયરોગ, ફેફસાંની વગેરે અનેક રોગો થાય છે

સંતતિનિયમનનો પ્રશ્ન હાલમાં મોખરે આવ્યો છે અને તે માટે અમુક સાધનોની હિમાયત થાય છે પણ જે લાભ બ્રહ્મચર્યના પાલન તથા સંયમની ધારણાથી થઈ શકે તે લાભ એનાથી થઈ શકે નહિ. વિષયભોગમાં નિરંકુશ રહેવું અને સંતતિનું નિયમન કરવું એ એક ઘણો વિચિત્ર અખતરો છે તેના પરિણામે સ્ત્રીઓની તંદુરસ્તીને ઘણી હાની પહોંચવાનો સંભવ છે આ બાબતમાં દેશના આગેવાનો તથા શરીર-શાસ્ત્રીઓએ વધારે ઊંડા ઉતરવાની જરૂર છે

[ ૩૫ ]

## પ્રવાસના અનુભવો

પ્રવાસ કરવાની તક મને બાલ્યવયથી જ મળતી રહી છે સને ૧૯૪૫ પછી તો વરસના પાચ હજારથી પચીશ હજાર માઈલનો પ્રવાસ વ્યાપાર–વ્યવસ્થા અગે, મીટીગોમા હાજરી આપવા અગે, તેમજ રજાઓ ગાળવા વગેરે અગે થતો રહ્યો છે

તેર વરસની વયે કચ્છથી મુબઈ આવ્યો ચૌદમા વર્ષે બ્રહ્મદેશ જવાનુ થયુ, ત્યાથી દોઢ વર્ષે દેશમા જવાની રજા મળતી તે વખતે ક્યારેક આબુ–પાલીતાણા આદિ તીર્થ-સ્થાનોએ થઈને, ક્યારેક દિલ્હી–આગ્રા આદિ ઐતિહાસિક સ્થળો જોઈને, તો ક્યારેક શ્રી રવીન્દ્રનાથ ટાગોરના શાતિ-નિકેતનના દર્શન કરીને, તેમજ બગાળાના અન્ય દર્શનીય સ્થાનો જોઈને કચ્છ જતો

સને ૧૯૪૧મા ભારતના વનવાટ બાદ ભારત પરની કુદરતની અત્યત કૃપાના અનેક સ્વરૂપ જોવા મળ્યા ઉપરાત પુસ્તકોના વાચનથી, પ્રવાસી મિત્રો સાથેના વાર્તાલાપથી, તેમજ ચલચિત્રોથી વિશ્વની સુદરતા તથા વિવિધતા જાણવા મળી પ્રત્યક્ષ જોવા જઈએ, તે કરતા પણ વધુ ચલચિત્રોમા જોવાનુ મળ્યુ તે ઉપરથી કહી શકાય કે આપણા વહાલા ભારતમા વિશ્વની સુદરતા અને વિશાળતાના અનેક સ્વરૂપોનુ દર્શન થાય છે અહી કુદરતની અસીમ કૃપાથી છએ ઋતુઓ પોતાની લાવણ્યમયી લીલાનો વિસ્તાર કરે છે અને તે આપણા જીવનમા અનેરો આનદ અને ઉત્સાહ રેડે છે

## કોડાઈકેનાલ હીલ સ્ટેશન

દુનિયાના બધા હીલ સ્ટેશનોમાં સૌથી શ્રેષ્ઠ સ્વીટ્ઝર્લેન્ડ ગણાય છે. ભારતમાં તેનું સ્થાન કાશ્મીર લે છે. ત્યાર બાદ કોડાઈકેનાલ હીલની ગણના થાય છે. હું સને ૧૯૫૪માં ભટકવા નીકળેલ અને સને ૧૯૬૮માં બે માસ કોડાઈકેનાલ વસ્યો હતો. ત્યાં ૭૮ ફીટ ઊંચાઈના પવનથી ... જોવા મળ્યા. મારો વનવાસ ૭૪૦ ફીટ ઊંચાઈ પર આવેલા તાજમહાલ બંગલામાં હતો. ત્યાંના હવાપાણી તંદુરસ્તીપ્રદ હતા અને ત્યાંથી આસપાસના અનેક રમણીય દૃશ્યો નજરે પડતા હતા. અહીં સ્વીટ્ઝર્લેન્ડની અવારનવાર મુલાકાત લઈ આવેલા કેટલાક મિત્રો મળ્યા હતા. તેમની પાસેથી સ્વીટ્ઝર્લેન્ડની સૌંદર્યસંપત્તિ, રસ્તાઓ, વાહનવ્યવહાર વગેરે અંગે ઘણી રસપ્રદ માહિતી મળી હતી.

કોડાઈકેનાલનો પહાડ બારે માસ લીલોછમ એવરગ્રીન રહે છે. અહીં પહોંચવા માટે પ્રથમ કોડાઈકેનાલ રોડ સ્ટેશન સુધી રેલવેનો પ્રવાસ કરવો પડે છે. ત્યાંથી નળીકામાં ૪૦ ઉપર જવાનો માર્ગ છે. ત્યાં મોટર ટેક્સી વગેરે વાહનો મળી શકે છે. આ સ્થાન મદુરાથી ૭ માઈલ અને મદ્રાસથી ૩૫ માઈલ દૂર આવેલું છે. અહીં મીશનરી હાઈસ્કૂલો તેમજ કોલેજ છે તેમજ સરકારી હાઈસ્કૂલો પણ છે. વસ્તીમાં ૨૫ ટકા વિદેશી લોકો છે. તેમના બાળકો અહીંની હોસ્ટેલોમાં રહી ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરે છે. આપણા રાજા મહારાજા તેમજ શ્રીમંત કુટુંબના બાળકો



કોડાઈ કેનાલમાં. સને ૧૯૫૬

બેઠેલા ડાબી બાજુથી (૧) શ્રી અમૃતભાઈ કાપડિયા, (૨) શ્રી ટોકરશી કાપડિયા, (૩) શ્રી ગગુભાઈ સગોઈ, (૪) શ્રી ઈન્દુબહેન સગોઈ. ઉભેલા ડાબી બાજુથી (૧) સન્લાબહેન સગોઈના દીકરી, (૨) શ્રી શાંતિભાઈ સગોઈ, (૩) બેબી સગોઈ

ક્યારે પણ અકસ્માત થતા નથી, એ ખાસ નોંધપાત્ર છે.

આ સ્થળે ઉનાળામાં પણ બપોરે ભાગ્યે ૯૦° જેટલી ઠંડી હોય છે તથા ત્રણ ચાર દિવસે વરસાદનું ઝાપટું આવી જાય છે અને કોડાઈ કેનાલમાં બે માસ રહેવાનો લાભ મદુરાનિવાસી મારા મિત્ર શ્રી સગુણભાઈના આમંત્રણથી મળ્યો કે જેઓ ટકુચકુલ શ્રીમે કાપડની પેઢીના માલીક છે અને મદુરાના ઓનરરી મેજીસ્ટ્રેટ છે. તેમણે અમારી પાડોશમાંજ બંગલો રાખ્યો હતો અને ત્યાં પોતાના કુટુંબ સાથે આવીને રહ્યા હતા. આ વખતે મુંબઈના જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લેનાર મુરબ્બી શ્રી ખીમજી માડણ ભુજપુરિયા જે. પી. પણ ત્યાં આવ્યા હતા, તેમજ બીજા પણ ઘણા જુના મિત્રોનો સંપર્ક—સહવાસ થયો હતો. એકંદર ઘણી મજા આવી હતી અને બધાની તબિયત સુધરી હતી.

## તિરુપતિ દેવસ્થાન

સને ૧૯૬૬માં હૈદરાબાદથી મોટર દ્વારા કોડાઈ કેનાલ જવા નીકળ્યા ત્યારે પ્રથમ તિરુપતિ દેવસ્થાનના દર્શન કર્યાં હતા. આ દેવસ્થાન ૧૪૦ ફૂટ ઊંચા પર્વત પર આવેલું છે અને દક્ષિણના બધા તીર્થસ્થાનોમાં આગળ પડતું છે વળી તે તીર્થસ્થાન ઉપરાંત એક સુંદર આરોગ્યધામની પૂર્તિ પણ કરે છે

અહીં દેવસ્થાન તરફથી જ ઘણી ધર્મશાળાઓ તથા ગેસ્ટ હાઉસો બંધાયેલા છે અને ભોજનાલયો પણ ચાલે

છે આ દેવસ્થાન માટે જનતાને અત્યંત આદર હોવાથી તે પોતાની કમાણીનો અમુક હિસ્સો વગર માગ્યે જ અહી સમર્પણ કરે છે એકદર આવક કરોડો રૂપિયાની છે

• અહીનુ ટ્રસ્ટીમડળ ઘણુ વિચારશીલ તેમજ ઘણુ વ્યવસ્થિત છે તે આ કમાણીનો દેવસ્થાનની સુરક્ષા ઉપરાત સમાજકલ્યાણના કામમા સારો ઉપયોગ કરે છે તેણે હવે પોતાની વિદ્યાપીઠ ઊભી કરી છે અને આર્ટ, સાયન્સ તથા મેડીકલ કોલેજો ચાલુ કરી દીધી છે ઉપરાત બીજા પણ લોકોપયોગી કાર્યો હાથ ધર્યાં છે

આ સ્થાન આધ્ર રાજ્યમા હોવા છતા વર્ષો પછી જવાનુ થયુ, એ ભવિતવ્યતા સૂચવે છે અહીની બે દિવસની સ્થિરતામા ઘણો જ આનદ આવ્યો

## પોંડીચેરી

અહીથી સીધા પોડીચેરી અરવિંદાશ્રમમા ગયા અને ત્યા રાત્રિ રોકાયા આ આશ્રમ માટે ભારતવાસીઓને ઘણુ માન છે અમે અહીની વિવિધ પ્રવૃત્તિઓથી વાકેફ થયા તથા દેશ-પરદેશમાથી આવીને રહેલા સાધકોના દર્શન કર્યા તેમજ કેટલાકની સાથે વાર્તાલાપ કરી અહીનુ વાતાવરણ તેમજ ભાવના સમજવા પ્રયત્ન કર્યો બીજા દિવસે સવારે શ્રી અરવિદબાબુની સમાધિના દર્શન કર્યાં તથા તેમની વસવાટની જગ્યા અને સાધન-સામગ્રી જોઈ બાદ કેટલાક પુસ્તકો પણ ખરીદ્યા અને ત્યાથી કોડાઈ કેનાલ પહોચ્યા

## ભદ્રેશ્વર

આબૂ પહાડ તથા પાલીતાણાના પહાડના ત્રીશ વરસમાં ૫૦ દર્શન કરેલ છે અને ૧૯૬૩માં હું તેમજ મારા ધર્મપત્ની ફરી તેની યાત્રાએ ગયા તે વખતે કચ્છમાં ભદ્રેશ્વરની યાત્રા પણ કરી ભદ્રેશ્વર મંદિર ઘણું પ્રાચીન તથા ભવ્ય છે તેમાં મૂળનાયક તરીકે ભગવાન મહાવીર બિરાજે છે ફરતી ચોવીસ તીર્થંકરોની બાવન દેવકુલિકાઓ છે

મહાન દાનવીર જગડૂશા કે જેમણે ભયંકર દુષ્કાળમાં પોતાના ધાન્યના ભંડારો ખુલ્લા મૂકીને લાખો લોકોને મૃત્યુના મુખમાંથી બચાવેલ તેમણે આ મંદિર બંધાવેલું છે

બાર વરસની નાની વયે પૂજ્ય દીપવિજયજી મહારાજ મારા જન્મસ્થાન પત્રી ગામમાં પધારેલા તેઓ વર્તમાન સાધુસમાજના કેટલાક નિયમોમાં સુધારા કરીને વર્તતા હતા તેઓ મને ભદ્રેશ્વરની યાત્રામાં સાથે લઈ ગયેલા તે વખતે મારા તરફની મીઠી-ભલી લાગણીને લીધે ભદ્રેશ્વરના મૂળનાયક શ્રી મહાવીર ભગવાનની મૂર્તિ સમક્ષ મને ગુરુમંત્ર તરીકે મહાવીર નું નામ આપેલું અને તેનું રોજ સ્મરણ કરવા માટે કહેલું ત્યારથી એ સ્મરણ ચાલુ છે તેનાથી જીવનમાં શાંતિ અને સંતોષ અનુભવાય છે છેલ્લા ૩૭ વરસમાં ભદ્રેશ્વરના દર્શન ૧૭ થી ૧૮ વાર કરેલ છે

અમે કચ્છમાંથી વિમાન માર્ગે રાજકોટ ગયા હતા રાજકોટ એરોડ્રામ ઉપર પરમ સ્નેહી શ્રી રતિલાલભાઈ

ચીતળીઆ અમને લેવા આવ્યા તેઓ રાજકોટની તેલીબીયા એકસચેન્જના પ્રમુખ અને તેલીબીયાના સુપ્રસિદ્ધ વ્યાપારી છે સૌરાષ્ટ્રમા તો બધે જ તેમની ઓળખાણ છે તેમની મોટરમા જ અમે શત્રુજય, જુનાગઢ તથા વેરાવલ ગયા હતા અને ત્યાથી મોટરથી પાલીતાણા પહોચી શત્રુજય ગિરિરાજની યાત્રા કરી હતી

## શત્રુજય ગિરિરાજ

શત્રુજય ગિરિરાજ ઉપર નવ ટુકો છે તેમા અનેક દહેરાસરો–મદિરો ભવ્ય કલાત્મક દૃષ્ટિએ બાધેલા છે હાલ તો અબજો રૂપિયા ખર્ચતા પણ બનવા મુશ્કેલ છે કેટલાકે આ સ્થાનને મદિરોનુ નગર કહ્યુ છે, તે ખોટુ નથી

અહીની યાત્રા પગે ચાલીને થાય છે જેઓ અશક્ત હોય તે ડોળીનો ઉપયોગ કરી શકે છે પહાડ ઉપર ભોજન–નાસ્તો કરી શકાતા નથી માત્ર દહી–છાશ વાપરવા હોય તો વાપરી શકાય છે

તળેટીમા પાલીતાણા શહેર વસેલુ છે ત્યા ૧૦ થી ૧૧ મદિરો તેમજ ૬૦ જેટલી ધર્મશાળાઓ છે અહી ભારતભરમાથી આવેલા યાત્રાળુઓને ઉતરવાની સારી સગવડ મળે છે હવે તો ધર્મશાળાઓ નવી બ્લોક સીસ્ટમે પણ બનેલ છે

અમે આવી એક આલિશાન ધર્મશાળામા ઉતર્યા અને વહેલી સવારે પહાડ ઉપર ચડી યાત્રા કરી ત્યાથી પાછા ફરી જમીને તરત સોનગઢ ગયા

## સોનગઢ

અહી અમારા ચારિત્રવિજય આશ્રમમા પૂજ્ય કલ્યાણચન્દ્રજી સ્વામી તેમજ ગુલાબચન્દ્રજી સ્વામીના દર્શન કરવા હતા પરંતુ કલ્યાણચન્દ્રજી સ્વામી બહાર ગયેલ હોઈ દર્શન થઈ શક્યા નહિ તેમનો મારા ઉપર બચપણથી જ અત્યંત પ્રેમ હતો બાર વરસની વયે મે ઘરમા લાયબ્રેરી ઊભી કરેલી બાદ સાર્વજનિક સંસ્થા મારફતે તેમના શુભ હસ્તે ઉદ્ઘાટન કરાવેલ હતુ ત્યારથી તેમના દર્શન તેમ માર્ગદર્શન માટે મળવાની તક હતો સાડત્રીશ વરસમા પાચ–છ વાર મળેલો

આ આશ્રમમા ૧૨૫ છાત્રોનુ ઘડતર તેઓશ્રીની દેખરેખ નીચે થાય છે આજ સુધીમા સેંકડો છાત્રો તૈયાર થઈને જીવનનાં જુદા જુદા ક્ષેત્રોમા જોડાયેલા છે

તેઓ તેર વર્ષ અગાઉ આ આશ્રમના છાત્રો, તેમજ શિક્ષકગણ સાથે મુંબઈ પધાર્યા હતા અને એક વિશાળ હોલમા નાટિકાદિ કાર્યક્રમ બહુ સુંદર રીતે રજૂ થયો હતો તેનુ પ્રમુખસ્થાન સ્વીકારવા પૂ કલ્યાણચન્દ્રજી સ્વામીએ મને હુકમ કરેલો પરંતુ મે નમ્રતાથી વિનતિ કરેલી કે મુંબઈ જેવા આલાદ્ય શહેરમા આપના પરિચિત ઘણા મહાનુભાવો છે અહી હુ પ્રમુખ તરીકે ન જ આવી શકુ ત્યા ગુજરાત, સૌરાષ્ટ્ર તથા કચ્છના અનેક વૃદ્ધ આગેવાનો બેઠેલા હોય ત્યા હુ પાત્રીશ–છત્રીશ વર્ષનો યુવાન શોભુ કઈ રીતે ? ત્યારે તેમણે કહેલુ કે મે તને જ વિચારપૂર્વક પસદ કરેલો છે બીજા કોઈ ને પ્રમુખ બનાવતા હલાય ક્યા

ગણ્યા ફાળો આપનાર મળી શકે, પણ મારે તો એક નિષ્ઠાવાન સુધારક કાર્યકર્તા જોઈએ છે એ તારા કાર્યોને દૂરથી જોયા છે અને આજે મેળાવડામા પ્રમુખસ્થાનેથી તારા સુધારક વિચારો સાભળવા ઇચ્છુ છુ છેવટે મારે તેમની આજ્ઞા શિરોધાર્ય કરવી પડેલી

સોનગઢમા વરસો બાદ પૂ ગુલાબચદજી મહારાજના દર્શન થયા તેઓ હવે તો વૃદ્ધ થઈ ગયા હતા તથા તેમની આંખોની રોશની ચાલી ગઈ હતી, એટલે મને જોઇ તો ન શક્યા, પણ સ્વર વગેરે પરથી ઓળખી કાઢયો અને મારી બાર વર્ષની ઉમરે તેમની સહાયથી પુસ્તકોની બાધણી કરેલી વગેરે પ્રસગ યાદ આવતા આત્મીય એકતા તાજી થઈ

સોનગઢમા પૂ કાનજી સ્વામીનો આશ્રમ પણ એક જોવા જેવી જગ્યા છે તેમણે દિગબર જૈન પથમા કેટલાક સુધારા કરી ઉપદેશ આપતા અહી વિશાળ આશ્રમ–મદિર સાથે બધાયેલ છે અહી ધાર્મિક શિક્ષણનો સારો પ્રબધ છે તેમનો વિશાળ અનુયાયીવર્ગ આ આશ્રમમા રહી તેની શિસ્તનુ પાલન કરવાપૂર્વક નિયત થયેલા કાર્યક્રમને અનુસરે છે

પૂ કાનજી સ્વામીએ ત્રણ વરસ અગાઉ ૨૦૦ યાત્રીઓ સાથે મોટરમા દક્ષિણની યાત્રા કરી, ત્યારે તેઓશ્રી મારા ઘરે ઉતર્યા હતા તેમનો મુકામ ત્રણ દિવસ રહ્યો હતો મારા પરમ મિત્ર મુરબ્બી શ્રી છગનલાલ ભાઈચદ મહેતા

તથા શ્રી કુલચંદભાઈ દોશી કે જેઓ મોકમીન ઓફિસમાં છ વર્ષ સાથે રહેલ તથા હવે તેમની સાથે મારે ત્યાં જ રહ્યા હતા તેઓ શ્રી આ વખતે સોનગઢમાં ન હતા એટલે આશ્રમ બહારથી જોઈને અમે ત્યાંથી સીધા રાજકોટ ગયા.

## સૌરાષ્ટ્રના અન્ય સ્થાનો

ત્યાંથી બીજે દિવસે જુનાગઢ જઈ ગિરનારની યાત્રા કરી કે જ્યાં શ્રી નેમિનાથ ભગવાનના ભવ્ય મંદિરો તથા ગુરુ દત્તાત્રયના પગલાં વગેરે આવેલા છે

ત્યાંથી સોમનાથ જતાં વચ્ચે એક રાત્રિ ગીરના જંગલમાં રોકાયા. અમારી સાથે હથિયારબંધ પોલીસ હતી. તે અમને માર્ગથી અર્ધો ફર્લાંગ અંદર લઈ ગઈ કે ૧૨૫–૧૫૦ ફુટના અંતરે ખુલ્લામાં સિંહનું એક ટોળું નિરાંતે બેઠેલું જોયું અમે તે તરફ ૩ ફીટ આગળ વધ્યા કે મારી ધર્મપત્નીએ મારો હાથ પકડી લીધો. તેને આ દૃશ્ય જોઈને ગભરાટ થતો હતો. ત્યારબાદ ગવર્મેંટ ગેસ્ટ હાઉસમાં ઉતર્યા. તે બંગલો પ્રથમ મહારાજાનો હતો પછી બીજા મકાનો સરકારે બનાવ્યા હતા. અહીં રાત્રિ પસાર કરી, તેનો અનુભવ અતિ રોમાંચક હતો.

સવારનો નાસ્તો લઈ વેરાવળ પહોંચ્યા. ત્યાંથી આગળ વધી સોમનાથનું પ્રસિદ્ધ મંદિર જોયું તેમ જ જે નદી-કિનારે શ્રી કૃષ્ણ ભગવાન નિર્વાણ પામ્યા હતા, તે જગ્યાના દર્શન કર્યાં

## આબુ

ત્યાંથી ટ્રેનમાં અમદાવાદ પહોંચ્યા અને તેના જોવાલાયક

સ્થાનો જોઈને આબૂની યાત્રા માટે નીકળ્યા ટ્રેનથી આબૂરોડ સ્ટેશને પહોંચ્યા પછી મોટર બસમા પહાડ ઉપર ચઢતા માર્ગમા એક રોમાંચક પ્રસંગ બન્યો બસથી માત્ર દશ ફીટ દૂર જ ગલમાંથી એક વાઘ કુદ્યો અને તે સામી બાજુ ચાલ્યો ગયો આ વાઘ સાત-આઠ ફુટ લાબો, કદાવર તથા તેજસ્વી આંખવાળો હતો બસના ડ્રાઈવર, તેમ જ ટીકીટ કલેકટરે કહ્યુ કે અમે પણ નજીકમા છલગ મારતો આવો મોટો વાઘ પ્રથમ જ જોયો છે

વચ્ચે સીનેમાનુ સુટીંગ ચાલતુ હતુ તેમા દારાસીંગ પહેલવાન ભાગ લઈ રહ્યો હતો, એટલે બસને દશ મીનીટ રોકવામા આવી

આબૂ પર આવેલા દેલવાડાના દહેરાનુ વર્ણન મેં બારમા પ્રકરણમા કરેલુ છે ત્યાથી ચાર-પાચ માઈલ દૂર અચલગઢના જૈન મંદિરોમા ૧૪૪૪ મણની સુવર્ણાદિ ધાતુની બનેલી ચતુર્મુખ પ્રતિમાઓ ખાસ જોવા લાયક છે આ મંદિરની અગાશીમા ઊભા રહેતા આબૂ પર આવવાના માર્ગો વગેરેનુ રમણીય દૃશ્ય નજરે પડે છે નીચે અચલેશ્વર મહાદેવ, ત્રણ પાડા તળાવ, ભીમની મોઈ વગેરે જોવા લાયક છે

અહીં નજીકની ગુફામા યોગીરાજ શ્રી શાંતિવિજયજી મહારાજ રહેતા હતા તેઓ ગુફામાથી ક્યારેક બહાર નીકળતા અને લોકોને દર્શન આપતા મે ૩૦ વરસ અગાઉ ત્યા તેમના દર્શન કરેલા તેઓનો પ્રેમપ્રકાશ માત્ર જૈનોમાં જ નહિ, પણ બધી દેશના લોકોમા ફેલાયો હતો રાજા

મહાસતીજીઓ પણ તેમને મળવા આવતા હતા. તેઓ દીક્ષા લેવા અગાઉ બેસ્યા હતા. ભાઈ તપસ્યા તેમ જ્ઞાનબળથી અનેક જીવોના માર્ગદર્શક બન્યા હતા. હાલ એ જગ્યામાં તેમના કોઈ અનુયાયી ન હતા પણ એક વિશિષ્ટ સ્મરણ તરીકે મેં એ જગ્યા ફરીને જોઈ.

આબૂમાં નખી તળાવ અને અબુદા દેવીનું સ્થાન પણ જોવા લાયક છે. ઉપરાંત સનસેટ પોઈન્ટ એટલે આથમતા સૂરજને જોવાનું સ્થાન પણ પ્રસિદ્ધ છે. અમે ત્યાં પહોંચ્યા ત્યારે હજારો લોકો આથમતા સૂરજનું દૃશ્ય જોવા આવેલા. ખરેખર એ વખતનું દૃશ્ય ઘણું જ ભવ્ય હતું.

આબૂ કૅમ્પમાં ઘણા બજારો છે તથા મોટું બજાર પણ છે. ત્યાંથી જોઈતી બધી વસ્તુઓ મળે છે.

દેલવાડાના દહેરાની નજીક રસિયા વાલમની જગ્યા છે. તેની કથા રોમાંચક છે. નજીકમાં ટાવર તાલ છે તે પહાડની અંદર આવેલું છે અને તેમાં ન્હાવાની સગવડ છે. ટૉડ રૉક (દેડકા જેવો ખડક) હોર્ન આઈલ્ડ ચક્કર વગેરે પણ સમય હોય તો જરૂર જોઈ લેવા જોઈએ. ભાવિકો માટે નખી તળાવના કિનારા પર આવેલું રઘુનાથજીનું મંદિર પણ દર્શનીય છે.

## નાથદ્વારા

આબૂથી ટ્રેનમાં આગળ વધી બીજે દિવસે સવારમાં શ્રીનાથદ્વારા પહોંચ્યા. તેની યાત્રાની મહત્તા અંગે અનેક વાતો સાંભળેલી. કૈસરબાગમાં શ્રીનાથજીના પરચાના ઘણા

વૈષ્ણવ ભાઈઓ મારા મિત્રો હતા તેથી આ યાત્રાધામના દર્શન કરવાની મારી રુચિ હતી છેલ્લા બે-ત્રણ વર્ષથી કોર્ટમા કેસ ચાલતા, ત્યાના મૂળ વારસદાર સ્વામીજીની વિરુદ્ધમા સરકારના પગલા, તેમ જ તેમના ટ્રસ્ટીમડળની જપ્તીઓ આદિ પેપરમા હમેશા વાચતો સ્ટેશનનુ નામ જ શ્રીનાથદ્વારા હતુ ત્યાથી બસમા ફક્ત ૮-૧૦ માઈલ જવાનુ હતુ પરતુ બસ જુની ખટારા જેવી અને વ્યવસ્થા પણ ખરાબ વળી યાત્રિકો ઘણા ને બસ થોડી આમ છતા ત્રીજા ફેરામા નબર લાગ્યો ત્યા સારામા સારી ગણાય તેવી ધર્મશાળામા ઉતર્યા પરતુ અદર ગદકીનો પાર નહિ હજી તો આ સ્થાનમા ઠરીઠામ થયા ન હતા, ત્યા કેટલાક પડયા આવી પહોચ્યા. તેમાના એક પડયા ઉપર વિશ્વાસ મૂકી તેને જ ભોમિયા તરીકે સાથે લીધો પણ એ મોટો લાલચુ વાતોડિયો પણ એવો અને કહે તેમ તો કરે જ નહિ

આતરિક શ્રદ્ધા રાખી દર્શનના સમયે મદિર નજીક પહોચ્યા પણ ત્યા ભારે ભીડ જામેલી અદર જવાનો એક બીજો માર્ગ હતો, પણ ભેટનો ખર્ચ કરીએ તો જ ત્યાથી જવાય અમે ત્યાથી જવાનુ પસદ કર્યુ, પરતુ ત્યા પણ ભીડ જામેલી દર્શન વખતે બને તરફની ભીડ સાથે જ થાય છે તે ભીડને ટાળવા માટે પડયાઓ કપડાના બનાવેલા લાબા સોટાઓનો ઉપયોગ કરે છે અમે ખાસ માર્ગથી જતા હતા, તેથી સોટાથી બચાશે એમ માનેલ, પણ મારા ધર્મપત્નીને સોટાનો માર ખાવો પડચો સ્ત્રી-પુરુષો જુદા જઈ શકે એટલી જગ્યા નહિ, ધક્કા મૂકી પણ બધી જગ્યાએ.

એવી જ ચન ચારે બાજુ અ રમ્યતા નજરે પડે. આ બધી ગુફાઓમાં શ્રીનાથજીની મૂર્તિના દર્શન કર્યાં

અહીં રોજ ભોગ ધરાય છે તેના ભંડાર તથા રસોડા જોયા. આ તીર્થમાં સેંકડો ગાયો પાળવામાં આવે છે અને તેના દૂધ—ઘીનો ઉપયોગ મંદિર માટે થાય છે આગળ ઘીનો કૂવો ભરી રાખતા તે પણ જોયા. ભોગની મીઠાઈ અત્યંત સરસ વસ્તુઓની બને છે અને તે ત્યાંની બધી જ દુકાનોમાં વેચાય છે આ તીર્થનું જળ પવિત્ર ગણાય છે તેના બે ડબ્બા પેક કરાવી લીધા કારણ કે મારા શ્રીનાથજીના અનુયાયી મિત્રોને આપવા કામ લાગે બપોરે ભોગની પાતર મંગાવીને જમ્યા

અમે શ્રીનાથદ્વારા પહોંચ્યા ત્યારે હોળીનો દિવસ હતો તેથી ચારે બાજુ ખૂબ શણગાર હતો આ શણગાર જોઈને સાંજના ચાર વાગતાં એક પ્રાઈવેટ ટેક્સીમાં ઉદયપુર જવા ઉપડ્યા

## ઉદયપુર

માર્ગમાં અરવલ્લીના પહાડોની હારમાળા આવી. એક પહાડ જાય કે બીજો આવે અને બીજો જાય કે ત્રીજો આવે. મહારાણા પ્રતાપે આ જ પર્વતમાળામાં આશ્રય લઈ મેવાડની ભૂમિનું રક્ષણ કરેલું એ ખ્યાલ મનમાં તાજો થતા જ મારું મસ્તક એ પર્વતમાળાને નમી પડ્યું

ઉદયપુર એક રળિયામણું શહેર છે તેના સરોવરની શોભા કાશ્મીર કરતા બીજા નંબરે આવે છે

અમે ઉદયપુર પહોચ્યા પછી તરત જ સાહેલી બાગમા ગયા તે બાગમા રંગબેરંગી મનોહર ફુવારા, તેમ જ અનેક જાતના રમણીય ફૂલો ને કમાનો આદિની ગોઠવણ જીંદગીમા ક્યારે પણ ભૂલાય નહી એવી છે અહી સરકારી હકતમા રૂપિયા સવાનો લાગો ભરતા ફુવારા ચાલુ કર્યા તે નિહાળતા ખૂબ જ આનંદ આવ્યો

ત્યાથી સરોવરમા પહોચ્યા અને સ્પેશીયલ મોટર બોટ લીધી અહી સરકાર તરફથી સસ્તી સારી બોટોની સગવડ છે તેમા ચારેક માઈલ ફર્યા તેમા એક તરફના કિનારા પર રાણા પ્રતાપનો મહેલ તથા ઉદયપુર શહેર પથરાયેલુ છે દૂરથી રાજમહેલનો આકાર મંદિર જેવો લાગે છે ભોમિયાને સાથે લીધેલ, તેણે રાણા પ્રતાપના કુટુંબનો ઉજ્જવલ ઇતિહાસ બતાવ્યો

સરોવરની વચ્ચે રાજમહેલ છે કે જેને હવે હોટલમા ફેરવી નાખેલ છે આ ભવ્ય મહેલમા રાત્રે રોકાવાનુ મારુ મન થયુ એક-બે દિવસ તો આ જગ્યા છોડવાનુ મન ન થાય એવુ છે, પણ ધર્મપત્નીનુ મન ઉદયપુરના ભવ્ય જૈન મંદિરોના દર્શન કરવાનુ હતુ, એટલે ત્યા રોકાવાનો વિચાર માડી વાળીને શહેરમા આવ્યા અને સાયંકાળની આરતીના સમયે કાચના મંદિરમા પહોચ્યા એ વખતે એક વિશાળકાય અંધ શ્રાવકની અજબ ભક્તિ જોવા મળી તે ભક્તિમા અત્યંત રંગાઈને પ્રભુભક્તિના સ્તવનો (ભજનો) ગાતા હતા અને તેમની આંખમાથી અશ્રુધારા

આવી ની હતી. તેના પાચ–છ આથીઓએ સ્તવનો ઝીલતા જતા. દશ્ય અપૂર્વ હતુ જે વસ્તુ અંતરમાથી પ્રકટે છે તેની અસર અનેરી હોય છે આ જ પણ મને એ દશ્ય યાદ આવે છે અને જીવનનુ એક મધુર સ્મરણ તાજુ થાય છે

અહી એક જુ નાથી હૉજ છે તેમા ભોજનનો પ્રબંધ ઘણો સારો છે

## કેસરિયાજી તીર્થ

ઉદયપુરથી કેસરિયાજીનુ પવિત્ર તીર્થ લગભગ ૩૫ માઈલ દૂર આવેલુ છે ત્યા રાત્રે દશ વાગ્યે જ પહોચી ગયા. મંદિરની બાજુમા જ બહુ મોટી ધર્મશાળા છે તેમા ઉતારો કર્યો મુનીમજીએ ગાદલા આદિ ખપની ચીજો આપી પણ રાત્રે ઊંઘ ન આવી, કારણ કે માકડની પૂરી સહેસ્યાની હતી.

સવારે વહેલા ઊઠી કેસરિયાજીના મંદિરમા પહોચ્યા અને ત્યા જ ન્હાઈને પૂજા કરી અહી પણ પંડ્યાઓની પ્રથા છે મૂળ તો યાત્રાળુઓની સગવડ માટે પંડ્યાઓની પ્રથા ઊભી થયેલી, પણ આજે તેણે પોતાની ઉપયોગિતા ગુમાવી દીધી છે અને યાત્રાળુઓને માટે ત્રાસરૂપ બની ગઈ છે અમે એક પંડ્યાને ભોમિયા તરીકે સાથે રાખેલો, પણ દશ પંડ્યા અમારી આજુબાજુ વીંટાઈ વળ્યા અને કેમે કરી બાજુ ખસે નહિ. માંડમાંડ તેના ઘેરાવાથી બહાર નીકળ્યા

આ તીર્થધામમા અન્ય તીર્થો જેટલી સ્વચ્છતા નથી તથા વ્યવસ્થા પણ નથી, પરંતુ તીર્થનો મહિમા ઘણો છે તેથી લોકો અત્યંત શ્રદ્ધાથી આવે છે મૂળનાયક શ્રી આદિ

નાથ ભગવાન છે, પણ તેમને કેસર ખૂબ ચડે છે, તેથી તેઓ કેસરિયાજી તરીકે ઓળખાય છે

અહીંથી અમદાવાદ પહોંચ્યા અને ત્યાંથી રાત્રે મુંબઈ જવાની ગાડી પકડી ત્યાંથી બીજે દિવસે હૈદરાબાદ જવા રવાના થયા પૂરી એક માસની યાત્રા થઈ, તેથી આનંદ થયો ત્યાં નાની છ વરસની દેવયાનીને મૂકી ગયા હતા, તે અમને બધાને મળી ખુશ થઈ

## જયપુર વગેરે

સને ૧૯૫૧મા ઓલ ઈન્ડિયા કોંગ્રેસ અધિવેશન જયપુરમા મળેલ, ત્યારે હું ત્યાં ગયો હતો અને અજમેર આદિ રાજસ્થાનના કેટલાક મુખ્ય શહેરોના દર્શન કર્યાં હતા.

## મહાબળેશ્વર

અમે મહાબળેશ્વર પાંચ-છ વખત ગયેલા પ્રથમ એક-બે વાર ગ્રીનલેન્ડ હોટેલમા ઉતરેલા, ત્યારે મારો મોટો પુત્ર ધીરજ દશેક વર્ષનો હતો તેને ઘોડા પર બેસાડી અમે પગપાળા ફરવા નીકળતા ખુશનુમા હવા અને રસ્તાની બને બાજુ વૃક્ષો એટલે ચાલવામા મજા પડતી આઠ-નવ માઈલ ફરના પોઈંટોની મુલાકાત પણ ચાલીને જ લેતા સાંજે સરોવર પર ફરવા નીકળતા અને બોટની સહેલ કરતા આ વખતે મુંબઈનિવાસી ઘણા લોકોનો ભેટો થતો તેમા કેટલાક પરિચિત મળી આવતા અથવા તો તેમનો નવો પરિચય થતો તેઓ મુંબઈમા મળે ત્યારે મહાબળેશ્વરના મીઠા સ્મરણો તાજાં કરતા

## માથેરાન

માથેરાન મુંબઈથી વધારે નજીક છે તેનો પહાડ ૨૫ ફૂટ ઊંચો છે બીજા પહાડો કરતા તેની વિશેષતા હજી જળવાઈ રહી છે કારણ કે ત્યા મોટરોની ધમાલ નથી જો માથેરાન જવા માટે મોટર માર્ગ બંધાય તો મુંબઈના સહેલાણીઓ મોટા ભાગે મોટરમાં જ આવે અને તેથી અહી શહેર જેવુ વાતાવરણ બની જાય, તેથી મોટરમાર્ગ બાંધવામા આવ્યો નથી.

મહાબળેશ્વરની જેમ અહી પણ ઘણા પોઈંટો જોવા લાયક છે ચારે બાજુ ગીચ ઝાડી છે તેમાથી રસ્તાઓ નીકળે છે અહી પણ એક નાનુ સુંદર સરોવર આવેલુ છે જે શાર્લોટ લેઈક કહેવાય છે તેમાથી માથેરાનને પીવાનુ પાણી પૂરુ પાડવામા આવે છે

અહીં આવનાર ઘણા લોકો પગપાળા ચાલવાનુ પસંદ કરે છે તેમ છતા રીક્ષા તથા ઘોડાઓનો ઉપયોગ પણ સારા પ્રમાણમા થાય છે ઘોડાઓ જેવા જોઈએ તેવા મળે છે તેનો ચાર્જ કલાકના રૂપિયા દોઢ–બે થી સાત સુધીનો હોય છે

મે અહીના સુંદર ઘોડાઓ પર સવાર થઈને અનેક વાર પરિભ્રમણ કર્યું છે એકંદર સ્થાન ઘણુ શાંત અને રમણીય છે તથા ઉતરવા માટે હોટલો પણ ઘણી છે હમણા મહારાષ્ટ્ર સરકારે ત્યા ગેસ્ટ હાઉસ વગેરે બાંધેલ છે

મે પાચથી–છ વાર આ સ્થાનની મુલાકાત લીધેલી છે અને તેથી મને ઘણો આનંદ તથા લાભ મળેલ છે

### લોણાવલા–ખંડાલા

પૂના અને મુંબઈની વચ્ચે લોણાવલા અને ખંડાલાનાં સ્થાનો પણ જોવા લાયક ગણાય. તેની એક–બે વાર મુલાકાત લીધેલી છે. આ બંને સ્થાનો છોડ્યા પછી મુંબઈ તરફ આગળ વધતાં પહાડના પેટમાં કોરાયેલાં અનેક બુગદાઓ આવે છે, જે માનવપુરુષાર્થનાં સુંદર પ્રતીકો છે.

મનુષ્ય પોતાના પુરુષાર્થથી શું નથી કરી શકતો? તેણે અતિ વિકટ ગણાતા પર્વતશૃંગો પર આરોહણ કર્યું છે, અપાર જળરાશિથી ભરેલા સમુદ્રોને પાર કર્યા છે, હજારો માઈલ સુધી પથરાયેલા ભયંકર રણપ્રદેશોને ઓળંગ્યા છે તથા નિરવધિ આકાશમાં પણ હજારો માઈલનું ઉડ્ડયન કર્યું છે. મનુષ્ય પોતાનો પુરુષાર્થ ખીલવતો રહે, એમાં જ જીવનની મજા છે.

### કાંજીવરમ્

અગાઉ દક્ષિણની યાત્રા દશ વરસ અગાઉ મારાં ધર્મપત્ની સાથે કરેલી. તેમાં પ્રથમ મદ્રાસ જોઈ ત્યાંથી કાંજીવરમ્ ગયેલાં. ત્યાં સર્વોદયસંમેલન મળ્યું હતું. પૂ. વિનોબા તથા દેશભરમાંથી દશહજાર જેટલા પ્રતિનિધિઓ આવ્યા હતા. રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રબાબુ પણ પધાર્યા હતા. ત્યાં ચાર દિવસની સ્થિરતા કરી હતી. કાંજીવરમ્ તીર્થ હિન્દુઓ માટે કાશી પછીનું ગણાય છે. ત્યાં બૌદ્ધ તેમજ જૈનનાં પણ અનેક મંદિરો છે. આખું શહેર જાણે તીર્થધામ હોય એવું દેખાય છે.

## મદુરા

નમહીનમાં બા ા લઈ કેન્દ્રુક શ્રમદાન કર્યા પછી અમે કાંજીવરં છોડ્યું અને મદુરા રહ્યા ત્યાં મારા પરમ મિત્ર શ્રી ગગુભાઈ નગીનભાઈએ ગુજરાતીભાઈઓનું એક સંમેલન ગોઠવેલ તથી બધાને મળવાનો પ્રસંગ સાંપડ્યો. તેમની મીઠી મહેમાનગતિ માણીને મદુરાનું પ્રસિદ્ધ મિનાક્ષી મંદિર રાજમહેલ, તેમજ અન્ય જગ્યાઓ જોઈ મિનાક્ષી મંદિરની શિલ્પકલા ઘણી જ ભવ્ય છે મોટા ભાગે કાળા પત્થરમાં કોતરકામ છે તેમાં રામાયણ, મહાભારત તેમજ અન્ય ધાર્મિક ઘટનાઓ કોતરવામાં આવી છે પત્થરના સ્તંભોમાંથી જલતરંગના જેવા અનેક સૂરો નીકળે છે તે અમે કાનોકાન સાંભળ્યા. મંદિરની આસપાસ મંદિર તરફથી સુંદર બાંધકામપૂર્વક માર્કેટ બનાવવામાં આવી છે

## કુરતાલમ

મદુરાથી કુરતાલમ ગયા કે જ્યાં જળધોધ આવેલા છે ત્યાં ત્રણ દિવસ રોકાયા. ૨ –૩ માઈલ દૂરથી ઝરામાં [illegible]તુ—પથ્યાતુ પાણી અહીં આવી ધોધમાં ફેરવાય છે અહીં બે-ત્રણ વાર સ્નાન કરતાં ભૂખ ખૂબ લાગે છે અમે ત્રણ માળની નવી બનેલ ભોજન હોટલમાં ઉતર્યા હતા. મદ્રાસી—મલબારી રસોયા તેમજ પીરસનારા બધા બહુ જ સ્વચ્છ હતા અને ગુજરાતી બહેની રોટલી, શાક ભાત આદિ મનપસંદ બનાવી આપતા હતા ઘી—દૂધ પણ સારા મળતા હતા.

પરંતુ દશ વર્ષ પહેલાની આ વાત છે હવે દેશની ગના યુગમા આવી ખોરાકી હોવી મુશ્કેલ છે

આ ધોધના પાણીમા ન્હાવાથી અનેક હઠીલા રોગો મટી જાય છે તેથી ઘણા લોકો ત્યા એક-બે માસ રહે છે

## કન્યાકુમારી

ત્યાથી અમે મોટર-ટેક્સી લઈ ભારતના દક્ષિણ છેડે આવેલ કન્યાકુમારી ગયા અને ત્યા એક દિવસ રોકાયા સાગરમા ત્રણ નદીઓ, તેમજ બે સાગરનુ મિલન છે અહી મંદિરના દર્શન ફક્ત ધોતડી પહેરીને જ કરી શકાય છે દક્ષિણના ઘણા મોટા તીર્થોમા ભક્તના ગરીબ વેશથી જ ભગવાન સમક્ષ મસ્તક નમાવવાની પદ્ધતિ છે

અહી સૂર્યાસ્ત તેમ સૂર્યોદયના દર્શન ભવ્ય હોય છે સ્વામી વિવેકાનંદે જે પહાડમા આત્મદર્શન માટે યોગસાધના કરેલી, તેના દર્શન કર્યાં વળી પૂજ્ય ગાધીજી અહી પધારેલ, તેમજ તેમનુ અસ્થિવિસર્જન પણ અહી થયેલુ, તેથી ગાધી-સ્મારકનિધિ તરફથી અહી તેમની યાદગીરી બનાવેલી છે

## ત્રિવેન્દ્રમ તથા કોચીન

ત્યાથી અમે મોટરથી ત્રિવેન્દ્રમ ગયા મોટરમા બંગાલી પતિ-પત્નીનો મેળાપ થયો બંને યુવાન વયના અને સરકારી નોકરીમા જોડાયેલા હાલ ફરવા નીકળ્યા હતા તેઓ હિન્દી-બંગાલી સરસ બોલતા હતા તેમના સહવાસથી અર્ધો સમય આનંદમા પસાર થયો પ્રવાસમા એક કરતા બે ભલાનો સિદ્ધાંત સાવ સાચો છે અમે એક દિવસ

શેઠાઈને ત્યાના ભવ્ય મદિરો વિશાળ સગ્રહસ્થાન તથા શ મહેલ રાજભવન આદિ જોયા.

ત્યાથી અમે મેંગ્લોરમા કોચીન ગયા. કોચીનમા નિકટના સબધી શ્રી જવાહરલાલ દેવશીભાઈને અમારા આગમનની ખબર આપેલી હોવાથી તેમણે પોતાના ઘરમા બધી ગોઠવણ કરી રાખેલી હતી પરતુ અમે સીધા કોચીન નહિ જતા સામે જ અરનાકુલમમા દરિયાકિનારે સારી હોટલમા ઉતર્યા હતા. તે બાદ તેમને ફોનથી ખબર આપી હતી. તેમનો બહુ આગ્રહ હોવા છતા અમે હોટલમા જ રહ્યા હતા. પણ ભોજન વગેરે ત્રણેય દિવસ મિત્રોને ત્યા કરવાનુ રાખ્યુ હતુ.

અહી એટલી સ્પષ્ટતા કરવી ઉચિત ગણાશે કે દક્ષિણની યાત્રામા મલબાર તેમજ મૈસુર રાજ્યમા બધે જ નિકટના જુના સ્નેહીઓને મળતા આનદ થયો હતો, પણ ત્યા બધે જ હોટેલમા ઉતર્યા હતા. કારણ કે ટુક સમયમા બધા સ્થળે જવા-આવવામા સરળતા રહે અને સ્નેહીવર્ગને તકલીફ થાય નહિ.

કોચીન અને અરનાકુલમ સાથે જ આવેલા છે છતા બન્નેમા બહુ ફેર છે. એક જુની ઢબનુ અને કઈક ગદકી વાળુ શહેર છે જ્યારે બીજુ નવી ઢબનુ અને સ્વચ્છ છે.

આ શહેર આયાત-નિકાસનુ મોટુ કેન્દ્ર છે. અહે ખાંડ ચોખા કઠોળ વગેરે વરસોથી આખા મલબારમા મોકલાતા તેમજ કોચીનની સાથે દર વર્ષે લાખોનો વ્યાપાર થતો.

કન્યાકુમારીથી કોચીન સુધીનો ૧૨૫થી ૧૫૦ માઇલનો પ્રદેશ અત્યત રળિયામણો છે એક તરફ નજીક કે દૂર દરિયો દેખાય છે અને બીજી બાજુ નાળિયેરી તથા અનેક પ્રકારની વનસ્પતિથી લીલોછમ બનેલો પ્રદેશ નજરે પડે છે જાણે એક જ બગીચામા નાના નાના ઘર બાધીને લોકો રહેતા હોય, એવો ખ્યાલ આવે છે

મે ભારતના ઘણા ભાગો જોયા છે, તેમા મલબારનુ દૃશ્ય અતિશય ભવ્ય લાગ્યુ છે તેને સ્વર્ગનો એક ટુકડો કહુ તો પણ ખોટુ નથી

## કોઇમ્બિતૂર અને ઉટી

કોચીનથી અમે ટ્રેઇનમા કોઇમ્બતૂર ગયા ત્યા રાત્રિ પસાર કરી સવારે નવા કોઇમ્બિતૂરમા દાખલ થયા અને ત્યાના સ્વચ્છ સુદર માર્ગ પર ચાલવા લાગ્યા વસ્તી તેમજ હવા પાણીમા એક પ્રકારની સૌમ્યતા જોઈ ત્યાથી દોરડા ઉપર ચાલતી ટ્રેનમા ઉટીનો પહાડ ચડવા લાગ્યા ૭૦૦૦ ફુટની ઊચાઈએ પહોચતા ખૂબજ આનદ આવ્યો રસ્તામા સર્વત્ર ચા-કોફીના બગીચા જ દેખાય વસ્તી પણ બધે દેખાય આશરે ત્રણ લાખ મનુષ્યો આ પહાડ પર રહેતા હોવાનો અદાજ છે

ઊટીમા દામપ્રકાશના સારા હોટલમા ઉતર્યા એ વખતે જુન માસ શરૂ થઈ ગયો હતો, એટલે વરસાદ પડવાનો ચાલુ થયો હતો અહી ઠડી ઘણી હતી તે મારા ધર્મ-પત્નીથી ઝીલાય નહિ તેવી લાગી. ગોદડા-રજાઇઓ વગેરે

કન્યાકુમારીથી કોચીન સુધીનો ૧૨૫થી ૧૫૦ માઈલનો પ્રદેશ અત્યંત રળિયામણો છે એક તરફ નજીક કે દૂર દરિયો દેખાય છે અને બીજી બાજુ નાળિયેરી તથા અનેક પ્રકારની વનસ્પતિથી લીલોછમ બનેલો પ્રદેશ નજરે પડે છે જાણે એક જ બગીચામા નાના નાના ઝુંપડા બાંધીને લોકો રહેતા હોય, એવો ખ્યાલ આવે છે

મે ભારતના ઘણા ભાગો જોયા છે, તેમા મલબારનું દૃશ્ય અતિશય ભવ્ય લાગ્યુ છે તેને સ્વર્ગનો એક ટુકડો કહું તો પણ ખોટુ નથી

## કોઈમ્બતૂર અને ઉટી

કોચીનથી અમે ટ્રેઈનમા કોઈમ્બાતૂર ગયા ત્યા રાત્રિ પસાર કરી સવારે નવા કોઈમ્બતૂરમા દાખલ થયા અને ત્યાના સ્વચ્છ સુંદર માર્ગ પર ચાલવા લાગ્યા વસ્તી તેમજ હવા પાણીમા એક પ્રકારની સૌમ્યતા જોઈ ત્યાથી દોરડા ઉપર ચાલતી ટ્રેનમા ઉટીનો પહાડ ચડવા લાગ્યા ૭૦૦૦ ફુટની ઊંચાઈએ પહોચતા ખૂબજ આનંદ આવ્યો રસ્તામા સર્વત્ર ચા-કોફીના બગીચા જ દેખાય વસ્તી પણ બધે દેખાય આશરે ત્રણ લાખ મનુષ્યો આ પહાડ પર રહેતા હોવાનો અંદાજ છે

ઊટીમા દાનપ્રકાશના સારા હોટલમા ઉતર્યા એ વખતે જુન માસ શરૂ થઈ ગયો હતો, એટલે વરસાદ પડવાનો ચાલુ થયો હતો અહી ઠંડી ઘણી હતી. તે મારા ધર્મપત્નીથી ઝીલાય નહિ તેવી લાગી ગોદડા-રજાઈઓ વગેરે

કારવાઈ કરવી હોટલમા ઉતર્યા જોવાના સ્થળો બીજા દિવસે જોયા બેંગલોરમા ટેકસીવાલો ગ્રેજ્યુએટ મિત્ર થયેલ તેણે બગીચા આદિ બતાવ્યુ મૈયરને ઓકટ્રોયની તકલીફ માટે મળવુ હતુ, તેની એપાઈન્ટમેન્ટ એ ટેકસીવાળાએ ફોનથી મેળવી આપી. મેયરે ઓકટ્રોયની તકલીફની બધી વિગત શાતિથી સાભળી લીધી અને પેસેન્જર પરથી ઓકટ્રોય ડયુટી કાઢી નાખવાનુ આશ્વાસન આપ્યુ

બેંગલોરમા અમે ઘણા મિત્રોને મળ્યા અને ત્યાથી હૈદરાબાદ પાછા ફર્યા એક માસ અને ત્રણ દિવસના આ પ્રવાસમા ઘણુ નવુ જોવાનુ મળ્યુ હતુ

'જીવ્યાથી જોયુ ભલુ' એ કહેવત અમારી બાબતમા ચરિતાર્થ થઈ હતી

## બ્રહ્મદેશમાં

આ યાત્રાની એક વરસ અગાઉ અમે બને એક માસ માટે બ્રહ્મદેશની યાત્રાએ ગયા હતા, ત્યારે બગાળની યાત્રા પણ થઈ હતી તેનુ વિવરણ અગાઉ લખી ચૂકયો છુ

## ઉત્તર પ્રદેશમાં

ઉત્તર પ્રદેશમા, ખાસ કરીને દિલ્હી–આગ્રા તો વખતો વખત જવાનુ મળ્યુ છે ઉત્તરમા પ્રથમ વારાણસીમા સર્વોદય-સમ્મેલન મળેલ, ત્યારે અહીથી થર્ડ કલાસનો સ્પેશીયલ ડબ્બો રીઝર્વ કરાવેલ તેમા સર્વોદય કાર્યકર્તાઓ તેમજ કોંગ્રેસના મળી ૫૦–૫૫ મિત્રો હતા તેમા કેળવણી પ્રધાન શ્રી એકબોટેજી પણ હતા કે જે હાલ હાઈકોર્ટમા ન્યાયાધીશ

છે તેમની સાથે આ પણ સાર્વજનિક કાર્ય કરવાની તક મળેલ. અહીં દિવસની સફરમાં અત્યંત આનંદ આવ્યો. સર્વોદય સંમેલન તો તીર્થયાત્રાના મેળા જેવું બની ગયું હતું. અહીં માલવીયજીની મહાન કૃતિરૂપ બનારસ હિંદુ યુનિવર્સીટી જોઈ વિશ્વનાથ મંદિરના દર્શન કર્યાં તેમજ અનેક મંદિરો અને નદીકિનારે ઘાટોમાં સ્નાન માટે જતા હજારો યાત્રાળુઓનો ભવ્ય દેખાવ જોયો. અલ્હાબાદની યાત્રા અગાઉ પૂ. ગાંધીજીના અસ્થિવિસર્જન વખતે કરેલી તે આ વખતે ફરી કરી. પવિત્ર ત્રિવેણીસંગમમાં ફરી ન્હાવાનું મળ્યું.

## દિલ્હી

ત્યાર બાદ દીલ્હી અને આગ્રાની સર્વ ઐતિહાસિક ભવ્ય જગાઓ નિહાળતાં ભારતની સમૃદ્ધિનું પુરાણું ચિત્ર મન પર ખડું થયું. તે બાદ બ્રીટીશ સલ્તનતે બનાવેલ રાષ્ટ્ર ભવન, પાર્લામેન્ટ હાઉસ આદિ જોયાં. તે પછી પૂ. બાપુજીએ જ્યાં છેલ્લી પ્રાર્થના કરેલી તેમજ શહીદ બનેલા તે બીરલા ભવનની જગ્યાના દર્શન કર્યાં અને રાજઘાટમાં તેમનો પવિત્ર દેહ હમેશા માટે પોઢયો તેની યાત્રા કરી.

## ભાખરા–નાગલ

ગત વર્ષે દીલ્હીથી ભાખરા–નાગલ પ્રોજેક્ટનું કામ જોવા ગયો હતો. સ્વતંત્રતા બાદ દીલ દરિથી મોટા પ્રોજેક્ટ શરૂ થયા. આમાં નાગાર્જુન પ્રોજેક્ટનું ખર્ચ રૂપિયા સવા અબજ ઉપર જશે, ભાખરા પૂર્ણ થતાં પોણા બે અબજ પણ



દિલ્હીમા પૂજ્ય બાપુજીની સમાધિ આગળ.



માથેરાનમા સુપ્રસિદ્ધ સમાજસેવક શ્રી ખીમજી માડણ ભુજપુરિયા સાથે સને ૧૯૫૭

ખાય તેનાથી ઓછામા ઓછા પાત્રીશ લાખ અને વધુમા ચાલીશ લાખ એકર જમીનને પાણી પહોચશે આ કાર્ય પાછળ જે તપશ્ચર્યા તથા પુરુષાર્થ થયેલ છે, તે નજરે જોતા જ સમજાય ભારતના આ આધુનિક તીર્થસ્થાનો છે

કેટલાક વિદેશી લોકો દીલ્હીથી અહી ડી લકસ એર-કંડીશન બસમા આવ્યા હતા તેમની સાથે જગ્યા મળતા ચંડીગઢ તેમ બીજી પંજાબની જગ્યા જોઈ સોમિયો સાથે હતો રાત્રે દીલ્હી પહોચી બીજે દિવસે સવારના વાઈટ કાઉન્ટ પ્લેનથી ત્રણ કલાકે હૈદરાબાદ પહોચ્યો હતો

## નાગપુર

નાગપુર, વર્ધા, આકોલા, ખામગાવ તરફ જવાનુ મળેલ નાગપુર સી પી નુ રાજ્યધાનીનુ શહેર હતુ. પાછળથી મહારાષ્ટ્રમા મળી જતા તેનુ મહત્વ ઓછુ થયુ, છતા આઠ-નવ લાખની વસ્તીનુ શહેર છે રેલ્વેની ઝોનલ કમીટી કયારેક હૈદરાબાદમા તો કયારેક નાગપુરમા મળતી તે માટે ત્યા જવાનુ થતુ તે સિવાય કામ માટે પ્રથમ ગયેલ, ત્યારે અહીની સારામા સારી ગણાતી હોટલમા ઉતર્યો હતો અઠવાડિયા અગાઉ આ જ હોટેલમા સી પી ના ૩૦ જેટલા રાજાઓ તથા તેમના બેરિસ્ટરો વગેરે ઉતર્યા હતા સરદાર વલ્લભભાઈ પટેલે તેમને ભારતના ગણતંત્ર રાજ્યમા વિલીન થઈ જવાની વાતચીત કરવા, તેમજ કરાર કરવા માટે બોલાવેલ હતા ઘણી ગરમાગરમ વાટાઘાટ થયા પછી બધા રાજાઓ તે માટે કબૂલ થયા હતા અને સૂચિત કરાર પર

સહીઓ કરી હતી ભારતના ૭ દેશી રાજ્યોને ગણતરમા વિલીન કરવા માટે સરદાર ... કુનેહ વાપરી તે યુગ યુગ સુધી યાદ રહી જશે.

## વર્ધા–સેવાગ્રામ

પૂજ્ય બાપુજી વર્ધામા હતા ત્યારે સેવાગ્રામ આશ્રમમા એક અઠવાડિયુ રહેલ. તે બાદ બે વખત વર્ધા ગયેલ. ત્રણ વરસ અગાઉ ત્યા સર્વોદયસમ્મેલન ભરાયુ ત્યારે પણ હાજરી આપેલ અને પૂજ્ય બાપુજીની કુટિરના, તેમજ તેમની રોજની વપરાશની વસ્તુઓના દર્શન કરેલ. તેથી આત્માને અત્યત શાતિ થયેલી.

## નાશિક–પૂના

મહારાષ્ટ્રમા નાશિક ખાતે કોંગ્રેસનુ અધિવેશન ભરાયુ ત્યારે નાશિક ગયેલો. ત્યા પચવટીનુ પવિત્ર સ્થાન જોતા રામ–લક્ષ્મણનો ભ્રાતૃપ્રેમ તથા સીતાનુ સતીત્વ યાદ આવ્યા અહો કેવી હતી એ મહાન વ્યક્તિઓ !

પૂનામા ઘણી વાર જવાનુ થયુ છે પરતુ ત્યા ખરી યાદગીરી તો આગાખાન મહેલમા પૂ. કસ્તુરબા તથા શ્રી મહાદેવ દેસાઈની સમાધિની છે મે તેના દર્શન અત્યત ભાવુકતાથી કરેલા છે

## કાશ્મીર જવાયુ નહિ !

આ વરસે કાશ્મીર બદ્રીનાથ આદિ હિમાલયના પવિત્ર સ્થાનોની યાત્રા માટે જવાનો વિચાર હતો પણ

મસાના ઓપરેશનના કારણે જઈ શકાયુ નહિ કાશ્મીર જવાનુ તો અગાઉ ચાર વખત નક્કી કરેલ, પણ એક યા બીજુ કારણ ઉપસ્થિત થતા મુલતવી રહેલ ગત વર્ષે ચિ ધીરજ તેની પત્ની લીલમ સાથે કાશ્મીર આદિ જોઈ આવેલ છે

## વિદેશયાત્રાની તત્પરતા

વિદેશ જવાની તત્પરતા હોવા છતા હજી સુધી જઈ શકાયુ નથી ત્રણ વર્ષ અગાઉ જાપાનમા રોટરી ક્લબનુ વિશ્વસંમેલન થયુ, ત્યારે ઘણા મિત્રો સાથે મે પણ મહકુટુબ ત્યા જવાનો પ્રબધ કરેલ અને જાપાનની એક હોટલમા રીઝર્વેશન પણ કરાવેલ એ વખતે બીજા દેશોનો પ્રવાસ કરવાનુ પણ વિચારી રાખેલ, પણ રીઝર્વ બેંકે રોટરી ક્લબના કારણે વિદેશી ચલણ આપવા તદ્દન ના લાગી, તેથી એ પ્રવાસ રદ કરવામા આવ્યો હતો પરતુ આ બધા દેશોમા આગળ પર જઈ શકાશે, એવી શ્રદ્ધા મે છોડી નથી

જીવન પણ એક પ્રવાસ જ છે તેની ઉપયોગી હકીકતો મે આગળના પ્રકરણોમા જણાવેલી છે

[ ૩૬ ]

## સામાજિક જીવન વિષે મારા વિચારો

મારા અગત જીવન વિષે ઘણી ખરી હકીકતો કહેવાઈ ગઈ છે, તથા હુ જે જે પ્રવૃત્તિઓમા સકળાયેલો છુ, તે તે પ્રવૃત્તિઓનો ટુક પરિચય પણ આપી ગયો છુ હવે હુ

સામાજિક, ધાર્મિક તથા રાષ્ટ્રીય જીવન વિષે, તેમ જ શિક્ષણ અને જીવનયાત્રા વિષે જે વિચારો ધરાવતા હશે તે પાઠકો સમક્ષ રજૂ કરીશ. આ પ્રકરણમાં હું સામાજિક જીવન વિષે માત્ર વિચારો રજૂ કરું છું.

પ્રાચીન ભારતમાં સ્ત્રીઓનું સ્થાન ઘણું ઊંચું હતું. પુરુષવર્ગ તેના તરફ આદરની લાગણીથી જોતો હતો. यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता—જ્યાં નારીઓ પૂજાય છે ત્યાં દેવતાઓ રમે છે. આ વાક્યમાં તેનું પ્રતિબિંબ બરાબર પડે છે. સ્ત્રીઓ પણ માતા, બહેન તથા પત્ની તરીકેની ફરજો અત્યંત કુશળતાથી બજાવતી હતી. તેની ગૌરવગાથાઓ સાંભળીએ છીએ ત્યારે સ્ત્રીઓ પ્રત્યે આપણું માથું ઝૂકી જાય છે.

પરંતુ ધીમે ધીમે આ સ્થિતિમાં પલટો આવ્યો અને स्त्री स्वातंत्र्यं नार्हति—સ્ત્રી સ્વતંત્રતાને યોગ્ય નથી એ સૂત્ર પ્રચલિત થયું. છેલ્લા હજાર વર્ષમાં સ્થિતિ વધારે બગડી. સ્ત્રી એટલે ગુલામડી, તેની પાસેથી ધાર્યું કામ લઈ શકાય અને તેને વેચવા ધારીએ તો વેચી પણ શકાય. આવી હીન ધારણા પ્રચલિત થઈ. છેવટે ઘુમટ આવ્યો અને શોષણની સ્થિતિ પરાકાષ્ઠાએ પહોંચી.

એવામાં ભારતની ધરતી પર પૂજ્ય ગાંધીજીનો જન્મ થયો. તેમણે સ્ત્રીજીવનને જાગૃત કર્યું અને સ્વતંત્રતા અપાવી. પણ હવે સુધારાના પડદામાં નવી રીતે સ્ત્રીજીવનનો હ્રાસ થઈ રહ્યો છે. કહેવાતા-દેખાતા સુધારક સમાજમાં નારીનું સ્થાન જોઈએ તેવું ઉન્નત તો નથી જ.

એ કેળવાયેલ ગ્રેજ્યુએટ બહેનોના સગપણ સુધારક ગણાતી વ્યક્તિઓ સાથે થતા જોયા છે, પણ ત્યા સુવાન હૃદયની કે ઓરતની કદર જોવામા આવી નથી માત્ર સ્વાર્થ સાધના તરફ દષ્ટિ ઢળેલી નજરે પડી છે

આફ્રમા રેહી સમાજ સમૃદ્ધ ગણાય હાલ રાજ્યનુ સુકાન પણ મોટા ભાગે તેઓના જ હાથમા છે તે સમાજની બહેનોના સગપણ માટે માબાપોને હજારો–લાખો રૂપિયા આપવા પડે છે અને તે માટે કેટલીક વાર પોતાની મિલકતો પણ ગીરો મૂકવી પડે છે વળી કુમારિકાઓ શિક્ષિત અને સસ્કારી હોવા છતા સુવાનો પોતાને પસદ કરશે કે કેમ? એ વિચારથી તેમના હૃદય ધડકતા હોય છે તેને અનેક સુવાનોની સામે જવુ પડે છે અને કોણ ક્યારે પસદ કરશે? તેની રાહમા શોષાવુ પડે છે વળી ઘણુ ધન આપીને વેવિશાળ કર્યાં પછી પણ લગ્નતિથિ નજીક આવતા નવેસરથી પૈસાની માગણી આવે છે અને તે કન્યાના માબાપને સતોષવી જ પડે છે, કારણ કે તેમનો હાથ હેઠો હોય છે

બીજી પણ અનેક કોમોમા આ બદી એક યા બીજા રૂપે ફેલાતી જાય છે

અગાઉ પુત્ર–પુત્રીઓ નાના હોય ત્યારે જ વડીલો તેમના સગપણ–વેવિશાળ કરી નાખતા તેમા ગુણ અને ખાનદાની પર મુખ્ય દષ્ટિ રહેતી વળી તેઓ આ સગપણ બરાબર નિભાવતા એક સગપણ થયા પછી તેને તોડવાનુ કામ સહેલુ ન હતુ એ વખતે લગ્ન પણ નાની ઉંમરમાં

થતા, પણ તે માગ ભાગે સફળ નીવડતા. હવે કેળવાયેલ યુવાનોમાના ઘણાખરા કન્યા જોવા પોતે જાય છે અને તેઓ એકાતમા કન્યાને મળે છે હાલના યુગના પ્રવાહે માબાપને આવી છૂટ આપવી જ પડે છે યુવાન કેળવાયેલ ભાઈ પચીશ પચાસ કે તેથી પણ વધુ કન્યાઓને મળે છે તેમા તેની દૃષ્ટિ ગુણ અને ખાનદાની કરતા બાહ્ય રૂપ–રગ પર જ વિશેષ રહે છે કન્યા અત્યત આશાભરી હોય છે અને તે યુવકને મનાવવા રૂપ–રગનુ પ્રદર્શન પણ કરે છે પણ પાછળથી સાભળે છે કે તે યુવાને પોતાને પસદ કરેલ નથી.

ભારતનુ નારીજીવન જ્યારે ઉજ્જ્વલ હતુ ત્યારે તે એક જ પુરુષને પતિ તરીકે સ્વીકારવાની ભાવના રાખતી અને સસારના બીજા પુરુષોને ભાઈ કે વડીલ માનતી. વળી તે પોતાના શીલ એ જ ચારિત્રના રક્ષણ માટે તત્પર રહેતી અને તે માટે દેહનુ બલિદાન આપવુ પડે તો પણ અચકાતી નહિ તે પોતાના શરીરે પરપુરુષનો સ્પર્શ કદી થવા દેતી નહિ. તેજસ્વી સયમશીલ નારીજીવનને લીધે સતતિ પણ સારી થતી અને તેથી સમાજ દીપી ઊઠતો.

પરતુ આજના કેળવાયેલ યુવાન–યુવતીઓને શીલની કિંમત રહી નથી. તેઓ લગ્ન થાય કે વેવિશાળ અગાઉ પોતાના શરીરને ભ્રષ્ટ કરતા અચકાતા નથી. પશ્ચિમનુ આ આધળુ અનુકરણ છે. તેથી સ્ત્રીજીવનની ઘણી ખરાબી થઈ રહી છે યુવાનીની ભૂલમા મુખ્યત્વે તો સ્ત્રીને જ ખૂબ ખમવુ પડે છે.

ત્રણ વર્ષ અગાઉ અહીંની એક કૉલેજ તરફથી ખાનગી તપાસ થઈ હતી તેમા ૧૨½ ટકા જેટલી યુવતીઓ લગ્ન અગાઉ જ ગર્ભવતી થયેલી જણાઈ હતી ત્યારબાદ આ ભ્રષ્ટાચારનુ પ્રમાણ વધ્યુ છે, પણ ઘટયુ નથી આ સ્થિતિ શુ બતાવે છે?

અમે ચીલ્ડ્રન એઈડ સોસાયટીનો એક વિભાગ 'શેધા-ફીશન હોમ' તરીકે ચલાવીએ છીએ તેમા આબરૂ છૂપાવી શકાય અને ગર્ભપાતનુ પાપ ન કરે તેવી કુમારિકા બહેનોને સ્થાન આપીએ છીએ, પરંતુ તેમની સખ્યા દિન-પ્રતિદિન વધતી જાય છે આ સ્થિતિ ક્યા જઈને અટકશે? તે હાલ તો કહી શકાય એવુ નથી જ્યા જડવાદનો વાયુ જોરથી વહેતો હોય અને વિલાસની ભાવનાઓ ઉછાળા મારી રહી હોય, ત્યા આવા પરિણામો આવવા સહજ છે

કુવારી માતાઓના નિર્દોષ બાળકોને હોમ સભાળે છે તેમાથી પુત્રોને ખોળે લેનારા મળી આવે છે, પણ પુત્રીઓને-બાલિકાઓને ખોળે લેવા માટે કોઈ આવતુ નથી અગર બહુ ઓછા નામ માત્ર ખોળે લે છે આવી બાલિકા-ઓને હોમ પોતે ઉછેરે છે અને મેટ્રીક સુધીનુ શિક્ષણ આપે છે જો નારીજીવનને ઉન્નત કરવુ હોય તો આ સ્થિતિ સુધારવી જ રહી

ભારતના મૂળ સસ્કારો જાળવી રાખવાનુ કામ હવે બહુ કપરુ છે નવી કેળવણી, નવો પોષાક, નવા વિચાર! જૂનુ બધુ ઝડપથી બદલાતુ જાય છે સરકાર, સામાજિક

સંસ્થાઓ તથા ધાર્મિક સુકાનીઓ જાગ્રત બનીને આ પરિસ્થિતિ સુધારવા માટે કમ્મર કસે તો જ કંઈક પરિણામ આવે, પણ તેમાં જોઈએ તેવી જાગૃતિ જણાતી નથી તે માટે જ પ્રયત્નો થાય તેમાં એકવાક્યતા હોવી જોઈએ.

સામાજિક કુરિવાજો કાઢવાને નામે જૂની પદ્ધતિમાં સુધારો થયો, પણ હવે બીજા ફેશન કુરિવાજો કરતા વધુ નુકશાન પહોંચાડે તેવી ફેલાઈ રહી છે. વેવિશાળ લગ્ન વગેરેના ખર્ચ પહેલા કરતા વધુ થાય છે અને તેનો બોજ માબાપોને વહવો પડે છે. ભણેલી યુવાન બહેનોમાં હિંમત આવે અને તેઓ સ્વાવલંબી થાય તો જ આ પરિસ્થિતિમાં સુધારો થાય એમ

કેળવણીમાં નૈતિકતા અને ભારતના સંસ્કાર જળવાય તેની જવાબદારી સામાજિક સંસ્થાઓએ લેવી પડશે તથા વિદ્યાર્થીઓમાં પ્રેમ, ત્યાગ, નમ્રતા, કરકસર, વીરતા, નીડરતા, સાદગી, સદાચાર વગેરે ગુણો ખીલવવા પડશે. તે સાથે શ્રમ માટે માન તથા રુચિ પેદા કરવા પડશે.

વળી બુદ્ધિ અને ગુણોની ખીલવણી સાથે શારીરિક તંદુરસ્તી જાળવવાની જરૂર છે. એટલે વ્યાયામશાળા, અખાડા તથા ખેલકૂદની સ્પર્ધા વગેરે તરફ પણ વધારે ધ્યાન આપવું પડશે.

આજે સમાજમાં ચા તથા બીડી-સીગારેટનો પ્રચાર વધી રહ્યો અને દારૂ પીવો એ એક ફેશન થઈ પડી છે. તે સાથે યુરોપ-અમેરિકાના આંધળા અનુકરણરૂપે અનેક

જાતની કુટેવો દાખલ થઈ રહી છે તે સામે આપણે લાલબત્તી ધરવી જોઈએ અને સમાજનુ વલણ પુન સાદાઇ, સદાચાર, બ્રહ્મચર્યપાલન તથા આત્મચિંતન તરફ વળે, તેવા સબળ પ્રયાસો કરવા જોઈએ

'ત્રેવડ એ ત્રીજો ભાઈ છે' એ વાત આજે લગભગ વીસરાઇ ગઇ છે અને દેખાદેખીથી ખોટા ખર્ચા કરવાનુ વલણુ જોર પકડતુ જાય છે વળી પાસે પૈસા ન હોય તો બીજાની પાસેથી ઉછીના કે કરજે લાવીને પણ મોજશોખ કરતા જરાયે સકોચ થતો નથી નૈતિક ભૂમિકા સગીન બન્યા સિવાય આ સ્થિતિમા સુધારો થઈ શકે નહિ નૈતિક ભૂમિકા સગીન બનાવવાનુ કામ સામાજિક સસ્થાઓ તથા ધાર્મિક સુકાનીઓનુ છે

વ્યક્તિથી કુટુબ, કુટુબથી ગામ, ગામથી પ્રદેશ અને પ્રદેશથી રાષ્ટ્ર બને છે, એટલે દરેક વ્યક્તિ પોતે સુધરવાનો પ્રયાસ કરે તો આખો સમાજ તથા આખુ રાષ્ટ્ર સુધરી જાય જો બધા બીજા તરફ જ આગળી ચીંધે અને પોતાની રહેણી–કરણીમા સુધારો ન કરે તો સમાજ કે રાષ્ટ્રની ઉન્નતિ શી રીતે થાય?

[ ૩૭ ]

## ધાર્મિક જીવન વિષે મારા વિચારો

વિશ્વના દરેક ધર્મસસ્થાપક મહાપુરુષોએ પોતા જીવનમા દયા, પ્રેમ, નમ્રતા, સરલતા, પરોપકાર આદિ ગુણો ઘણી ઉચ્ચ કક્ષાએ પ્રકટાવેલ છે તથા પરમ સત્યની આ

માટે મહાન સાધના કરેલ છે આ રીતે તેમને સત્યનો જે પ્રકાશ લાધ્યો તે તેમણે પોતાની વિશિષ્ટ ભાષામાં અને વિશિષ્ટ શૈલીથી લોકો આગળ રજૂ કર્યો છે પરંતુ તેનો ઉદ્દેશ તો એક જ રહ્યો છે કે માનવહૃદયને ઢંઢોળવું અને તેમાં જે ઉચ્ચ તત્ત્વો રહેલાં છે તેને જાગ્રત કરવાં આ દૃષ્ટિએ એમ કહી શકાય કે બધા ધર્મોનું મૂળ એક જ છે અને તે માનવતા

માનવ-મનુષ્ય ગમે તે દેશમાં રહેતો હોય ગમે તે જાતિનો હોય અને ગમે તે પ્રણાલિકાને અનુસરતો હોય પણ તે સાચા અર્થમાં મનુષ્ય થાય નહિ તો પોતાની જીવનયાત્રા સફળ કરી શકે નહિ

સાચો મનુષ્ય કેવો હોય? તે આપણને રામ કૃષ્ણ, બુદ્ધ મહાવીર ઈશુ મહમ્મદ જરથુસ્ત ગાંધીજી વિનોબા વગેરેનાં જીવનથી સમજાય છે એટલે તેમના જીવનનો અભ્યાસ કરવો જોઈએ અને તેમણે પોતાના જીવન દરમિયાન જે મહાન કાર્યો કર્યાં તેનો સાર ગ્રહણ કરી આપણા જીવનમાં ઉતારવો જોઈએ.

આપણે મહાપુરુષોનાં ચરિત્રો વાંચીએ અથવા તેમના ઉપદેશના શબ્દો સાંભળીએ પણ આપણા જીવનમાં તેમાંનું કંઈપણ ઉતારીએ નહિ તો આપણી માનવતાનો વિકાસ થાય નહિ. ધર્મ એ માત્ર વાંચવા કે સાંભળવાનો વિષય નથી પણ આચરવાનો વિષય છે એ વાત આપણે બરાબર લક્ષમાં રાખીએ.

ધર્મનુ અનુસરણ કરવાની જુદી જુદી રીતો પરથી સ પ્રદાયો ઊભા થાય છે અને તે દરેકમા કોઈ ને કોઈ પ્રકારની વિશેષતા હોય છે આપણે એ વિશેષતાને ગ્રહણ કરીએ, પણ ‘આ સ પ્રદાય સાચો અને આ ખોટો’ એવી તકરારમા ન જ ઉતરીએ આવી તકરારોએ માનવ–માનવ વચ્ચેનો પ્રેમ તોડ્યો છે, ભેદની દિવાલો ખડી કરી છે અને ખૂનખાર સ ગ્રામોને આમ ત્રણ આપ્યુ છે

હબસીનુ છોકરૂ આપણને કાળુ–કદરૂપુ લાગે છે, પણ હબસીને તે સુ દર જણાય છે અને તે એને જિગરથી ચાહે છે સ પ્રદાયો અ ગે પણ આ જ સ્થિતિ છે જે મનુષ્ય જે સ પ્રદાયનો હોય, તેને એ સ પ્રદાય સારો લાગે અને તે એના વખાણ કરે આમા કઈ ખોટુ નથી પણ જ્યારે તે બીજાના સ પ્રદાયને વખોડવા બહાર પડે છે, ત્યારે તેના અનુ-યાયીઓના હૃદયને આઘાત પહોચાડે છે અને તેમાથી કટુતા જન્મે છે આ કટુતાના પરિણામે દ્વેષ, ઈર્ષ્યા, મારામારી વગેરે જાગે છે અને માનવ–માનવ વચ્ચે જે પ્રેમની સાકળ હોવી જોઈએ, તે તૂટી જાય છે

ધર્મગુરુઓનુ સાચુ કાર્ય લોકોમા ધર્મભાવના પ્રકટ કરવાનુ છે, પણ તેઓ ધર્મભાવના પ્રકટ કરવાને બદલે પોતાના અનુયાયીઓમા સાપ્રદાયિક મોહ ઊભો કરે છે અને તેના પરિણામ માઠા આવે છે સાપ્રદાયિક મોહમા ઉછરેલા મનુષ્યની બુદ્ધિ આગળ એક જાતનુ આવરણ આવી જાય છે, તેથી તે મુક્ત મને વિચાર કરી શકતો નથી અને માનવતાના

વિરાગ આદર્શ સુધી પહોંચી શકતો નથી તે સંપ્રદાયના વાડામા સબડે છે અને તેમા જે કંઈ ચાલી રહ્યુ હોય તેને ઉત્તમ કે આદર્શ માની તેના નગારા બજાવ્યા કરે છે

પૂજ્ય ગાંધીજીએ અસ્પૃશ્યતાને માનવધર્મથી વિરુદ્ધ ગણાવી અને તેના નિવારણ માટે કમર કસી ત્યારે સાંપ્રદાયિક બુદ્ધિવાળાઓએ કેવા કેવા તોફાનો મચાવ્યા હતા તે કોઈના ધ્યાન બહાર નથી

ધર્મના નામે આજે અનેક બદીઓ ચાલી રહી છે અને તેથી પ્રજાજીવનનો હ્રાસ થઈ રહ્યો છે પરંતુ સાંપ્રદાયિક કટ્ટરતા એ બદીઓને નભાવી રહી છે એટલુ જ નહિ પણ તેને ધર્મના વાઘા પહેરાવી તેનુ અનુસરણ કરવા માટે જોરદાર પ્રચાર પણ કરી રહી છે જ્યા આવી સ્થિતિ હોય ત્યા સાચો ધર્મ સમજાય શી રીતે અને તેનુ પાલન થાય શી રીતે?

ધર્મ એક-બીજા સામે ઝઘડવામા નથી પણ એક-બીજાને ચાહવામા છે આટલી સાદી-સીધી વાત પણ લોકોના મગજે ઉતરતી નથી, એ કેટલુ આશ્ચર્યજનક છે?

કેટલાક ધર્મનો નિર્ણય શાસ્ત્રોના આધારે કરવા તત્પર થાય છે પણ શાસ્ત્ર એ છેવટનો શબ્દ નથી. તે દેશ-કાલની જરૂરીઆત પ્રમાણે રચાયા છે અને તેમા દેશ-કાલની જરૂરીઆત પ્રમાણે ફેરફારો થઈ શકે છે આજે શાસ્ત્રની મૂળ આજ્ઞાઓ પ્રમાણે કેટલા વર્તે છે? સાધુસમુદાય કે જે શાસ્ત્રને અનુસરવાનો દાવો કરે છે તે પણ શાસ્ત્રની મૂળ

આજ્ઞાઓથી ઘણો દૂર છે, પછી એક યા બીજા બહાને પોતાનુ મન મનાવે એ જુદી વાત છે

ભારતમા તો સાધુજીવન માટે બે જ આદર્શ રહ્યા છે એક તો તેણે આત્માર્થી થવુ, અને બીજુ તેણે પોતાની શક્તિઓનો લોકકલ્યાણ માટે ઉપયોગ કરવો આવા ઉત્તમ આદર્શને કારણે જ સાધુઓની પૂજા–અર્ચના થતી રહી છે પરતુ આજે એ આદર્શમા ઘણી જ શિથિલતા આવી ગઈ છે અને સાધુજીવન એ નિશ્ચિતતાથી પેટ ભરવાનુ સ્થાન હોય, એવો દેખાવ થઈ રહ્યો છે નથી તો તેમા આત્માર્થીપણુ દેખાતુ કે નથી તો તેમા લોકકલ્યાણની ધગશ દેખાતી અને તેજ કારણે વિચારકવર્ગમા પ્રશ્ન ઉઠવા લાગ્યો છે કે આવા સાધુઓના જીવનનિર્વાહનો ભાર સમજે શા માટે ઉચકવો ?

સાધુ ઈશ્વરની ભક્તિ કરે, યોગસાધના કરે, ધર્મનો ઉપદેશ કરે, એ ઇચ્છવા યોગ્ય છે, પણ તેઓ લોકોની અજ્ઞાનતાનો લાભ લઈ ધન એકઠુ કરે, મોટા મઠો બાધે અને પછી તેની માલિકી અગે ઝઘડાઓ કરે, તે કોઈ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી સાધુ અને મિલકતનો ઝઘડો, એ બે વસ્તુ જ પરસ્પર વિરોધી છે જેને મિલકતનો મોહ નથી, શરીરની પણ મમતા નથી, તે જ સાધુ ગણાય

સાધુનો વેશ પહેરવા માત્રથી સાધુ થવાતુ નથી તે માટે ખાસ ગુણો કેળવવા જોઈએ અને તેમા અહિંસા, સત્ય, સયમ, સદાચાર, પ્રભુભક્તિ વગેરેની મુખ્યતા હોવી જોઈએ.

પરંતુ આજે તો સાધુનો વર્ગ પહોંચ્યો કે તેઓ પોતાને પવિત્ર માનવા લાગી જાય છે અને થોડી વાચા ખુલી કે વ્યાખ્યાન-વાચસ્પતિ બની જાય છે! વધારે દુઃખની વાત તો એ છે કે અનેક લબાડ માણસો આ પવિત્ર સંસ્થામાં દાખલ થઈ ગયા છે અને તેઓ પોતાની વાસનાઓ પૂરી કરવા માટે વિવિધ પ્રકારના છળકપટનો આશ્રય લઈ રહ્યા છે. તેઓ કોઈને ભાગ્યોદય કે આંકડા આપવાના બહાને પોતાની જાળમાં ફસાવે છે, તો કોઈને પુત્રપ્રાપ્તિના નિમિત્ત ચક્કરમાં ચડાવી દે છે. વળી તેઓ કોઈને અસાધ્ય રોગો મટાડી આપવાની આશાએ ઠગે છે, તો કોઈને નોટોના બમણા બનાવી દેવા હાથ ચાલાકી બતાવી તેની સર્વ બચત લૂંટી લે છે. વધારે ખેદની વાત તો એ છે કે તેઓ ધનની ભૂખ દાખવવામાં કોઈનું ખૂન કરવા પણ અચકાતા નથી! તાત્પર્ય કે આજે સાધુસંસ્થાની શુદ્ધિ થવાની જરૂર છે અને તે માટે સમાજે નક્કર પગલાં ભરવાની ખાસ આવશ્યકતા છે.

હું એમ માનું છું કે જેઓ સાંસારિક મોહ છોડીને આત્મકલ્યાણની સાધના કરતા હોય અને પોતાનો કેટલોક સમય સમાજની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં આપતા હોય તેને જ આપણે સાધુ તરીકે સ્વીકારવા જોઈએ અને તેનું જ આપણે માન-સન્માન કરવું જોઈએ. જેઓ આ પ્રમાણે વર્તવાનો ઇનકાર કરે તેને આપણે સાધુ તરીકેની માન્યતા આપવાનું બંધ કરવું જોઈએ. આ બાબતમાં સ્વામી રામકૃષ્ણ પરમહંસના શિષ્યોએ તથા ખ્રિસ્તી પાદરીઓએ સારો દાખલો બેસાડેલો છે.

મે આજ સુધીમા શિક્ષિત અને સારા ગણાતા સાધુઓને એવી વિનતિ કરેલી કે તમે અમારી કોઈ પણ શૈક્ષણિક કે સેવાભાવી સસ્થામા આવો અને અમુક કલાક તમારી ધાર્મિક ક્રિયાઓ કરીને બાકીનો સમય સસ્થાને આપો, પણ હજી સુધી કોઈએ તેવી વિનતિનો સ્વીકાર કર્યો નથી આ પરથી હુ એવા અનુમાન પર આવ્યો છુ કે આ વસ્તુ માત્ર સમજાવટથી નહિ થાય, તે માટે ખાસ આદોલન કરવુ પડશે અને જરૂર લાગતા સરકારે તે માટે ખાસ કાયદા ઘડવા પડશે

પૂજ્ય ગાધીજીએ ધર્મનો સાચો મર્મ સમજાવવા માટે ધર્મમથન વગેરે જે ગ્રથો લખ્યા છે, તે જિજ્ઞાસુઓએ ખાસ વાચવા–વિચારવા જેવા છે

આપણે ધર્મને અનુસરીએ, પણ ધર્માંધતાને ન અનુસરીએ, એટલુ જણાવી આ પ્રકરણ સમાપ્ત કરુ છુ

[ ૩૮ ]

## રાષ્ટ્રીય જીવન વિષે મારા વિચારો

ગુલામીના હજાર વર્ષમા આપણા સામાજિક તથા રાષ્ટ્રીય જીવનને ઘણો આઘાત પહોચ્યો અગ્રેજોના સમયમા કેટલાક સામાજિક સુધારાઓ થયા, પણ રાષ્ટ્રીય જીવન વધારે ગુગળાયુ અને ગુલામી માનસ પેદા થયુ આઘાતની સામે પ્રત્યાઘાત એ કુદરતનો કાયદો છે, તેથી તેની સામે પ્રત્યાઘાત થયો [illegible]ગ, મહારાષ્ટ્ર વગેરેમા ક્રાતિકારી ચળવળો ચાલી,

દેશભરમાં સ્વદેશીનાં આંદોલનો શરૂ થયાં અને તેથી આપણા રાષ્ટ્રીય જીવનમાં કૈંક સળવળાટ થયો. કૈંક જાગૃતિ આવી.

પરંતુ તેમાં ખરો પ્રાણ તો પૂજ્ય ગાંધીજીએ પૂર્યો. આપણે બધા એક રાષ્ટ્રનાં સંતાન છીએ અને એ રાષ્ટ્રની સુરક્ષિત આઝાદી માટે આપણા પ્રાણનું બલિદાન આપવું જોઈએ, એવી જ્વલંત એકસાર ભાવના તેમણે લેખો-પ્રવચનો-પરિષદો દ્વારા જાગૃત કરી. તેમનો અદ્ભુત ત્યાગ, તેમનું નિઃસ્વાર્થ સેવાપરાયણ જીવન, તેમની દીર્ઘદૃષ્ટિભરી નિર્મળ વિચારધારાએ બધા લોકોના માનસ ઉપર ઊંડી અસર કરી.

લાખો સ્ત્રી પુરુષો આઝાદીની લડત લડવા માટે તેમના પવિત્ર નેતૃત્વ નીચે એકત્ર થયા. તેમણે અહિંસા તથા સત્યાગ્રહના શસ્ત્રથી આઝાદી હાંસલ કરવાની પ્રતિજ્ઞાઓ લીધી અને તે માટે લાઠીઓના નિર્દય માર ખાધા, જેલોની કષ્ટભરી યાત્રાઓ કરી બીજી પણ અનેકવિધ યાતનાઓ સહી લીધી તથા જરૂર જણાતાં પોતાના મોંઘેરા પ્રાણના બલિદાન પણ આપ્યાં. જગતભરના ઈતિહાસમાં અપૂર્વ કહેવાય એવી આ લડત લગભગ ત્રણ સદી સુધી ચાલી અને તેણે ભારતની આઝાદીને નજીક આણી.

પરંતુ ભારત આઝાદ થતાં જ તેના બે ટુકડા થાય, એ વાત પૂજ્ય ગાંધીજીને મંજૂર ન હતી. આ રીતે બે ટુકડા થવાનું પરિણામ શું આવશે? તે એમની ચિંતનપરાયણ દીર્ઘદૃષ્ટિએ જોઈ લીધું હતું. આમ છતાં હસ્તમાં કહેવાતા તથા એક વખત તો જે મગે તે લઈ લઈને

આઝાદ થવુ એ વિચારના લોકો વધુ, તેથી સારામા ખોટુ પગલુ ભરાયુ ભારત માતાની એકતા અને અખડિતતા જાળવવા તેમણે વર્ષો સુધી ઉપદેશ આપેલો અને આંદોલનો કરેલા, તે જ ભારત માતાની સમૃદ્ધ કાયાના બે ટુકડા થયા

અને તેનુ પરિણામ શુ આવ્યુ ? કેટલાક ભાગમા હિસક તોફાનો ફાટી નીકળ્યા, ભયકર ખૂનરેજી થઈ અને જે સ્રીવર્ગ પ્રત્યે આદર અને માનની લાગણી હોવી જોઈએ, તેના પર ઘોર અત્યાચારો ગુજર્યા આ વખતે અનૈતિકતા અને ભ્રષ્ટાચારના જે દશ્યો જોવામા આવ્યા, તેણે પૂજ્ય બાપુજીનુ હૃદય હચમચાવી નાખ્યુ, તેના ચૂરેચૂરા કરી નાખ્યા

પૂજ્ય ગાધીજી ૧૨૫ વર્ષ સુધી જીવવાની ઇચ્છાવાળા હતા અને જેલની ગભીર માદગીઓમા પણ તેમણે એ ઇચ્છા છોડી ન હતી, પણ આ બધુ જોયા પછી તેમને જીવન અકારૂ થઈ પડ્યુ હતુ, જીવવામા વધારે રસ રહ્યો ન હતો એવામા તા ૩૦–૧–૪૮ ના રોજ ગોડશેની ગોળીથી તેઓ શહીદ બન્યા અને અમરત્વને પામ્યા

પૂજ્ય ગાધીજી વાસ્તવમા આપણા રાષ્ટ્રીય જીવનના જનક હતા, તેથી જ પ્રજાએ તેમને રાષ્ટ્રપિતા તરીકે સબોધ્યા હતા અને તેમના દેહવિલયના દુ ખદ સમાચાર સાંભળીને દિવસો સુધી અશ્રુ સાર્યા હતા ભારતના ઇતિહાસમા પૂજ્ય ગાધીજીનુ નામ સુવર્ણાક્ષરે લખાયુ છે અને તે યુગો સુધી ભૂલાશે નહિ, એવી મારી ધારણા છે

ત્યાર બાદ શ્રી નહેરુજી તથા સરદારના પુરુષાર્થના પરિણામે આપણે કેટલીક પ્રગતિ સાધી. તેમાં સાતસો દેશી રાજ્યોનું ભારતના ગણતંત્રમાં વિલીન થઈ જવું એ સહુથી મોટી સિદ્ધિ હતી. વિશેષમાં લોખંડ વગેરેના મોટા ઉદ્યોગો સ્થપાયા, જળસંગ્રહ માટે પ્રચંડ બંધો બંધાયા, હજારો માઈલની નહેરો ખોદાઈ અને શાળાઓની સંખ્યામાં સારો એવો વધારો થયો. આ બધાનાં કંઈ ને કંઈ શુભ પરિણામો તો આવ્યાં જ, પણ તે દેશની હાલત સુધારવા માટે પૂરતાં નથી. હજી એ પ્રજાનો મોટો ભાગ કંગાલિયતમાં સબડી રહ્યો છે.

દેશની વસ્તીમાં જે ઝડપી વધારો થઈ રહ્યો છે તે પણ ચિંતાનો વિષય છે. આ વધારો રોકવા માટે સંતતિ નિયમનની પ્રવૃત્તિ ચાલે છે, પણ તેમાં જે સાધનો વપરાય છે તે ઇષ્ટ નથી. બ્રહ્મચર્ય અને સંયમની ભાવનાનો વ્યાપક પ્રચાર એ જ એનો સાચો ઉપાય છે, પણ જડવાદે આપણા મન પર એટલી ઘેરી અસર કરેલી છે કે એ ઉપાય પ્રત્યે આપણું આકર્ષણ થતું નથી. વસ્તીના ઝડપી વધારાને લીધે રહેઠાણ તથા અનાજની તંગીનો પ્રશ્ન આપણી સામે આવ્યા જ કરવાનો તથા કંગાલિયત દૂર કરવાના આપણા પ્રયાસો સફળ થવામાં અનેકવિધ અંતરાયો ઊભા થવાના. તે સાથે બેકારીનો પ્રશ્ન પણ સદા ડોકિયાં કરવાનો. આ પ્રશ્ન અંગે માત્ર દેશનેતાઓએ જ નહિ, પણ સમાજના સર્વ હિતચિંતકે ગંભીરતાપૂર્વક વિચાર કરવાની જરૂર છે.

પ્રજાનું નૈતિક ધોરણ પણ નીચું ઉતરી ગયું

પણ એટલી જ ચિંતા ઉપજાવે એવુ છે સહુની નજર પૈસા ભણી વળી છે અને તે માટે નીતિનિયમોને નેવે મૂકતા જરાયે સંકોચ થતો નથી પ્રથમ તો પ્રભુનો ડર હતો કે આપણાથી ખોટું કામ થાય નહિ, પણ ધાર્મિક ભાવના શિથિલ થતા એ ડર ચાલ્યો ગયો છે અને નીતિનિયમોને જીવનના તાણાવાણામા વણી શકાય એવુ કેળવણીનુ કોઈ ધોરણ સ્થાપિત થયુ નથી વળી જેને મોટા કે પ્રતિષ્ઠિત ગણીએ, તે પણ નીતિના નિયમો તોડતા હોય તો સામાન્ય માણસનુ કહેવુ જ શુ ?

વધારે દિલગીરીની વાત તો એ છે કે ખાદ્ય પદાર્થો કે જેના પર પ્રજાજીવનની તંદુરસ્તીનો મોટો આધાર છે, તેમા પણ પાર વિનાની સેળભેળ થાય છે અને પૌષ્ટિક-સાત્ત્વિક વસ્તુઓ ખાવા મળતી નથી સરકાર તરફથી રેશ-નીંગમા જે અનાજ વગેરે મળે છે, તે પણ સામાન્ય કોટિના હોય છે અને માત્ર પેટપૂર્તિ કરવા જ કામ લાગે છે વેજીટેબલને રંગ આપવાની ભલામણ ઘણી વાર થઈ, જેથી સાચા ઘીમા તેનો સેળભેળ થઈ શકે નહિ, પણ સરકારે હજી સુધી એક-યા બીજુ બહાનુ બતાવી એ ભલામણનો સ્વીકાર કર્યો નથી, તેમ જ તેને રોકવા માટે કોઈ કાયદો ઘડ્યો નથી વેજીટેબલ ઘીના કારખાનાઓ ચલાવનાર પોતાના સ્થાપિત હિત માટે ગમે તેવી દલીલો આગળ કરે, પણ સરકારે તે માટે ગંભીર-તાથી વિચાર કરવો જ જોઈએ

સરકારી તંત્રમા લાચ-રૂશ્વતખોરીનુ પ્રમાણ ઘણુ જ વધી ગયુ છે અને તેણે પ્રજાજીવનના વિકાસમા મોટો

કટકે આવ્યો છે. નાનામાં નાના કામમાં પણ પૈસાની માગણી થાય છે તો મોટા કામોનું કહેવું જ શું ? ને એ માગણી સંતોષવામાં આવતી નથી, તો કામ રખડી પડે છે અને કેમે ય કહ્યું સરાડે ચડતું નથી. દિલ્હી કે જ્યાં કેન્દ્ર સરકારની અનેક મહત્ત્વની કચેરીઓ આવેલી [redacted] ત્યાં તો એક ટેબલ પરથી બીજા ટેબલ પર ફાઇલ પહોંચાડવા માટે પણ પૈસાની માગણી થતી સાંભળી છે અને આવા ટેબલો બે-ચાર નહિ પણ દશ-બાર કે તેથી વધુ પણ હોય છે !

કૉન્ટ્રેક્ટો વગેરેમાં અધિકારીઓ આડકતરો ભાગ રાખે છે અથવા તો મોટી રકમો પડાવ્યા પછી જ કૉન્ટ્રેક્ટો વગેરે પર સહી કરે છે. પટાવાળાથી માંડીને પ્રધાન સુધીની આ દશા હોય ત્યાં રાષ્ટ્રીય જીવનમાં પ્રામાણિકતા ક્યાંથી આવે ?

જેમણે આઝાદી મળ્યા પહેલાં ત્યાગ અને વીરતા બતાવેલી, તેઓ પણ સત્તાસ્થાને આવ્યા પછી લક્ષ્મીની લાલચમાં પડી ગયા અને એશઆરામ તરફ દૃષ્ટિ રાખવા લાગ્યા. તેમની આ પ્રકારની જિંદગી સ્વાર્થી જીવનલીલાએ લોકોના મન પર વધારે ખરાબ અસર કરી અને નીતિનું નીચું જઈ રહેલું ધોરણ વધારે નીચું ઊતરી ગયું. શ્રી નહેરુજીએ આ સ્થિતિ માટે અનેક વાર ખેદ વ્યક્ત કરેલો અને કેટલાક પગલાં પણ લીધેલાં, પણ તેનું ખાસ પરિણામ આવ્યું નહિ. શ્રી નંદાજીના પ્રમુખપદે સદાચારસમિતિ નીમાઈ તે પણ અસરકારક પરિણામ લાવી શકી નહિ. જેમ ક્ષય અને કૅન્સર જેવા રોગો ધીમે ધીમે વધતા જાય છે અને આખા શરીરનું શોષણ કરી નાખે [redacted] તેમ આ સડો દિન-

ાદિન વધતો જ જાય છે અને તે પ્રજાજીવનનુ શોષણ રહ્યો છે તે ક્યા જઈને અટકશે ? તે કહેવુ કેલ છે

અંગ્રેજોના શાસનમા લાંચ-રૂશ્વતની બદી હતી, પણ ઘણા અલ્પ પ્રમાણમા હતી અને તે અંગે કોઈ ફરિયાદ ર તો કડક પગલા ભરવામા આવતા પરંતુ આપણા પ્રમા રાજ્યતંત્ર આવ્યા પછી એ બદી વધારે ફેલાઈ છે ને પ્રધાનો તથા અધિકારીઓએ એવી હવા ખડી રચેલી છે તેમા કોઇનુ કંઈ ચાલી શકે નહિ તેમા જે થોડા માણસો ચ-રૂશ્વતની બદીથી મુક્ત છે અને પૂરી પ્રામાણિકતાથી ં છે, તેમને ઉતારી પાડવા તથા ફસાવવા માટે અનેક તના ષડ્યંત્રો રચાય છે અને તે કારણત નીવડતા પ્રામાણિક ણસો પાયમાલ થાય છે

જેમના પર પ્રજાજીવનની સલામતી અને આબાદીનો ાધાર છે, તે જ નીતિવિહીન, સ્વાર્થી અને લક્ષ્મીના લાલચુ ય ત્યા પરિણામ કેવુ આવે ?

પૂ ગાંધીજી તથા અન્ય દેશનેતાઓના પ્રચારથી કોની એવી નિશ્ચિત ધારણા બધાઈ હતી કે આપણને રાજ્યની પ્રાપ્તિ થયા પછી આ દેશમા રામરાજ્ય સ્થપાશે ને તેથી સર્વ લોકો સુખી થશે. પણ આ ધારણા હાલ ધૂળમા મળી છે અને આપણી ચિંતાઓ અનેકગણી ધી ગઈ છે

કેટલાક કહે છે કે આના કરતા તો પહેલાનુ રાજ્ય

ફટકો માર્યો છે નાનામાં નાના કામમાં પણ પૈસાની માગણી થાય છે તો મોટાં કામોનું કહેવું જ શું ! જો એ માગણી સંતોષવામાં આવતી નથી, તો કામ રખડી પડે છે અને કોંય કર્યું સરાડે ચડતું નથી. દિલ્હી કે જ્યાં કેન્દ્ર સરકારની અનેક મહત્ત્વની કચેરીઓ આવેલી છે ત્યાં તો એક ટેબલ પરથી બીજા ટેબલ પર ફાઈલ પહોંચાડવા માટે પણ પૈસાની માગણી થતી સાંભળી છે અને આવા ટેબલો બે-ચાર નહિ પણ દશ-બાર કે તેથી વધુ પણ હોય છે !

કોન્ટ્રેક્ટો વગેરેમાં અધિકારીઓ અમુક ટકા ભાગ રાખે છે અથવા તો મોટી રકમો પડાવ્યા પછી જ કોન્ટ્રેક્ટો વગેરે પર સહી કરે છે. પટાવાળાથી માંડીને પ્રધાન સુધીની આ દશા હોય ત્યાં રાષ્ટ્રીય જીવનમાં પ્રામાણિકતા ક્યાંથી આવે !

જેમણે આઝાદી મળ્યા પહેલાં ત્યાગ અને બલિદાન બતાવેલાં તેઓ પણ સત્તાસ્થાને આવ્યા પછી લક્ષ્મીની લાલચમાં પડી ગયા અને એશઆરામ તરફ દૃષ્ટિ રાખવા લાગ્યા. તેમની આ પ્રકારની જિંદગી સ્વાર્થી જીવનલીલાએ લોકોના મન પર વધારે ખરાબ અસર કરી અને નીતિનું નીચું જઈ રહેલું ધોરણ વધારે નીચું ઉતરી ગયું. શ્રી નહેરુજીએ આ સ્થિતિ માટે અનેક વાર ખેદ વ્યક્ત કરેલો અને કેટલાક પગલાં પણ લીધેલાં, પણ તેનું ખાસ પરિણામ આવ્યું નહિ. શ્રી નંદાજીના પ્રમુખપદે સદાચારસમિતિ નીમાઈ તે પણ અસરકારક પરિણામ લાવી શકી નહિ. જેમ ક્ષય અને કેન્સર જેવા દર્દો ધીમે ધીમે વધતા જાય છે અને આખા શરીરનું શોષણ કરી નાખે છે તેમ આ સડો દિન-

તિદિને વધતો જ જાય છે અને તે પ્રજાજીવનનું શોષણ
રી રહ્યો છે તે ક્યાં જઈને અટકશે ? તે કહેવું
શ્કેલ છે

અંગ્રેજોના શાસનમાં લાંચ-રૂશ્વતની બદી હતી, પણ
ઘણા અલ્પ પ્રમાણમાં હતી અને તે અંગે કોઈ ફરિયાદ
ય તો કડક પગલાં ભરવામાં આવતાં પરંતુ આપણાં
ધમાં રાજ્યતંત્ર આવ્યા પછી એ બદી વધારે ફેલાઈ છે
અને પ્રધાનો તથા અધિકારીઓએ એવી હલાય ધી ચગેલી છે
: તેમાં કોઈનું કંઈ ચાલી શકે નહિ તેમાં જે થોડા માણસો
લાંચ-રૂશ્વતની બદીથી મુક્ત છે અને પૂરી પ્રામાણિકતાથી
તે છે, તેમને ઉતારી પાડવા તથા ફસાવવા માટે અનેક
તના ષડ્યંત્રો રચાય છે અને તે કારણે નીવડના પ્રામાણિક
ણસો પાયમાલ થાય છે

માટે હતું એ મત સાથે હું સંમત થતો નથી. પણ આજનું રાજ્યતંત્ર જે રીતે ચાલી રહ્યું છે તે અવશ્ય અનેક પ્રકારની સુધારણા માગે છે.

આ રાજા નવાબો અને બાદશાહોના સમયમાં પ્રજાનો પોકાર સંભળાતો અને તે સાંભળ્યા પછી તરત જ યોગ્ય પગલાં લેવાતાં, જ્યારે આજની લોકશાહી રાજ્યપ્રથામાં પ્રજાનો પોકાર સંભળાતો નથી. એ તે વાત કરીએ, નિવેદનો કરીએ અને પ્રતિનિધિમંડળો લઈ જઈને સાચી વસ્તુસ્થિતિ સમજાવીએ તો પણ અધિકારીઓ તથા પ્રધાનો પોતાનું મનમાન્યું જ કરે છે. આના દાખલા ટાંકવા બેસું તો અનેક ટાંકી શકું પણ તેથી પુસ્તકનું કદ વધી જાય, એ હેતુ આટલા સામાન્ય નિર્દેશથી જ સંતોષ માનું છું.

જેમણે આ પહેલાં કોઈ પણ સેવા કરેલી નહિ તેવાઓને લાગવગથી કોંગ્રેસની ટીકિટો મળે છે. આ બધી જાતના તકવાદીઓ કોંગ્રેસમાં ઘુસ્યા છે અને તેઓ જનતાની સેવા કરવાને બદલે વધારેમાં વધારે સત્તા કેમ મળે, તેની પેરવી કરી રહ્યા છે.

જે કોંગ્રેસ એકવાર મહાન ત્યાગી અને સેવાપરાયણ કાર્યકર્તાઓના સમૂહરૂપ હતી, તે આજે રાજદ્વારી સત્તા પ્રાપ્ત કરવાનું એક સાધન બની રહી છે. આ સંયોગોમાં લોકોનો આદર તેના પ્રત્યે ઓછો થાય એમાં કંઈ આશ્ચર્ય નથી.

આ દેશમાં કોઈ પણ રાજદ્વારી પક્ષ એટલો સબળ

નથી કે જે કોંગ્રેસનો મુકાબલો કરી શકે આથી કોંગ્રેસના આગેવાનો નિશ્ચિત છે અને તે પોતાનું ધાર્યું કરી શકે છે પરંતુ લોકશાહીના રક્ષણની દૃષ્ટિએ આ વસ્તુસ્થિતિ ઇષ્ટ નથી તેનો મુકાબલો કરી શકે તેવો એક બળવાન રાજદ્વારી પક્ષ હોવો જ જોઈએ અને તો જ તેના પર યોગ્ય નિયંત્રણ રહી શકે ઇગ્લેંડ અને અમેરિકામા આ જાતના પક્ષો છે અને તે ત્યાની લોકશાહીનુ રક્ષણ કરવામા ઉપયોગી નીવડેલ છે

શ્રી નહેરુજીએ ચીનને ઘણુ સભાળ્યુ હતુ, છતા સને ૧૯૬૨ મા આપણા દેશ પર હુમલો કર્યો હવે પાકિસ્તાન સાથે ભળેલ છે અધી જ સરહદોમા રોજ નાના-મોટા હુમલાઓ થાય છે તેમની નિયત આપણને આર્થિક રીતે બેહાલ બનાવવાની છે

પાકિસ્તાનને આકાશ-પાતાળ એક કરીને પણ કાશ્મીર મેળવવુ છે છેલ્લે છેલ્લે તાશ્કંદ-કરાર કર્યા, તે પાળવાની પણ તેની તૈયારી નથી કોઈ બહાનુ મળે કે તેને તોડી પોતાની મૂળ વાત ઉપર આવવુ છે તે આમા કેટલા અંશે ફાવશે ? તે જુદી વાત છે, પણ તેનાથી સદા ચેતતા રહેવુ પડે, એવી સ્થિતિ સર્જાઈ છે

ચીનને આસામ કે એવો જ બીજો કોઈ પ્રદેશ જોઈએ છે કે જ્યા તે અડ્ડો જમાવી શકે અને જ્યાથી તે હિંદી ગેરીલાઓ ઊભા કરી નજીકના પ્રદેશોમા મોટી ભાંગફોડ કરી શકે તેની એવી મક્કમ ધારણા છે કે જો ભારતમાં ગરીબાઈ

અને અહીં સુધી ફેલાશે તો તે જરૂર સામ્યવાદી બની જશે અને એ રીતે પોતાના પક્ષમા ભળી જશે, એટલે તે આપણી સરહદ પર મોટા લશ્કરનો જમાવ કરીને આપણને સતત ભયમા મૂકી રહેલ છે

આપણા રાજકારી નેતાઓ તેનાથી વાકેફ છે પણ આ જાતની પરિસ્થિતિને લીધે આપણા રક્ષણનુ ખર્ચ ઘણુ જ વધી જવા પામ્યુ છે અને તે માટે આપણા લોકોને ઘણા મોટા કર ભરવા પડે છે આવી સ્થિતિ વધારે વખત ચાલશે તો આપણા આર્થિક તંત્ર પર ભારે અસર થશે, એમા કોઈ શક નથી.

ભારતની સરહદ પર જે પરિસ્થિતિ પ્રવર્તી રહી છે તે જોતા ભારતે એક અને અખંડ રહેવુ જ જોઈશે અન્યથા તેને અસાધારણ મુશ્કેલીનો સામનો કરવો પડશે. આમ છતા પ્રાંતવાદ વધતો જાય છે અને તે માટે હિંસક તોફાનો થઈ રહ્યા છે પ્રથમ આસામ ઊઠ્યુ પછી મહારાષ્ટ્ર અને ગુજરાતનુ વિભાજન થયુ હવે પંજાબી સૂબાની માગણીનો સ્વીકાર થયો છે અને તેને લીધે પંજાબની પરિસ્થિતિ અશાંત બની ગઈ છે તેનુ નિરાકરણ જરૂર શોધી કાઢવામા આવશે પણ આ બધુ જોયા પછી મહાકોશલ, વિદર્ભ વગેરેના અલગ રાજ્યો રચવાની માગણી થવાનો સંભવ રહે છે અને એ રીતે પ્રાંતોની સંખ્યા વધી જતા અનેક અણધાર્યા પ્રશ્નો ઊભા થશે એ નિશ્ચિત છે

મને તો એમ લાગે છે કે પૂજ્ય ગાંધીજીએ વ

સુધી તપશ્ચર્યા કરીને રાષ્ટ્રીય જીવનમા જે એકતા આણી હતી, તેનો આજે ભગ થઈ રહ્યો છે અને તેના પરિણામો માઠા આવશે જો દરેક પ્રાત પોતાનુ જ હિત વિચારે અને સમષ્ટિગત હિતને ગૌણ કરે તો કેન્દ્રની સત્તા નબળી પડે એ દેખીતુ છે આજે પણ કેન્દ્રની સત્તા જોઈએ તેવી મજબૂત તો નથી જ અને તે વધારે નબળી પડે તો ઉજ્જ્વલ ભવિષ્યની આશા શી રીતે રાખી શકાય ?

ભારતની પ્રાચીન સસ્કૃતિમા અપરિગ્રહ અને દાનને મહત્ત્વ આપવામા આવ્યુ હતુ અપરિગ્રહ એટલે જોઈએ તે કરતા વધારે સપત્તિનો સગ્રહ કરવો નહિ, અને દાન એટલે પોતાની પાસે વધારે સપત્તિ હોય તેનુ જરૂરીઆતવાળાને સપ્રેમ વિતરણ કરવુ આથી સપત્તિની સમાન વહેચણી થતી હતી અને પ્રજાનો દરેક વર્ગ સુખી હતો

પરતુ આજે જેમ અને તેમ વધારે સપત્તિ એકઠી કરવાનો મહુને મોહ જાગ્યો છે અને દાનની ધારા સકોચાઈ ગઈ છે વળી જે દાનો થાય છે, તે ત્યાગભાવનાથી નહિ, પણ નામ કે કીર્તિ કમાઈ લેવાના મોહથી થાય છે આથી એક બાજુ ધનના ઢગલા અને બીજી બાજુ કાળી ગરીબી એવી બે અસમાન અવસ્થાઓ ઊભી થઈ છે

આ સ્થિતિનુ નિવારણ કરવા કોંગ્રેસે સમાજવાદી સમાજની રચનાનો સિદ્ધાત સ્વીકાર્યો છે તેમા રાજા, મહારાજા અને જમીનદારો તો ગયા જમીન-સુધારણાના કાયદા (લેન્ડ રિફોર્મ એકટ)થી ખેતીના ક્ષેત્રે પણ જમીનદારી ગઈ હવે

મૂડીવાદને વિખેરવા માટે કરવેરા તથા બીજી પદ્ધતિઓ શરૂ થઈ છે.

વીમા, વાહનવ્યવહાર તથા નાણાંના ઉદ્યોગો આદિ સરકારે પોતાના હાથમાં લીધેલ છે અને આયાતી । અમુક વ્યાપાર માટે ટ્રેડીંગ કોર્પોરેશનોની રચના થઈ છે. બંકો અને બીજાં કારખાનાંનું રાષ્ટ્રીયકરણ હાથ મુકાવવાનું છે પણ તે ક્યારે આકાર લેશે, તે કહી શકાય એમ નથી.

જેનો રાજા વ્યાપારી તેની પ્રજા ભિખારી એ એક જૂની કહેવત છે અને તે ઘણા અંશે સાચી છે. રાજ્યસત્તા બધા અનાજના વ્યાપારો હાથ કરે તો વ્યાપારી તથા બીજા વર્ગોને ભૂખે જ રોવું પડે, એ દેખીતું છે પણ સત્તાધારીઓના ગળે આ વાત ઉતરતી નથી. જે વ્યાપારીઓએ આઝાદીની લડત લડવા માટે છૂટા હાથે નાણું આપ્યું છે તથા ચૂંટણીઓ વગેરેમાં ઘણી મદદ કરી છે તે જ વ્યાપારીઓને આજે કાળા બજારિયા, ચોર વગેરે કહીને ઉતારી પાડવામાં આવે છે અને તેમના હિત સામું જરા પણ જોવામાં આવતું નથી. આથી આજે સમસ્ત વ્યાપારીવર્ગના રાજ્યકર્તાઓ પ્રત્યે ભારે અસંતોષ ફેલાઈ રહેલો છે.

કેટલાક રાજકારી નેતાઓ એમ માને છે કે આપણે ખેડૂતો અને મજૂરોને સાચવી લઈએ, એટલે બસ. કારણ કે મતનો મોટો ભાગ તેમાંથી જ આવવાનો છે પણ આ કંઈ ન્યાયી વલણ નથી. રાજ્યકર્તાઓએ તો પ્રજાના દરેક વર્ગનું હિત જોવાનું છે અને એ રીતે વ્યાપારી તથા સામાન્ય વર્ગના હિત તરફ જરાપણ ઉપેક્ષા કરી શકાય નહિ.

અહીં હું એ પણ જણાવવા ઈચ્છું છું કે વ્યાપારી-ઓમા વ્યાપાર કરવાની જે કુનેહ, આવડત અને અનુભવ છે, તેનો સોળમો ભાગ પણ સરકારે નિમેલા અધિકારીઓમા નથી અને તેથી દેશના કોડો રૂપિયા નકામા વેડફાઈ જાય છે. તેના કિસ્સાઓ છાશવારે ને છાશવારે છાપાઓમા છપાય છે, છતા આખ ઉઘડતી નથી, એ ખરેખર! ઘણુ ખેદજનક છે આ દૃષ્ટિએ પણ વ્યાપારીઓનો સાથ લેવાની ખાસ જરૂર છે

ભારતના સરક્ષણપ્રધાન શ્રી યશવતરાવ ચૌહાણે થોડા વખત પહેલા જ કહ્યુ હતુ કે 'આઝાદી મેળવવી સહેલી છે, પણ તેને જાળવવી મુશ્કેલ છે' હું તેમના આ વિચાર સાથે સપૂર્ણ સહમત થાઉ છુ, પણ તેમા એટલુ ઉમેરુ છુ કે આપણને મળેલી આઝાદી જાળવી રાખવી હોય તો આપણી સ્વાર્થવૃત્તિ પર અકુશ રાખવો પડશે, પ્રાતીયવાદને જાકારો આપવો પડશે અને આપણે બધા એક જ ભારત માતાના સતાન છીએ, એ વાત બધાના મનમા બરાબર ઠસાવવી પડશે ઉપરાત શ્રી નહેરુજીએ કહ્યુ હતુ તેમ આરામને હરામ કરવો પડશે અને શ્રમદાન કરવામા તત્પર રહેવુ પડશે

આપણા પર કરજનો બોજો વધતો જ જાય છે સીધુ કરજ રૂા ૪૪ અબજ થઈ ચૂક્યુ છે તેમ ૪૮૦ પી. એલ અમેરિકાની તેમજ બીજી લોનોના મળી રૂા ૩૦-૩૫ અબજનુ કરજ બીજુ પણ થયુ છે આ રીતે લગભગ ૮૦ અબજ રૂપિયાના કરજનો ભાર આપણા માથે લદાયો છે ઉપરાત સરકારે દેશની અદરથી લોકો પાસેથી મોટી લોનો

ભરાવી છે તે જુદી. આ બધાનું વાર્ષિક વ્યાજ લગભગ ૪ અબજ રૂપિયા જેટલું થાય છે અને તે માટે આપણે ભારે કરવેરા ભરવા પડે છે.

સરકારની કાગળ પરની યોજનાઓમાંથી કેટલીકનો અમલ થાય છે અને તેમાં પણ પુષ્કળ પૈસા ખવાઈ જાય છે એટલે માત્ર તેના પર ભરોસો રાખી શકાય તેમ નથી. એ માટે તો લોકોએ પોતે જ સાવધ બનીને ભારે પરિશ્રમ કરવો પડશે, અન્યથા દેવાળું કાઢીને કોમ્યુનિસ્ટ બની જવાનો વખત આવશે.

હું અંતરથી ઇચ્છું છું ને પરમાત્માને પ્રાર્થના કરું છું કે તે ભારતને આ હદે પહોંચતા બચાવી લે અને તેણે મેળવેલી આઝાદીનું સંપૂર્ણ રક્ષણ કરે.

[ ૩૯ ]

## શિક્ષણ વિષે મારા વિચારો

ગત પ્રકરણોમાં મેં સામાજિક ધાર્મિક તથા રાષ્ટ્રીય જીવન વિષે મારા વિચારો દર્શાવ્યા. હવે હું શિક્ષણ વિષે મારા વિચારો દર્શાવીશ.

શિક્ષણને આપણે સામાન્ય રીતે કેળવણી કહીએ છીએ કારણ કે તેમાં બાહ્ય જ્ઞાનેન્દ્રિયો તથા મનને કેળવવાનું કાર્ય મુખ્ય હોય છે. જે શિક્ષણ જ્ઞાનેન્દ્રિયોને કાર્યક્ષમ બનાવે નહિ તથા મનનો વિકાસ કરી તેની ધારણાશક્તિ, કલ્પનાશક્તિ તથા વિવેકશક્તિ અર્થાત્ બુદ્ધિને ખીલવે નહિ, તે સાચા અર્થમાં કેળવણી કહેવાય નહિ.

પ્રાચીનકાળમા કેળવણીનો અર્થ આથી વધારે ઊડો થતો, એટલે કે તેમા આત્માને કેળવવાનો પણ સમાવેશ થતો જો આત્મા કેળવાય તો દયા, સયમ, સત્ય, નમ્રતા, ત્યાગ, તપ વગેરે ગુણો ખીલી ઉઠે અને તેના આધારે તે મુક્તાવસ્થા સુધી પહોચી શકે 'सा विद्या या विमुक्तये ।' એ તે વખતનુ પ્રસિદ્ધ સૂત્ર હતુ

પ્રાચીન ભારતનો આ આદર્શ તો આજે લગભગ વિસરાઇ ગયો છે, પણ કેળવણીનો જે સ્થૂલ અર્થ કરીએ છીએ, તે અર્થમા પણ આજે કેળવણી કયા અપાય છે? વર્ષો સુધી શાળામા શિક્ષણ લીધા પછી પણ જ્ઞાનેન્દ્રિયો કાર્યક્ષમ બનતી નથી કે ધારણાશક્તિ, કલ્પનાશક્તિ અને બુદ્ધિનો જોઇએ તેવો વિકાસ સધાતો નથી

વિદ્યાર્થીના મનમા માત્ર માહિતી ભરવી, તેને શિક્ષણ કહી શકાય નહિ, પણ આજે મુખ્યત્વે એ જ કાર્ય ચાલી રહ્યુ છે અને તેનુ જ એ પરિણામ છે કે શાળા–મહાશાળાઓમાથી બહાર પડતા વિદ્યાર્થીઓને જીવનના પ્રત્યક્ષ કાર્યોમા જોડાતા ઘણી મુશ્કેલી પડે છે

આઝાદી મળ્યા પછી શાળાઓની સખ્યા વધી છે અને તે અગે ઘણા મકાનો બધાયા છે, પણ શિક્ષણપદ્ધતિમા ખાસ સુધારો થયો નથી મને તો એમ પણ લાગે છે કે આપણા દેશના જે મહાન નેતાઓ હતા, તે બધા આઝાદી મળ્યા પછી રાજકીયક્ષેત્રમા જ રોકાઇ ગયા અને તેમાના કોઈએ પણ શિક્ષણ પર પોતાનુ લક્ષ્ય કેન્દ્રિત કર્યું નહિ

જો તેમણે પોતાનું લક્ષ્ય શિક્ષણ પર કેન્દ્રિત કર્યું હોત તો આજની શિક્ષણપદ્ધતિમાં ધરમૂળના કેટલાક ફેરફારો જરૂર થયા હોત અને તેણે આપણા યુવાનોનાં દિલ તથા દિમાગને નવી જ રોશનીથી ચમકાવી દીધાં હોત.

શિક્ષણની આધુનિક પદ્ધતિમાં સુધારા કરવા અંગે નિષ્ણાતોની સમિતિઓ નીમાય છે, તેની બેઠકો પણ મળે છે અને તે અંગે સારો એવો ખર્ચ પણ થાય છે, પરંતુ તેની ભલામણોનો ખાસ અમલ થતો નથી અથવા તો અંશતઃ જ અમલ થાય છે.

આઝાદીના અઢાર વર્ષમાં આપણા વિદ્યાર્થીઓએ વિનય અને સંયમના બદલે બેશિસ્ત અને વિલાસનાં વિકૃત પ્રદર્શનો કર્યાં છે. તેઓ આજે નાની નાની બાબતોમાં ઝઘડા વહેડે તોફાનો કરે છે અને એવી ભાગફોડ કરતા પણ અચકાતા નથી. આ બાબતમાં થોડા વખત પહેલાં આપણા રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણનજીએ ઘેરી ચિંતા પ્રગટ કરી હતી અને આજના શિક્ષણક્રમમાં ધાર્મિક તથા નૈતિક કેળવણી દાખલ કરવાની જોરદાર હિમાયત કરી હતી.

આપણું રાજ્ય સેક્યુલર સ્ટેટ છે એ વાત સાચી; પણ તેણે ધર્મ અને નીતિ સાથે છૂટાછેડા કર્યા નથી. તો પછી તેને શિક્ષણના ક્રમમાં યોગ્ય સ્થાન શા માટે અપાતું નથી? આજથી પચીસ વર્ષ પહેલાં શ્રી શ્રીપ્રકાશજીના અધ્યક્ષપદે રાજા-મહારાજાઓમાં ધાર્મિક-નૈતિક કેળવણી દાખલ કરવા માટે એક સમિતિ નીમાઈ હતી, તેણે આ વસ્તુ પર ખાસ ભાર મૂક્યો હતો.

આપણે ધાર્મિક ઝઘડામા ન પડીએ, પણ ધર્મથી સર્વથા રહિત બનીએ અને નીતિનિયમોની પણ અવગણના કરીએ, તો આપણુ વ્યક્તિગત, કૌટુબિક, સામાજિક કે રાષ્ટ્રીય જીવન ઉન્નત થાય શી રીતે? હલકી સ્વાર્થભાવના ઉન્નતિમા અ તરાયરૂપ નીવડવાની કે જે આજે નીવડી રહી છે અને આપણા જીવનનો સ્તર ઘણો નીચો ઉતારી રહી છે

પૂજ્ય ગાધીજી તથા વિનોબાએ આશ્રમો ખોલીને તથા ખાસ શાળાઓ સ્થાપીને શિક્ષણનો જે આદર્શ આપણી સામે ખડો કર્યો છે, તેને આજનુ શિક્ષણત ત્ર લક્ષ્યમા લેતુ નથી, એટલુ જ નહિ પણ તેના પર ગ ભીર વિચાર પણ કરતુ નથી તે પોતાની દૃષ્ટિ મુખ્યત્વે યુરોપ—અમેરિકા ભણી રાખીને જ શિક્ષણનો ક્રમ ગોઠવે છે અને તે અનુસાર શિક્ષણસ સ્થાઓ વિદ્યાર્થીઓને શિક્ષણ આપે છે

હાલની શિક્ષણપદ્ધતિમા વિષયો ઘણા છે અને દરેક વિદ્યાર્થીને ઓછામા ઓછી ત્રણ તો ભાષાઓ જ શીખવી પડે છે આથી વિદ્યાર્થીના મન પર બોજો પડે છે અને કોઈ-પણ વિષયનુ સ ગીન જ્ઞાન મળતુ નથી આગળ વિષયો થોડા શીખવાતા, પણ તે બરાબર શીખવાતા અને તેથી વિદ્યાર્થીને ઘણો લાભ થતો

હુ તો ઓછુ ભણ્યો છુ, પણ એ વખતે ગણિતનુ જે જ્ઞાન મળેલુ, તેના આધારે ગમે તેવો હિસાબ ગણવો હોય તે ચપટી વગાડતા ગણી લેતો આજે ચાલુ ફોને પણ હિસાબ ગણીને ગ્રાહકને પડતર વગેરે અ ગે જોઈતી માહિતી

આપી શકે છે જ્યારે આજનો મેટ્રિક ભણેલો કોઈ જિમન કે મૅન્યુઅલ મૂર્તિથી હિસાબ ગણી શકતો નથી તે માટે તેને કાગળ-પેન્સિલનો ઉપયોગ કરવો પડે છે અને તેમા પણ ઘણી વાર ભૂલનો સંભવ હોય છે ગણિતની આ ગણ્યા વ્યવહારમા રોજ જરૂર પડે છે છતા આ ગણ્યા શિક્ષિતોની આ હાલત છે

આજે ઓછા પગારના કારણે શિક્ષકોને ટ્યુશનની છૂટ આપવામા આવે છે પરંતુ એક શિક્ષક કેટલા ટ્યુશન કરે ! એનુ કોઈ નિયંત્રણ નથી, એટલે શિક્ષકનુ મુખ્ય ધ્યાન શાળાના વર્ગો પર નહિ પણ ટ્યુશનની સંખ્યા અને તેના પગાર પર રહે છે અને શાળાના વર્ગોમા તે બરાબર શીખવતો નથી જો વાલી તેની સાથે આ બાબતમા ચર્ચા કરે તો એમ કહેવામા આવે છે કે તમારા છોકરા માટે ટ્યુશન રાખી લો એટલે બધુ બરાબર થઈ જશે.

આ ટ્યુશનખોરીમાથી બીજા પણ ઘણા અનિષ્ટો જન્મે છે પરંતુ અહી તેની વિગતમા ઉતરવા માગતો નથી મારા કહેવાનો સાર એટલો જ છે કે આજની શિક્ષણપદ્ધતિ સુધારવી હોય તો આ પ્રશ્ન ઉપર પણ ગંભીરતાથી વિચાર કરવાની જરૂર છે જો તેનો સફળ ઉકેલ લાવી શકીએ નહિ તો શિક્ષણ પાંગળુ જ રહેવાનુ પછી તેનો ક્રમ ગમે તેવો ઘડવામા આવે.

હાલના શિક્ષણની સહુથી મોટી ખામી એ છે કે તે લીધા પછી વિદ્યાર્થીને શારીરિક શ્રમ કરવાની વૃત્તિ રહેતી નથી તે પોતાના બાપદાદાનો પરંપરાગત ધંધો-રોજગાર

કરવાને બદલે ઉજળા કપડા પહેરીને ટેબલ-ખુરશી પર બેસવાનુ વધારે પસદ કરે છે, પછી તેમા આવક ભલે ઓછી હોય

અગ્રેજોએ આપણા દેશમા નવી ઢબની કેળવણી દાખલ કરી, ત્યારે તેમનો ઉદ્દેશ સરકારી તત્રમા જોઇતા કારકુનો વગેરે ઊભા કરવાનો હતો, એટલે તેમણે આખુ તત્ર એ રીતે જ ગોઠવ્યુ તેની છાયા હજી સુધી ગઈ નથી, પરતુ આપણે હવે એક આઝાદ રાષ્ટ્ર તરીકે જીવવુ છે અને તેને લગતી અનેકવિધ ફરજો બજાવવાની છે, એટલે શ્રમ પ્રત્યે રુચિ અને માન કેળવવા જ પડશે અને ધધા-રોજગારના દરેક ક્ષેત્રને સભાળવા પડશે

જર્મન, જાપાન વગેરે બીજા મહાયુદ્ધમા બરબાદ થઈ ગયા હતા, તેમના ઉદ્યોગ-ધધા પડી ભાગ્યા હતા અને આર્થિક દૃષ્ટિએ દેવાળિયા જેવી સ્થિતિ થઇ ગઇ હતી, પણ તે દેશની પ્રજામા ભારે શ્રમ કરવાની ટેવ હતી, એટલે તેઓ થોડા જ વખતમા ઉપર આવી ગયા અને આજે તો આપણને પણ લોનો આપે છે જો આપણી સ્થિતિ સુધારવી હોય અને માનભર જીવવુ હોય તો આપણે આ પ્રજાઓ પાસેથી શ્રમનો ગુણ શીખી લઈએ અને તેને આપણા જીવનમા વણી દઈએ.

શિક્ષણમા સૈદ્ધાતિક (Theoretical) તથા ક્રિયાત્મક (Practical) એ બને જ્ઞાનોને સરખુ સ્થાન આપવુ [illegible] પણ આપણે ત્યા સૈદ્ધાતિક જ્ઞાનને મુખ્ય અને

ક્રિયા માત્ર જ્ઞાનને ગૌણ કરવામાં આવે છે પરિણામે તેનો સર્વાંગી વિકાસ થતો નથી.

ભગાભાઈને શાળામાં શિક્ષણ આપ્યું ગણિતનો વિષય શીખવવામાં આવ્યો અને સરાસરી કેમ કાઢવી? તેનું જ્ઞાન આપવામાં આવ્યું હવે એક વખત તે પોતાના કુટુંબ સાથે બહારગામ જવા નીકળ્યા ત્યાં રસ્તામાં નદી આવી. તેનું પાણી કેટલીક જગ્યાએ છીછરું હતું અને કેટલીક જગ્યાએ ઊંડું હતું તો કેટલીક જગ્યાએ વધારે ઊંડું હતું પણ ભગાભાઈએ તો પોતાને શાળામાં પ્રાપ્ત થયેલા ગણિત જ્ઞાનના આધારે પાણીની સરેરાશ ઊંડાઈ કાઢી અને આ નદી પાર કરવામાં વાંધો નહિ આવે એવો નિર્ણય કરી બધાને નદી ઊતરવાનું સૂચન કર્યું તેઓ નદી ઊતરવા લાગ્યા પણ પાણી સાત-આઠ ફુટ ઊંડું આવ્યું કે બધા ડૂબી ગયા.

આ દાખલો ગુજરાતના પ્રસિદ્ધ કવિ દલપતરામ ડાહ્યાભાઈએ સ્વરચિત પીંગળમાં ટાંકેલો છે તેનો સાર એ છે કે માણસો માત્ર સૈદ્ધાંતિક જ્ઞાન મેળવે, તેથી વ્યવહાર ચાલતો નથી તેણે ક્રિયાત્મક જ્ઞાન પણ મેળવવું જોઈએ અને સામાન્ય સમજનો પણ વિકાસ કરવો જોઈએ.

વ્યવહારુ પ્રત્યક્ષ કામ કરવાની બીન આવડતને લીધે આપણી મોટી મોટી યોજનાઓ સફળ થતી નથી અને કેટલું નુકસાન વેઠવું પડે છે અને ૧૯૬૬–૬૭ માં ગુજરાત સરકારે ડાંગ વિસ્તારના આદિવાસી કુટુંબોને મદદ

કરવા માટે ૧૦૦ બળદ અને ૫૦ ગાયો રૂા ૨૭૪૦૦ ના ખર્ચે ખરીદ્યા હતા હવે તે બળદો તથા ગાયો ખરીદ્યા પછી તરત જ તેમાના ૫૪ બળદો અને ૪૧ ગાય મરી ગયા હત 'આમ કેમ બન્યુ ?' તેનુ કારણ પૂછ્યુ, તો લાગતાવળગતા અધિકારીઓએ જણાવ્યુ કે, 'આ ઢોરોને ત્યાનુ હવામાન અનુકૂળ આવ્યુ નહિ' આ તો 'હોઠ સાજા-તો ઉત્તર ઝાઝા' જેવી વાત હતી પાછળથી હિસાબ ઓડિટ થયો, ત્યારે હિસાબ ઓડિટ કરનારે ટીકા કરી કે આ જાન વરો ખરેખર મરી ગયા હતા કે ખોવાઈ ગયા હતા, તે કહેવુ મુશ્કેલ છે અને તે અગે સરકારે તપાસ કરવી-જોઈએ, એટલે સરકારે તપાસ હાથ ધરી -

આ કિસ્સામા કોઈ અધિકારી બદદાનતથી વર્ત્યા હોય તો જુદી વાત છે, પણ તેમણે ખરેખર આટલા ઢોર ખરીદ્યા હોય અને તેમાનો આટલો મોટો ભાગ તરત જ મરી ગયો હોય તો તેમના વ્યાવહારિક જ્ઞાન માટે શુ સમજવુ ?' આવા છબરડાઓ તો રોજ બને છે, એટલે સૈદ્ધાતિક જ્ઞાન સાથે વ્યાવહારિક જ્ઞાનની પણ પૂરી જોગવાઈ થવી જોઈએ

ભણતર સાથે ગણતર જોઈએ અને ગણતર સાથે ચણતર જોઈએ તાત્પર્ય કે મનુષ્યે શાળાનુ શિક્ષણ લીધા પછી વ્યાવહારિક જ્ઞાન મેળવવુ જોઈએ અને અમુક બાબતમા સફળ થઈશુ કે નહિ ? તથા સફળ થવુ હોય તો શી રીતે થવાય ? વગેરેની ગણના કરતા આવડવી જોઈએ તે સાથે ચારિત્રનુ ચણતર પણ જોઈએ જેથી કોઈ પણ કાર્યનો

સ્વીકાર કર્યાં પછી તેને મક્કમતાથી વળગી રહેવાય અને તેને પાર પાડ્યા પછી જ અંતરને હાશકારો થાય.

મેં તો થાગડથીગડ શિક્ષણ મેળવીને જ જીવનમાં ઝંપલાવ્યું પરંતુ ત્યાં અનુભવ જ્ઞાન ઘણું મળ્યું એટલે મારું મન ખુલી ગયું અને ગમે તેવું સાહસ ખેડવું હોય તો પણ ખેડવાને સમર્થ થયો. બીજા પણ અનેક મહાનુભાવોના ચરિત્રમાં આ જ વસ્તુ જોવામાં આવી છે. તેથી જ ભણતરની સાથે ગણતરની અને ગણતરની સાથે ચણતરની હું ખાસ હિમાયત કરું છું.

વાસ્તવમાં પરીક્ષાના વાર્ષિક પરિણામ ઉપર જ વિદ્યાર્થીની લાયકાત ગણાય છે અને આ પરીક્ષાઓ મુખ્યત્વે પેપરોથી જ લેવાય છે. એન્જીનીયરીંગ તથા મેડીકલ લાઈન આદિમાં ફક્ત પ્રથમ વર્ગ કે તેની નજીકના ગુણો (માર્ક) હોય તો જ પ્રવેશ મળી શકે છે જ્યારે આગળ વધેલા દેશોમાં આ પદ્ધતિ નથી. ત્યાં વિદ્યાર્થીનું ઘડતર કામ તેનો શિક્ષક કે પ્રાધ્યાપક (પ્રોફેસર) જુએ છે અને તેનું સામાન્ય જ્ઞાન તથા વ્યવહારુ આવડત એ બધું લક્ષમાં લીધા પછી જ તેને જુદી જુદી લાઈનમાં પ્રવેશ અપાય છે.

આજે તો વિશ્વભરમાં ઝડપથી ક્રાંતિ આવી રહી છે અને દરેક વસ્તુનું મૂલ્ય બદલાઈ રહ્યું છે. વળી જગતની ઝડપથી વધી રહેલી વસ્તી આપણી સામે અનેક પ્રશ્નો ખડા કરી રહી છે. આ પરિસ્થિતિમાં દરેક મનુષ્ય પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવી શકે તે જાતનો શિક્ષણક્રમ રચવો જોઈએ અને તે વહેલામાં વહેલી તકે રચવો જોઈએ.

# [ ૪૦ ]

## જીવનયાત્રા

માનવજીવનની યાત્રા સફળતાથી પૂરી કરવા માટે મારા જે વિચારો ઘડાયા છે, તે આ પ્રકરણમા રજૂ કરુ છુ

બાલ્યાવસ્થામા આપણી બુદ્ધિનો વિકાસ પૂરતો હોતો નથી, એટલે આપણ હિતાહિત સમજી શકતા નથી આ અવસ્થાનો મોટો ભાગ રમત-ગમતમા તથા વ્યાવહારિક શિક્ષણ લેવામા પૂરો થાય છે, પરંતુ મનુષ્ય યુવાનીમા પ્રવેશ કરે ત્યારે તેની સમજણ ઠીક ઠીક વિકાસ પામેલી હોય છે 'સોળે સાન અને વીશે વાન' એ કહેવત પ્રસિદ્ધ છે આ વખતે તેણે પોતાનો જીવનપથ નક્કી કરી લેવો જોઈએ અને પછી તે જ પથ પર ચાલવાનુ રાખવુ જોઈએ. તો જ તે એક દિવસ ઇષ્ટ સ્થાને પહોચી શકે અને પોતાની જીવનયાત્રા સફલ કરી શકે જેને ક્યા જવુ છે? તેનો ખ્યાલ નથી, તે ક્યા પહોચવાનો?

પરંતુ દિલગીરીની વાત છે કે ઘણા ખરા મનુષ્યો યુવાનીમા પ્રવેશ કરવા છતા પોતાનો જીવનપથ નક્કી કરતા નથી અને જે માર્ગ મળ્યો ત્યા ચાલવા લાગે છે પરિણામે તેમના જીવનના ઘણા કિમતી વર્ષો વેડફાઈ જાય છે ઘડીમા ઉત્તર, ઘડીમા દક્ષિણ, ઘડીમા પૂર્વ, ઘડીમા પશ્ચિમ, એમ વારવાર દિશા બદલીને ચાલનારો મનુષ્ય આખરે ક્યા પહોચે?

જીવન સીધી લીટી જેવુ નથી અને બધાને સીધો માર્ગ મળી શકતો નથી, એ વાત સાચી છે તે માટે તેને

પ્રારંભમાં કેટલાક પ્રયત્નો જરૂર કરવા પડે છે પરંતુ સમજુ મનુષ્યના મનમાં એટલું તો નિશ્ચિત હોવું જોઈએ કે મારે અમુક પ્રકારનું જીવન જીવવું છે અને વ્યવહારનું કામ તે ક્ષેત્ર હાથ લાગે તો પણ મારે મારી જીવનયાત્રા સફળ કરવી છે જો તેના મનમાં આવો કોઈ નિશ્ચય ન હોય તો તેની જીવનયાત્રા દરમિયાન કોઈ મહત્ત્વની સિદ્ધિ થતી નથી અને તે પોતાને બચાવવા મોક કરતો પૂરેપૂરો બચાવી શકતો નથી

જીવનયાત્રા દરમિયાન સોબતીની જરૂર પડે છે એ સોબતીનું કામ કોઈ વખત વડીલો કરે છે કોઈ વખતે શિક્ષકો કરે છે કોઈ વખત ધર્મગુરુઓ કરે છે તો કોઈ વખત સમાજના આગેવાનો કરે છે પરંતુ આખરે તો પોતે જ પોતાના સોબતી બનવાનું છે અંતરની સાચી સૂઝ વિના એ કામ બની શકતું નથી.

આપણે ધન, અધિકાર કે બુદ્ધિનો ઘમંડ છોડીએ અને વિનમ્ર બની ઈશ્વરની પ્રાર્થના કરીએ તો અંતરમાંથી સત્યનો પ્રકાશ સાંપડે છે અને તે આપણી જીવનયાત્રાને સફળ બનાવવામાં ઘણો ઉપયોગી થાય છે

આ જીવનમાં મુશ્કેલી કોને નથી આવતી? મુંઝવણ કોને નથી સતાવતી? ઘણા માણસો આવા વખતે હિંમત હારી જાય છે કે ન કરવાનું કરી બેસે છે પણ જો તેઓ એકાંતમાં બેસી વિનમ્રભાવે ઈશ્વરની પ્રાર્થના કરે તો મુશ્કેલી-મુંઝવણનો ઉપાય જડી આવે છે અને તે અવશ્ય સફળ થાય છે

આપણા મહાપુરુષોએ ઈશ્વરના દર્શન કર્યાં હતા અને આપણે પણ ઈશ્વરના દર્શન કરી શકીએ, પણ તે માટે આપણા અંતરમા તાલાવેલી હોવી જોઈએ નદીઓ, સરોવરો, મેદાનો, પહાડો, સાગર, ધરતી તથા જીવજંતુ અને વનસ્પતિની વિશાળ સૃષ્ટિ આપણને ઈશ્વરી સત્તાનુ ભાન કરાવે છે

નિરાકાર ઈશ્વરને આપણે જોઈ ન શકીએ પણ તેનુ ભાન તો થાય જ છે અને સાકાર ઈશ્વરના દર્શન તો આપણને યુગે યુગે થાય છે રામ, કૃષ્ણ, મહાવીર, બુદ્ધ, ઈશુ, મહમ્મદ એ બધાને ઈશ્વરના સાકાર રૂપ સમજવા જોઈએ

થોડા વખત પહેલા કોઈએ પૂજ્ય વિનોબાને પૂછ્યુ હતુ કે 'શુ તમે આત્માને જોયો છે?' ઉત્તરમા પૂજ્ય વિનોબાએ કહ્યુ હતુ કે 'હા, મે આત્માને જોયો છે તે અનુભવથી દેખાય છે, દલીલોથી નહિ' આ શબ્દો આપણા બધાને માટે માર્ગદર્શન રૂપ છે

આપણે આ જીવનમા અનેકવિધ ધર્મોનુ–કર્તવ્યોનુ પાલન કરવાનુ છે તેનુ મુખ્ય સાધન શરીર છે, એટલે તેની રક્ષા કરવી જોઈએ અને તેમા રોગ કે વ્યાધિ પેસી ન જાય તેની સાવચેતી રાખવી જોઈએ આમ છતા કોઈ રોગ કે વ્યાધિ પેસી જાય તો તેને કુદરતી ઉપચારોથી દૂર કરવા જોઈએ કે તે માટેના સિદ્ધ ઉપાયો કામે લગાડવા જોઈએ

આપણુ જીવન બને તેટલુ સાદુ અને સાત્વિક રાખવુ, ભોગેચ્છાને પ્રબળ બનવા દેવી નહિ, પુરુષાર્થ કરતા

જે કંઈ મળ્યું તેનાથી સંતોષ રાખવો. નિત્ય થોડી કસરત કરવી કે યોગાસન કરવાં અને પ્રાણાયામનું પણ સેવન કરવું. આહાર આપણી પ્રકૃતિને અનુકૂળ અને માપસર લેવો. જીભને અંકુશમાં રાખવી. શરીરને નીરોગી અને સ્વસ્થ રાખવાની આ મુખ્ય ચાવીઓ છે.

શરીરની જેમ મનને પણ સાચવવાનું છે. નહિ તો જીવનયાત્રા બગડે છે અને તેનો સર્વ આનંદ ઊડી જાય છે. મનને સાચવવાનો અર્થ એ છે કે તેની ચંચળતા વધવી ન જોઈએ કે તે મલિન બનવું ન જોઈએ. જ્યારે ધન, અધિકાર કે અન્ય કોઈ વસ્તુની લાલસા વધી જાય છે ત્યારે મન અતિશય ચંચળ બને [redacted] અને તેથી એક પ્રકારનો ઉદ્વેગ અનુભવાય છે. પછી તેને કંઈ ગમતું નથી કે સારૂં લાગતું નથી.

એક વખત મને એક ધનાઢ્ય અમેરિકન મળ્યો. તેને મેં સ્વાભાવિક જ પૂછ્યું કે 'તમારું અહીં આવવાનું પ્રયોજન શું ?' તેણે કહ્યું: 'મારી પાસે ધન ઘણું છે અને ધંધો જોરદાર ચાલે છે, પણ ચિત્તને શાંતિ નથી. મને કોઈ વસ્તુમાં આનંદ આવતો નથી. એટલે બધું છોડીને શાંતિની શોધમાં અહીં આવ્યો છું. મેં સાંભળ્યું છે કે ભારતમાં એવા યોગીઓ અને સિદ્ધ મહાત્માઓ રહે છે કે જે શાંતિનો તરત અનુભવ કરાવી શકે.'

મેં કહ્યું: 'તમારે કોઈ યોગી કે મહાત્મા પાસે જવું હોય તો જરૂર જાઓ, પણ શાંતિ મેળવવાનો ઉપાય તમારી

પાસે જ છે જો સંપત્તિની લાલસા મર્યાદિત કરો અને મનને કોઈ સેવામય પ્રવૃત્તિમા જોડી દો તો જરૂર તમને શાંતિનો અનુભવ થશે '

તેણે કહ્યુ 'વાત સાચી છે મારા અંતરમા ઊંડે ઊંડે વ્યાપેલી ધનલાલસા જ મને જંપીને બેસવા દેતી નથી તેથી અનેક પ્રકારની યોજનાઓ ઘડુ છુ અને તેને અમલમા લાવવા માટે તત્પર બનુ છુ એમ કરતા મારુ ચિત્ત એટલુ ચંચળ બની ગયુ છે કે હવે તે શાંત રહી શકતુ જ નથી તમારી સુંદર સલાહ માટે આભાર'

તાત્પર્ય કે ચિત્તની ચંચળતા વધી ન જાય તે માટે આપણે સાવચેત રહેવુ જોઇએ

કામ, ક્રોધ, અભિમાન, કપટ, ઈર્ષ્યા, લોભ વગે મનને મલિન કરનારા છે, માટે તેનાથી બચાય તેટલુ બચવ જોઈએ કામલાલસા વધી કે મનની સ્વસ્થતાનો ભંગ થા છે ક્રોધનુ પરિણામ પણ એવુ જ આવે છે અભિમાનથ મનમા એક પ્રકારની જડતા પેદા થાય છે અને નમ્રતાઆ ગુણો નાશ પામે છે કે જેની ખાસ જરૂર છે કપટથી વક્ર આવે છે અને સરલતા ચાલી જાય છે કપટીનો કોઈ વિશ્વા કરતુ નથી અંગત મિત્રો પણ તેને તજી દે છે ર એકલવાયુ જીવન ગાળવાનો વખત આવે છે ઇર્ષ્યા સાક્ષાત્ અગ્નિનુ જ રૂપ છે તે આપણી માનસિક સ્વસ્થત જલાવી દે છે અને આપણા માટે બળતાની શય્યા તૈયાર છે લોભ આપણા વિવેકચક્ષુ ઉપર પડદો લાવી દે

એટલે કર્તવ્ય-અકર્તવ્યનું કશું દેખાતું નથી તેમજ અન્ય તોફાની આગ પ્રકટાવી દે છે એટલે ચિત્તની સ્વસ્થતા નાશ પામે છે ટૂંકમાં જીવનયાત્રા સફળ કરવી હોય તો માનસિક દોષોથી બચવું જોઈએ અને મનને બને તેટલું શાંત અને પવિત્ર બનાવવું જોઈએ.

સુખમાં છકી જવું નહિ અને દુઃખમાં હિંમત હારવી નહિ. અનુભવીઓએ આ વાત વારંવાર કહેલી છે છતાં હું તેનું ફરી ઉચ્ચારણ કરું છું કારણ કે મારી સામે આધુનિક સમાજનું જે દૃશ્ય ખડું છે તેમાં આ બંને વસ્તુનો અભાવ છે

સુખના દિવસો સદા ટકતા નથી. તે પણ એક વખત જવાને સરજાયેલા છે આવી આંતરિક શ્રદ્ધા રાખીને વર્તવાથી માન-મોભો જળવાઈ રહે છે અને કટોકટીમાંથી પસાર થઈ શકાય છે આવા વખતે જો હિંમત હારીએ અને આંખમાંથી આંસુ સારવા લાગીએ તો અન્યના દયાપાત્ર બનવાનો વખત આવે છે અને તેથી જીવનનું નૂર હણાય છે માટે દુઃખમાં હિંમત રાખવી, એ જ એક ઉપાય છે

ખર્ચ આવક પ્રમાણે રાખવો પણ કદી વધારે રાખવો નહિ. વધારે ખર્ચ રાખનારાને બીજા પાસેથી નાણાં ઉછીના કે કરજે લેવા પડે છે અને તેથી પ્રતિષ્ઠા ઘટે છે વળી ઉછીના લીધેલા નાણાં સમયસર પાછા આપી શકીએ નહિ તો આપણે જૂઠ બોલીએ છીએ કે આપણી દાનત વિષે સામાને શંકા આવે છે તેમાંથી છેવટે માનહાનિ થાય છે અને સંબંધ બગડે છે

ઘરખર્ચ માટે કરજ કરવુ, એ દેવાળાની નિશાની છે આવો માણસ કદી ઊંચો આવી શકે નહિ ધંધા-રોજગાર માટે કરજ કરવુ પડે, તે પણ જોઈ વિચારીને કરવુ કારણ કે વ્યાજ તો કરેલા કરજ પર રાત્રિ-દિવસ ચઢ્યે જાય છે જ્યારે કોઈ પણ પેઢી જાડુ વ્યાજ ભરવા માડે ત્યારે સમજવુ કે તેની હસ્તી હવે થોડા દિવસોની જ છે

આપણે કોઈ તીર્થની યાત્રાએ નીકળીએ છીએ તો ઘણી તૈયારી કરીએ છીએ, તો જીવનયાત્રા માટે કેટલી તૈયારી કરવી ઘટે ? આપણા વ્યક્તિત્વનો વિકાસ કરવો, સદ્ગુણોને ખીલવવા અને બને તેટલી સમાજની સેવા કરવી જ્યા જઈએ ત્યા પ્રેમ, નમ્રતા અને મધુર ભાષા વડે સામાના દિલ જિતી લેવા, એ ખરુ ડહાપણ છે કડુ ભાષાનો પ્રયોગ કદી પણ કરવો નહિ, કારણ કે તે મનુષ્યને જીવનભર સાલે છે

ફૂલ કરમાય છે, પણ તેની સુગધ પાછળ રહી જાય છે, તેમ મનુષ્યની જીવનયાત્રા પૂરી થાય છે, પણ તેના સત્કાર્યોની સુવાસ પાછળ રહી જાય છે, તેથી મનુષ્યે પોતાની જીવનયાત્રા દરમિયાન બને તેટલા સત્કાર્યો કરી લેવા જોઈએ

[ ૪૧ ]

## ઉપસહાર

નિવૃત્તિના સમય દરમિયાન હુ મારા જીવનપ્રસગોની નોધ કરતો ગયો અને મારો અલ્પ અનુભવ તેમજ મારા વિચારો ટપકાવતો ગયો આ રીતે જે લખાણુ તૈયાર થયુ, તે વાચતા-વિચારતા હુ અતર્મુખ બની શકીશ અને મારા

એ શી કલ્પના-આકૃતિઓમાં શું દેખાતું નથી તેમજ અસંતોષની આગ ભડકાવી દે છે એટલે ચિત્તની સ્વસ્થતા નાશ પામે છે. દુઃખમાં જીવનયાત્રા સફળ કરવી હોય તો માનસિક વિચારોથી બચવું જોઈએ અને મનને બને તેટલું શાંત અને પવિત્ર બનાવવું જોઈએ.

સુખમાં છકી જવું નહિ અને દુઃખમાં હિંમત હારવી નહિ. અનુભવીઓએ આ વાત વારંવાર કહેલી છે તેમ છતાં હું તેનું ફરી ઉચ્ચારણ કરું છું કારણ કે મારી સામે આધુનિક સમાજનું જે દૃશ્ય ખડું છે તેમાં આ બંને વસ્તુનો અભાવ છે.

સુખના દિવસો સદા ટકતા નથી. તે પણ એક વખત જવાના જ હોય છે. આવી આંતરિક શ્રદ્ધા રાખીને વર્તનારાની માન-મોભો જળવાઈ રહે છે અને કટોકટીમાંથી પસાર થઈ શકાય છે. આવા વખતે જો હિંમત હારીએ અને આ સમયથી આગળ સામના ના કરીએ તો અન્યના દયાપાત્ર બનવાનો વખત આવે છે અને તેથી જીવનનું નૂર હણાય છે. માટે દુઃખમાં હિંમત રાખવી, એ જ શ્રેષ્ઠ ઉપાય છે.

ખર્ચ આવક પ્રમાણે રાખવો, પણ કદી વધારે રાખવો નહિ. વધારે ખર્ચ રાખનારને બીજા પાસેથી નાણાં ઉછીના કે કરજે લેવા પડે છે અને તેથી પ્રતિષ્ઠા ઘટે છે. વળી ઉછીના લીધેલા નાણાં સમયસર પાછા આપી શકીએ નહિ તો આપણે જૂઠા ઠરીએ છીએ કે આપણી દાનત વિષે સામાને શંકા આવે છે. તેમાંથી છેવટે માનહાનિ થાય છે અને સંબંધ બગડે છે.

ઘરખર્ચ માટે કરજ કરવુ, એ દેવાળાની નિશાની છે આવો માણુસ કદી ઊંચો આવી શકે નહિ ધધા-રોજગાર માટે કરજ કરવુ પડે, તે પણુ જોઈ વિચારીને કરવુ કારણુ કે વ્યાજ તો કરેલા કરજ પર રાત્રિ-દિવસ ચડચે જાય છે જ્યારે કોઇ પણુ પેઢી જાડુ વ્યાજ ભરવા માડે ત્યારે સમજવુ કે તેની હસ્તી હવે થોડા દિવસોની જ છે

આપણે કોઈ તીર્થની યાત્રાએ નીકળીએ છીએ તો ઘણી તૈયારી કરીએ છીએ, તો જીવનયાત્રા માટે કેટલી તૈયારી કરવી ઘટે ? આપણા વ્યક્તિત્વનો વિકાસ કરવો, સદ્ગુણોને ખીલવવ અને બને તેટલી સમાજની સેવા કરવી જ્યા જઈએ ત્યા પ્રેમ નમ્રતા અને મધુર ભાષા વડે સામાના દિલ જિતી લેવા, એ ખરુ ડહાપણુ છે કડુ ભાષાનો પ્રયોગ કદી પણુ કરવે નહિ, કારણુ કે તે મનુષ્યને જીવનભર સાલે છે

ફૂલ કરમાય છે, પણુ તેની સુગધ પાછળ રહી જા છે, તેમ મનુષ્યની જીવનયાત્રા પૂરી થાય છે, પણુ તે સત્કાર્યોની સુવાસ પાછળ રહી જાય છે, તેથી મનુષ્યે પોતા જીવનયાત્રા દરમિયાન બને તેટલા સત્કાર્યો કરી લેવા જોઇએ

[ ૪૧ ]

## ઉપસહાર

નિવૃત્તિના સમય દરમિયાન હુ મારા જીવનપ્રસગે નોધ કરતો ગયો અને મારો અલ્પ અનુભવ તેમજ વિચારો ટપકાવતો ગયો આ રીતે જે લખાણુ તૈયાર થ તે વાચતા-વિચારતા હુ અતર્મુખ બની શકીશ અને

જીવનમા જે ત્રુટિઓ રહી ગઈ છે તેને સુધારી શકીશ, એવી મારી ધારણા હતી. આ ધારણા અમુક અંશે પાર પડી છે અને હવે પછી તે વધારે પ્રમાણમા પાર પડશે, એવી આશા રાખુ છુ

મારો આ અલ્પ અનુભવ, તેમજ મારા આ વિચારો મારા ચિરપરિચિત મિત્રો, સાથીઓ તેમજ અન્ય સજ્જનો વાચવાનુ પસંદ કરશે તો મને આનંદ થશે અને મારી મહેનત ધાર્યા કરતા વધારે સફળ થઈ છે એમ માનીશ.

આપણા સાહિત્યમા ચરિત્રોની ખોટ નથી. અનેક મહાપુરુષો પોતાના અનુભવો લખી ગયા છે અને અનેક વિચારક મહાનુભાવોએ પોતાના ચરિત્રો અક્ષરાંકિત કર્યા છે તે બધાના મુકાબલે મારો આ અનુભવ અને મારા આ વિચારો કઈ વિસાતમા નથી. છતા તેને એક પ્રકારનો આકાર છે એ દૃષ્ટિએ જિજ્ઞાસુવર્ગ તેને વાચશે–વિચારશે એવી આશા રાખુ છુ

મારા માટે આ પ્રથમ આલેખન એક સાહસ જ છે કારણ કે તેમા અનેક ત્રુટિઓ રહી જવાનો સંભવ છે પણ ઉદાર ચિત્ત પાઠકો તે અંગે મને ક્ષમા આપશે, એવી અભ્યર્થના કરુ છુ

સહુને પ્રેમભર્યા પ્રણામ.

—બ્રહ્મચર્યનો પૂરો ને બરોબર અર્થ બ્રહ્મની શોધ. બ્રહ્મ સૌમાં વસે છે એટલે તે શોધ અંતર્ધ્યાન ને તેથી નીપજતા અંતર્જ્ઞાનથી થાય. એ અંતર્જ્ઞાન ઇન્દ્રિયોના સંપૂર્ણ સંયમ વિના અશક્ય છે. તેથી સર્વ ઇન્દ્રિયોનો મનથી, વચનથી ને કાયાથી સર્વ કાળે સંયમ તે બ્રહ્મચર્ય.

આવા બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન કરનાર સ્ત્રી કે પુરુષ કેવળ નિર્વિકારી હોય. તેથી એવા સ્ત્રીપુરુષ ઈશ્વરની સમીપમાં વસે છે. તે ઈશ્વર જેવાં છે.

[ નીતિનાશના માર્ગે ] —ગાંધીજી